# બૌદ્ધસંઘનો પરિચય

અ. ધર્માનંદ કોસંબી



ગુજરાત પુરાતત્ત્વ મંદિર
અમદાવાદ

# બૌદ્ધસંઘનો પરિચય

લેખક

અધ્યાપક ધર્માનંદ કોસમ્બી



ગુજરાત પુરાતત્ત્વ મંદિર

અમદાવાદ

પ્રથમાવૃત્તિ

પ્રત ૧૦૦૦ ]  સંવત ૧૯૮૧–સને ૧૯૨૫  [ મૂલ્ય રૂ ૨

શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરને
આ પુસ્તક પ્રેમપૂર્વક
અર્પણ કરું છું.

વ. કો.

# વિજ્ઞાપન

---

ગૂજરાતપુરાતત્ત્વમંદિરની પ્રબંધસમિતિના સં. ૧૯૮૦ ના આસો વદ ૧૧ ની બેઠકના ઠરાવ ૮ (પરિશિષ્ટ ૧૧) મુજબ આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવે છે.

ગૂજરાત વિદ્યાપીઠ કાર્યાલય
**અમદાવાદ.**
ફાગણ વદ ૧૪ સં. ૧૯૮૧

પ્રકાશક

# પ્રસ્તાવના

'નવજીવન'માં લખેલા લેખ માટે અને તે લેખની જામીનગિરી ન આપવા માટે મારા મિત્ર શ્રી૦ કાકા કાલેલકરને તા. ૨૦ ફેબ્રુઆરી ૧૯૨૩ ના રોજ એક વરસની સાદી કેદની શિક્ષા થઇ. સાબરમતી જેલમાં જતા પહેલાં પોતાને માટે વિનયગ્રંથનું અંગ્રેજી ભાષાન્તર કોઈ પણ ઠેકાણેથી મેળવી આપવા માટે તેમણે મને કહ્યું. Sacred Books of the East માં છપાયેલું આ ભાષાન્તર હાલ ઉપલબ્ધ નથી, અને સાર્વજનિક લાયબ્રેરીઓ બાદ કરતાં બીજી કોઇ જગાએ આ પુસ્તક મને મળતું નહોતું. ત્યારે ફક્ત કાકા માટે જ નહિ પરંતુ સર્વસામાન્ય વાચકો માટે વિનયગ્રંથનો સાર તૈયાર કરવાની કલ્પના મારા મનમા ઉદ્‌ભવી, અને ગૂજરાત પુરાતત્ત્વમંદિરની પ્રબંધસમિતિને તે પસંદ પડવાથી આ કામ મેં તરત જ હાથમાં લીધું. એકલા વિનયગ્રંથનો જ સાર આપવા કરતાં બુદ્ધસમકાલીન શ્રાવકસંઘની કેટલીક વ્યક્તિઓનાં સંક્ષિપ્ત ચરિત્રો આપવાથી આ ગ્રંથ વધારે લોકપ્રિય થશે એવું લાગવાથી તે ચરિત્રોનો પણ ત્રીજા ભાગમાં સંગ્રહ કર્યો, અને આ ગ્રંથને 'વિનયગ્રંથનો પરિચય' એ નામ ન આપતાં 'બૌદ્ધસંઘનો પરિચય' એ નામ આપ્યું.

∴ વિનયગ્રંથના પારાજિકા, પાચિત્તિયાદિ, મહાવગ્ગ, ચુલ્લવગ્ગ અને પરિવાર એવા પાંચ વિભાગ છે. તેમાંના પહેલા બે વિભાગમા આ પુસ્તકના બીજા ભાગમાં આપેલા નિયમ, તેમની પૂર્વપીઠિકા, અને તે ઉપરની ટીકા છે. મહાવગ્ગ અને ચુલ્લવગ્ગમા ઉપસમ્પદા કેવી રીતે આપવી તે, આચાર્ય અને શિષ્યનાં કર્તવ્યો, વગેરે હકીકતોનું વિસ્તૃત વર્ણન છે, અને પ્રસંગોપાત્ત ઝીણા ઝીણા નિયમો પણ આપ્યા છે. પરિવારમાં પારાજિકાદિ નિયમોની સંક્ષિપ્ત યાદી અને વિનયની ગુરુપરંપરાનું વર્ણન છે. આ પાંચમાં પણ પહેલા બે

વિભાગમાં આવેલા ભિક્ષુઓના અને ભિક્ષુણીઓના નિયમો ઘણા પ્રાચીન હોવા જોઇએ એમ તેમની ભાષા ઉપરથી સિદ્ધ થાય છે. તે નિયમોની અને વિનયગ્રંથની ભાષા ભિન્ન છે, કિંબહુના વિનયગ્રંથને તે નિયમો ઉપરની વિસ્તૃત ટીકા જ કહીએ તો એ અતિશયોક્તિ નહિ ગણાય.

હવે આ નિયમો કયારે અસ્તિત્વમા આવ્યા, અને તેમને હાલનું સ્વરૂપ કયે વખતે પ્રાપ્ત થયું એનો બરાબર ઉકેલ થવો કઠણ છે. આમાંના કેટલાએક મહત્ત્વના નિયમો ખુદ ભગવાન બુદ્ધે ભિક્ષુઓને માટે ઘડયા હોવા જોઇએ, અને પાછળથી પ્રસંગોપાત્ત ભિક્ષુસંઘે તેમાં ફરક કર્યો હશે. ઉદાહરણાર્થ, બપોરે બાર વાગ્યા પછી ભિક્ષુએ અન્નગ્રહણ ન કરવું એ નિયમ[1] લ્યો. આની પૂર્વ-પીઠિકા મજ્ઝિમનિકાયના કીટાગિરિસુત્તમાં ( અંક ૭૦ ) મળી આવે છે. તે આ પ્રમાણેઃ—

એક વાર ભગવાન કાશીરાષ્ટ્રમા મોટા ભિક્ષુસંઘ સહિત ઉપદેશ કરતા ફરતા હતા. ત્યાં ભગવાન ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યાઃ–" હે ભિક્ષુઓ, મેં રાત્રિભોજન છોડી દીધું છે, એથી મારા શરીરમાંથી વ્યાધિ ઓછી થઈ છે, જાડય ઓછું થયું છે, શરીરમા બળ આવ્યું છે અને ચિત્તને સ્વાસ્થ્ય મળે છે. હે ભિક્ષુઓ, તમે પણ આ પ્રમાણે વર્તો. તમે જો રાત્રિભોજન છોડશો તો તમારા શરીરમાંથી વ્યાધિ ઓછી થશે, જાડય ઓછું થશે, શરીરમા બળ આવશે અને તમારા ચિત્તને સ્વાસ્થ્ય મળશે." "બહુ સારૂં, ભદન્ત," એમ તે ભિક્ષુઓએ ભગવાનને જવાબ આપ્યો.

તે પછી ભગવાન પ્રવાસ કરતા કરતા કીટાગિરિ નામના શહેરમાં આવ્યા. ત્યાં અસ્સજિ (**अश्वजित**) અને પુનબ્બસુક ( **पुनर्वसुक** ) નામના બે ભિક્ષુઓ રહેતા હતા. કેટલાક ભિક્ષુઓએ તેમની પાસે જઇ

1. ભાગ ૨ કા૦ ૮૬, પાચિત્તિય ૩૭.

તેમને કહ્યું:–" ભગવાન રાત્રે જમતા નથી અને ભિક્ષુસંઘે પણ રાત્રિભોજન ત્યજી દીધું છે. તમે આ પ્રમાણે રાતનું ભોજન છોડશો તો તમને પણ ઠીક લાગશે." આના જવાબમા અસ્સજિ અને પુનબ્બસુક બોલ્યાઃ–" બંધુઓ, અમે સાંજે જમીએ છીએ, સવારે જમીએ છીએ, બપોરે જમીએ છીએ અને બપોર નમી ગયા પછી પણ જમીએ છીએ. આથી અમારા શરીરમાંથી વ્યાધિ ઓછી થાય છે, જડતા ઓછી થાય છે, શરીરમા બળ આવે છે અને ચિત્ત સ્વસ્થ થાય છે, તો પછી આજનું સુખ છોડીને ભવિષ્યના સુખની આશા પાછળ શા માટે અમારે પડવું જોઇએ ?"

આ વાત જ્યારે ભગવાને જાણી ત્યારે તેમણે તે બન્નેને બોલાવીને તપાસ કરી...ઇત્યાદિ.

આ ઉપરથી એવું દેખાઇ આવે છે કે ભગવાને શરૂઆતમાં ફકત રાત્રિભોજનનો જ નિષેધ કર્યો હશે અને સંઘના ઘણાખરા ભિક્ષુઓને આ વાત પસંદ પડવાથી આ નિયમ સર્વસંમત થયો હશે. લટુકિકોપમસુત્તમા [ મજ્ઝિમનિકાય અંક ૬૬ ] ઉદાયી ભગવાનને કહે છે–" ભદન્ત, હું એકાન્તમાં હતો ત્યારે મારા મનમાં એવો વિચાર આવ્યો કે, ભગવાને ઘણી દુઃખકારક વાતો અમારાથી દૂર કરી અને ઘણી સુખકારક વાતો અમને પ્રાપ્ત કરાવી આપી... ભદન્ત, અમે પહેલાં સાંજે, સવારે, બપોરે અને બપોર નમી ગયા પછી પણ જમતા હતા. એવો એક વખત હતો કે જ્યારે ભગવાને દિવસે કવેળાએ જમવાની ભિક્ષુઓને મનાઇ કરી, તે વખતે મને બહુ માઠું લાગ્યું. શ્રદ્ધાળુ ગૃહસ્થો દિવસે વિકાળે અમને ખાવા પીવાની જણસો આપે છે તેની પણ ભગવાન મનાઇ કરે છે, એ મને ગમ્યું નહિ. પરંતુ ભગવાન ઉપરના પ્રેમને લીધે, ભગવાનના ગૌરવને લીધે અને લજ્જા અને લોકાપવાદભયને લીધે દિવસે વિકાળે જમવાનું અમે છોડી દીધું. પણ અમે સવારે અને સાંજે જમતા હતા. તે પછી રાત્રે કવેળાએ ખાવાની ભગવાને મનાઇ

કરી ત્યારે પણ મને માઠું લાગ્યું. આ બે ભોજનમા જે ઉત્તમ ભોજન છે તે પણ છોડી દેવા ભગવાન કહે છે, એ મને ગમ્યું નહિ...પરંતુ ભગવાન ઉપરના પ્રેમને લીધે, ભગવંતના ગૌરવને લીધે અને લજ્જા તથા લોકાપવાદભયને લીધે અમે રાતે કવેળાએ ખાવાનું પણ છોડી દીધું. આ નિયમ કરતા પહેલા ભિક્ષુઓ અંધારી રાતે ભિક્ષાટન કરતાં કરતા ગટરમા અથવા તો ગંદવાડવાળા ખાડામા પડતા, કાંટામાં પડતા, સૂતેલી ગાય ઉપર પડતા, ચોરી કરીને આવતા અથવા ચોરી કરવા જતા ચોરોના સપાટામા સપડાઇ જતા... હુ પણ એક વાર આમ જ ભિક્ષાટન કરવા માટે ગયો હતો. ત્યાં એક સ્ત્રી પોતાના ઘરની બહારની બાજુએ વાસણ ઉટકતી હતી. મને જોઇને 'ભૂત રે ભૂત, પિશાચ રે પિશાચ' એવી તેણે બૂમ પાડી. ત્યારે મેં તેને કહ્યું, 'બ્હેન, હું પિશાચ નથી; હુ ભિક્ષુ છુ અને અહીં ભિક્ષા માટે ઉભો રહ્યો છું'' તે બોલી.–'અરે ભિક્ષુ, તારી કૂઈ મરે, તારી મા મરે, આવી અંધારી રાત્રે ભિક્ષાટન કરવા કરતાં કસાઇની તીક્ષ્ણ છરીથી તારૂં પેટ કપાય એ વધારે સારૂં છે.' ભદન્ત, આ બીના જ્યારે મને સાભરે છે ત્યારે ભગવાને ઘણી દુઃખકારક વાતો અમારાથી દૂર કરી અને ઘણી સુખકારક વાતો અમને પ્રાપ્ત કરાવી આપી એમ મને લાગે છે.''

આ વાત ઉપરથી એવું દેખાશે કે પ્રથમતઃ ભગવાને કવેળાએ ખાવાનો નિષેધ કર્યો; તો પણ રાત્રિભોજનનો નિષેધ કર્યો નહિ. પછી સવારે બાર વાગ્યા પહેલાં એક વાર અને સાજે સૂર્યાસ્ત પહેલાં એક વાર એમ બે જ ભોજન લેવાનો નિયમ કર્યો હશે. ખુદ ભગવાન પોતે સવારનું એકજ ભોજન લેતા હતા અને ભિક્ષુઓને પણ એ પ્રમાણે કરવા ઉપદેશ આપતા હતા. એનો ઉલ્લેખ કકચૂપમ-સુત્તમાં [મજ્ઝિમ૦ અંક. ૨૧] આવ્યો છે. પરંતુ હાલની રીત એવી છે કે અરુણોદયથી મધ્યાહ્નકાળ સુધીમા ભિક્ષુ ગમે તેટલી વાર ખાઈ શકે છે. બાર વાગ્યાથી બીજા દિવસના અરુણોદય સુધીનો

સમય વિકાલ ગણાય છે. સપ્તદશવર્ગીય ભિક્ષુઓ બાર વાગ્યા પછી ખાવાના પદાર્થો ખાતા, તેથી આ નિયમ કરવો પડ્યો એવું વિનય-ગ્રંથમા બતાવેલું છે. પરંતુ વિનયનો અને સુત્તપિટકમાના ઉપર આપેલા ઉતારાઓનો ચોકખો વિરોધ નજરે પડે છે. અને વિનયની આવી જાતની કથાઓ પાછળથી રચાએલી હોવી જોઇએ એ સ્પષ્ટ થાય છે.

વજ્જિપુત્તક નામનો એક ભિક્ષુ હતો. તે ભગવાન પાસે આવ્યો અને બોલ્યો–"આ દોઢસો શિક્ષાપદો (નિયમો) દર પખવાડીયે બોલવામા આવે છે. તે શીખવા મારે માટે શકય નથી." ભગવાને કહ્યું –"તું અધિશીલશિક્ષા, અધિચિત્તશિક્ષા અને અધિપ્રજ્ઞાશિક્ષા આ ત્રણ શિક્ષાઓ (નિયમો) શીખીશ ?" વજ્જિપુત્તક બોલ્યોઃ– "આ ત્રણ શિક્ષા શીખવી મારે માટે શકય છે." ભગવાન બોલ્યાઃ– "જો તું આ ત્રણ શિક્ષા શીખીશ તો તારા રાગ, દ્વેષ અને મોહ નષ્ટ થશે, અને તારા હાથે પાપકર્મ થશે નહિ,[૧]"

આ સુત્તમા દોઢસો શિક્ષાપદોનો ઉલ્લેખ આવેલો છે. તે ઉપર મનોરથપૂરણીકાર–બુદ્ધઘોષાચાર્યનું કહેવું એવું છે કે, તે વખતે ભગવાને દોઢસો જ નિયમો કર્યા હતા; બાકીના પાછળથી કર્યા. પરંતુ આ સ્પષ્ટીકરણની કશી જરૂર જણાતી નથી. બે અનિયતને સ્વતંત્ર નિયમ કહી શકાય નહિ. અને જો ૭૫ સેખિય પળાય નહિ તો તેથી પાચિત્તિય જેવી આપત્તિ થતી નથી. એટલે તે બાદ કરતાં બાકી દોઢસો જ રહે છે; અને અંગુત્તરનિકાય લખાયો તે વખતે

૧. આ ત્રણ શિક્ષાઓની સવિસ્તર માહિતી 'બુદ્ધ, ધર્મ અને સંઘ' નામના પુસ્તકના બીજા વ્યાખ્યાનમાં 'ધર્મ'ના મથાળા નીચે આપેલી છે. ઉપરનું સુત્ત અંગુત્તરનિકાયના તિકનિપાતના બીજા પણ્ણાસકના ચોથા વગ્ગનું ચોથું છે. Pali Text Society ના મુદ્રણમાં આ સુત્તનો અંક ૮૩ મો આપ્યો છે. તે ખોટો છે. ૮૧ અને ૮૨ બે સુત્તોનો સમાવેશ એક ૮૧ મા સુત્તમાં જ કરાયેલો હોવાથી આ ગોટાળો ઊભો થયો છે.

આટલા જ નિયમોને પાતિમોક્ખ કહેતા હતા. તે સમય પછી અને બુદ્ધઘોષના સમય પહેલાં મૂળના પાતિમોક્ખમાં ૭૫ સેખિયનો ઉમેરો થયો એટલું જ નહિ પરંતુ તે દોઢસો નિયમોના પાયા ઉપર વિનય ગ્રંથની પ્રચંડ ઈમારત બાંધવામા આવી. અર્થાત્ આ નિયમોની પૂર્વપીઠિકા જે વિનયગ્રંથમા વર્ણવેલી છે તે સર્વથૈવ ઐતહાસિક છે, એમ માનીને ચાલવું નકામુ છે. પારાજિકા જેવા નિયમોની પૂર્વપીઠિકાઓ આચાર્યપરંપરાએ ચાલતી આવી હોય એ શક્ય છે, પરંતુ બીજા નિયમોની પૂર્વપીઠિકા વિનયગ્રંથ લખાયો ત્યારે લેખકને કે લેખકોને ખબર નહિ હોય અને તે તેમણે નવી જ રચેલી હશે.

લગભગ ખ્રિસ્તી શતકની શરૂઆતથી બૌદ્ધવાઙ્મયની વિલક્ષણ ક્રાંતિ થયાનું જણાય છે. મૂળના સુત્તમાં ઘણા ખરાં સુત્તો આનંદે, સારિપુત્તે અથવા એવા જ બીજા પ્રસિદ્ધ મહાશ્રાવકે ઉપદેશેલાં દેખાય છે. પરંતુ ઇ. સ. પછીના ગ્રંથોમા બધાં પ્રકરણોનો સંબંધ ખુદ બુદ્ધની સાથે જોડવાનો પ્રયત્ન થયેલો દેખાય છે. દાખલા તરીકે જાતકની વાતો લ્યો. દરેક વાત બુદ્ધે જ કહી અને તે તેના પૂર્વ-જન્મની હતી, એવું વર્ણન જાતક–અટ્ઠકથામા મળી આવે છે. અભિધર્મનાં સાત પ્રકરણો પણ ભગવાન બુદ્ધે જ ઉપદેશેલાં છે, એમ સિદ્ધ કરવાનો વિચિત્ર પ્રયત્ન અટ્ઠકથાકારે કર્યો છે. આ બધી બાબતોનો વિચાર કરતાં વિનયગ્રંથ બધી અટ્ઠકથાઓનો પૂર્વગામી છે, એવી મારી માન્યતા બંધાઇ છે. અને તેમાંની વાતોનો ઇતિહાસ તરીકે ઉપયોગ કરતાં ખૂબ સાવધાનતા રાખવી જોઇએ એમ મને લાગે છે.

અહીં એ પ્રશ્ન ઉભો થશે કે, જો આ વાતોનું ઐતિહાસિક મહત્ત્વ નથી તો તેમનો આ ગ્રંથમા સંગ્રહ શા માટે કર્યો? આનો જવાબ એ કે પૂર્વપીઠિકા સિવાય ઘણા નિયમોનું સ્પષ્ટીકરણ થવું કઠણ છે. કેટલાક નિયમોની પૂર્વપીઠિકા આપીને કેટલાકની પૂર્વ-

પીઠિકા આપી ન હોત તો તે પણ યોગ્ય ન ગણાત. એટલે સેખિય સિવાય બાકીના બધા નિયમોની સંક્ષિપ્ત પૂર્વપીઠિકાઓ આપેલી છે. વાચકોએ તે પૂર્વપીઠિકાઓને ઐતિહાસિક મહત્ત્વ ન આપતાં ફક્ત નિયમ સમજવા માટે જ તેમનો ઉપયોગ કરવો. લગભગ ઈ. સ. ના આરંભમા બૌદ્ધસંઘની ઘટના કેવી હતી, તે સંઘમા કઇ વસ્તુઓને મહત્ત્વ આપવામા આવતુ હતું, અને સંઘશક્તિ વધારવાનો કેવો પ્રયત્ન કરવામા આવતો હતો, એ સમજવા પૂરતો જ પહેલા બે ભાગોનો ઉપયોગ વાચકોને થશે. ત્રીજા ભાગમા જે મહાશ્રાવકોનાં ચરિત્રો આપેલા છે તેમા દંતકથાઓનો ઘણો ભેગ છે. તો પણ બુદ્ધ ભગવાનની હયાતીમા ભિક્ષુ અને ગૃહસ્થો કેવી રીતે રહેતા હતા, એની ઠીક ઠીક કલ્પના આ ચરિત્રો ઉપરથી આવશે. જયા શક્ય હતુ ત્યા મૂળ સુત્તોનો આધાર લઇને તે દ્વારા તે તે વ્યક્તિઓના ચરિત્રનુ વર્ણન કરવાનો પ્રયત્ન કર્યો છે. કાર્લી, વેરૂળ વગેરે ગુફાઓમા ( **લેર્ણી** ) અને સાચી વગેરે સ્તૂપોની આસપાસ જડી આવતાં બૌદ્ધસંઘની વ્યક્તિઓના કોતરેલા ચિત્રો જાણવા માટે, ને ચિત્રકલાનો અર્થ સમજવા માટે, અને ફાહ્યાન, હુએન્ત્સાગ વગેરે ચિની પ્રવાસીઓનાં પ્રવાસવર્ણનો વાચતા આ ભાગની વાચકોને સારી મદદ થશે એવી હું આશા રાખું છું.

ગૂજરાત વિદ્યાપીઠના સ્નાતક શ્રી૦ પાંડુરંગ વિટ્ઠલ વળામેએ આ પુસ્તકનું ગૂજરાતી ભાષાતર કરી આપી સહાય કરી છે તે માટે હું એમનો આભારી છું.

**ધર્માનંદ કોસંબી**



# અનુક્રમણિકા

## ભાગ ૧ લો

## ભાગ ૨ જો



## ભાગ ૩ જો

**ભિક્ષુણીઓ—**



**ઉપાસકો—**

# સૂચના

ક = કલમ   પ્ર = પ્રકરણ

આ ગ્રંથના પ્હેલા બે ભાગમા ઉલ્લેખ માટે આવના આંકડા કલમ સૂચવે છે, અને ત્રીજામા પ્રકરણ સૂચવે છે.



# બૌદ્ધસંઘનો પરિચય

## ભાગ ૧ લો

### રચનાત્મક નિયમો

### શિષ્યોના ધર્મ

૧. બુદ્ધગયાની આજુબાજુના પ્રદેશને અઢી હજાર વરસ પૂર્વે ઉરુવેલા કહેતા હતા અને હાલની **લીલંજન** નદી તે વખતે **નેરંજના** નામથી ઓળખાતી. આ પ્રદેશમાં અને આ નદીને કાઠે **શાકયમુનિ ગૌતમે** ૭ વરસ સુધી ખડતર તપશ્ચર્યા કરી પોતાનું શરીર કૃશ કર્યું અને છેવટે **બોધિવૃક્ષ** નીચે બેસીને જગતના તારણહાર ધર્મમાર્ગનું જ્ઞાન પ્રાપ્ત કર્યું. **વૈશાખ** સુદી પુનમને દિવસે એને આ જ્ઞાનપ્રાપ્તિ થઇ, અને ત્યાર પછી **કાશી** જઈ **આષાઢ** સુદી પુનમને દિવસે એણે પોતાના પહેલાના પાચ સાથીઓને આ નવા ધર્મમાર્ગનો ઉપદેશ કર્યો. એટલે **બૌદ્ધસંઘની** પ્રથમ સ્થાપના એ દિવસે થઇ એમ કહેવાને વાંધો નથી. એ વખતે બુદ્ધભગવાન પોતાના શિષ્યને "**एहि भिक्खु**" (ભિક્ષુ આમ આવ) એમ કહેતા, અને એ જ એમનો પ્રવ્રજ્યા-વિધિ થતો.

૨. એ ચોમાસામાં બીજા પંચાવન માણસો બુદ્ધભગવાનના શિષ્ય થયા અને ચોમાસું પૂરું થતાં જ્યારે એમને જૂદે જૂદે ઠેકાણે ધર્મોપદેશ કરવા માટે મોકલવામાં આવ્યા ત્યારે બુદ્ધે એમને નીચેનાં ત્રણ શરણ-ગમનોથી પ્રવ્રજ્યા આપવાની પરવાનગી આપી:—

**बुद्धं सरणं गच्छामि**
**धम्मं सरणं गच्छामि**
**संघं सरणं गच्छामि**

પરંતુ બુદ્ધભગવાન પોતે તો '**एहि भिक्षु**' એ શબ્દોથી જ પ્રવ્રજ્યા આપતા.

૩. એ ચોમાસું પૂરું થયું ત્યારે બુદ્ધભગવાન ફરીથી ઉરુવેલા આવ્યા અને ત્યાં એમણે ઉરુવેલકાશ્યપ વગેરે ત્રણ ભાઇઓ તથા એમના શિષ્યોને પોતાના અનુયાયી બનાવ્યા. એમને સાથે લઈને એ રાજગૃહ પધાર્યા. ત્યાં સંજય નામના પરિવ્રાજકના સારિપુત્ત અને મોગ્ગલ્લાન નામના બે અગ્રશિષ્યો પોતાના ૨૫૦ સહાધ્યાયીઓ સાથે એમના અનુયાયી થયા. એથી કરીને સંઘનો વિસ્તાર અતિશય વધી પડયો અને જુવાન ભિક્ષુઓ પર દેખરેખ ન રહી શકવાથી તેઓ અવ્યવસ્થિત રીતે વર્તવા લાગ્યા. સવારે ગામમા ભિક્ષા માટે જતા હોય ત્યારે તેઓ પોતાનાં ચીવર વ્યવસ્થિત રીતે રાખતા નહિ; લોકો જમતા કરતા હોય ત્યારે પોતાનું ભિક્ષાપાત્ર એમની આગળ ધરતા, લોકોને કહીને પોતાને માટે દાળભાત તૈયાર કરાવતા; જમતી વખતે મોટે અવાજે બોલતા. આથી લોકોમાં એમની નિંદા થવા લાગી લોકો કહેતા કે આ શ્રમણ લોકોમાં આવી અવ્યવસ્થા કેમ અને આ લોકો બ્રાહ્મણોની માફક જમતા જમતા મોટે મોટેથી બોલે છે એ શું ?

૪. આ વાત ભિક્ષુઓએ બુદ્ધને કહી ત્યારે એમણે એ જુવાન ભિક્ષુઓનો નિષેધ કર્યો, તથા ચેનબાજીની, બાઉધરાપણાની, અસંતોષની, ગપ્પા મારવાની અને આળસુપણાની નિંદા કરી, અનેક રીતે સાદાઇ, નિસ્પૃહતા, સંતોષ, ઉત્સાહ વગેરેની સ્તુતિ કરી ભિક્ષુઓને કહ્યું, "ભિક્ષુઓ, આજથી ઉપાધ્યાય સ્વીકારવાની હું તમને રજા આપુ છું ઉપાધ્યાયે પોતાના શિષ્યો ઉપર પુત્રની માફક પ્રેમ રાખવો તથા શિષ્યોએ ઉપાધ્યાયને પિતાતુલ્ય માનવો. આ પ્રમાણે એકબીજા

તરફ પ્રેમ રાખવાથી મારા આ ધર્મવિનયમાં એ બંનેની ઉત્તમ રીતે અભિવૃદ્ધિ થશે. ઉપાધ્યાયનો સ્વીકાર આ પ્રમાણે કરવો:—

"ઉત્તરાસંગ[1] એક ખભાપર કરી એને નમન કરવું; તથા ઉભડક બેસી, હાથ જોડી કહેવું 'ભદંત, મારા ઉપાધ્યાય થાઓ; ભદંત મારા ઉપાધ્યાય થાઓ; ભદંત, મારા ઉપાધ્યાય થાઓ.' 'વારૂ, ઠીક છે' અથવા આવી બીજી કોઇ પણ કાયિક કે વાચિક સંજ્ઞાથી એ પોતાની વિનંતીનો સ્વીકાર કરે એટલે એ પોતાનો ઉપાધ્યાય થયો એમ સમજવું.

૫. "શિષ્યે ઉપાધ્યાયની સાથે સારી રીતે વર્તવું.-સવારે વહેલા ઉઠી, જોડા ઉતારી નાખી (ખુલ્લે પગે) પોતાનું ઉત્તરાસંગ એક ખભા ઉપર કરી ઉપાધ્યાયને દાતણ આપવું; મ્હો ધોવા માટે પાણી આપવું અને એને બેસવા માટે આસન પાથરવું. જો ભાતનું ઓસામણ હાજર હોય તો એનું પાત્ર ધોઈ એમા ઓસામણ ભરી એ એની આગળ મૂકવું. એ ઓસામણ પી રહે ત્યારે હાથમ્હો ધોવા એને પાણી આપવું અને એનું પાત્ર ધોઇ વ્યવસ્થિત રીતે પોતાની જગ્યાએ મૂકી દેવું. ઉપાધ્યાય ઉઠે કે આસન મૂકી દેવું અને એ જગ્યા ગંદી થઇ હોય તો સાવરણીથી વાળી નાખવી.

૬. "ઉપાધ્યાયની (ભિક્ષા માટે) ગામમા જવાની ઇચ્છા હોય તો એને ગામમાં જતી વખતે પહેરવાનું ચીવર આપવું અને પહેલા પહેરેલું ચીવર એ કાઢી નાખે ત્યારે લઇ લેવું. એને કમ્મરપટો આપવો. સંઘાટી અને ઉત્તરાસંગ એ બે ચીવરો એક બીજા સાથે જોડી આપવા અને ભિક્ષાપાત્ર ધોઈ આપવું. ઉપાધ્યાયને સાથીની જરૂર હોય તો પોતે વ્યવસ્થિત રીતે ચીવર પહેરી, કાયબંધ બાંધી, સારી રીતે શરીર આચ્છાદિત કરી, પોતાનું ભિક્ષાપાત્ર ધોઈ લઈ ઉપાધ્યાયની પાછળ પાછળ જવું; ઉપાધ્યાયથી ઘણું દૂર કે ઘણું પાસે

---

૧ પહેરવાના ચીવરને અંતરવાસક, ઓઢવાના ચીવરને ઉત્તરાસંગ, અને ઠંડીને માટે વાપરવાના ચીવરને સંઘાટી કહે છે.

ચાલવું નહિ. પોતાના પાત્રમાં લોકો જે નાખે તેનો સ્વીકાર કરવો. ઉપાધ્યાય બોલતો હોય ત્યારે વચમાં પોતે બોલવું નહિ; પરંતુ નિયમનો ભંગ થાય એવું કાંઈ બોલતો હોય તો એનું નમ્રતાથી નિવારણ કરવું.

૭. "ગામમાંથી પાછા ફરતી વખતે પોતે પહેલા આવી ઉપાધ્યાયનું આસન તૈયાર કરવું. પગ ધોવા માટે પાણી તથા પાટલો તૈયાર રાખવા. આગળ જઇ એનું પાત્ર તથા સંઘાટી લઇ લેવાં. વિહારમાં પહેરવાનું ચીવર આપવું તથા પહેરેલું ચીવર એ કાઢી નાંખે ત્યારે લઈ લેવું જો એ પસીનાથી ભિંજાઈ ગયું હોય તો એને થોડી વાર તડકામાં સૂકવવું; પણ એને ત્યા જ રહેવા દેવું નહિ. એને ભેગું કરી લઇ લેવું અને ભેગું કરતા ફાટે નહિ એની કાળજી રાખવી. કાયબંધન (કમ્મરપટો) ચીવરની ગડી પર મૂકવું. જો પાત્રમાં ભિક્ષાન્ન વધ્યુ હોય અને ઉપાધ્યાયની જમવાની ઇચ્છા હોય તો પાણી આપી એ અન્ન ઉપાધ્યાયની આગળ મૂકવું. પીવાને માટે પાણી જોઇતું હોય તો પૂછી જોવું. જમ્યા પછી એને હાથમ્હોં ધોવા પાણી આપવું અને પાત્ર સારી રીતે ધોઇ નાંખી તડકામાં મૂકવું. પણ એને ત્યાં જ પડી રહેવા ન દેવું. પાત્ર અને ચીવર વ્યવસ્થિત રીતે મૂકવાં. પાટ કે બાજઠની નીચે જગ્યા સાફ કરી પાત્રને ત્યાં મૂકવું; પરંતુ એ નરી ભોંય પર મૂકવું નહિ. ચીવર મૂકવાની વળગણી કે દોરી સાફ કરી એના પર ચીવરોની ગડી વ્યવસ્થિત રીતે મૂકવી. ઉપાધ્યાય જમી ઉઠયા પછી આસન પગ ધોવાનું પાણી, પાટલો વગેરે બધી ચીજો તે તે ચીજની જગ્યાએ વ્યવસ્થિત રીતે મૂકવી. એ જગ્યા અસ્વચ્છ થઈ હોય તો સાફ કરી નાંખવી.

૮. "જો ઉપાધ્યાયને ન્હાવું હોય તો ન્હાવાની વ્યવસ્થા કરવી; એને ઠંડું પાણી જોઇતું હોય તો ઠંડું આપવું, ઉનું જોઈતું હોય તો ઉનું આપવું. ઉપાધ્યાયને [1]અગ્નિશાળામાં જવાની ઇચ્છા

૧. અગ્નિશાળા એટલે તાપથી શરીરમાંથી પરસેવો કાઢવા માટે તૈયાર કરેલી ઓરડી. વધારે માહિતી માટે આજ ભાગની કલમ ૮૨ જુઓ.

હોય તો મર્દનદ્રવ્ય તૈયાર કરી આપવું; બની શકે તો પોતે પણ અગ્નિશાળામા પ્રવેશ કરવો. પ્રવેશ કરતી વખતે મોઢે માટી લગાડવી અને શરીરને સારી રીતે આચ્છાદિત કરી પ્રવેશ કરવો. વૃદ્ધ ભિક્ષુઓની લગોલગ બેસવું નહિ. નવા ભિક્ષુઓને આસન પરથી ઉઠાડી મૂકવા નહિ. ત્યાંથી બહાર નીકળતી વખતે બેસવાનો પાટલો સાથે લઈ શરીરને બરાબર આચ્છાદિત કરી નીકળવું. જલાશય પાસે પણ ઉપાધ્યાયની સેવા કરવી. પાણીમાંથી પોતે બહાર નીકળી શરીર લોઇ તથા સૂકું ચીવર પહેરી, ઉપાધ્યાયનું શરીર લોવું. એને સૂકું ચીવર આપવું તથા સંઘાટી આપવી. અગ્નિશાળામાથી પાટલો લઈ પહેલા વિહારમાં આવવું અને ઉપાધ્યાયનું આસન તૈયાર કરવું તથા પગ ધોવાનું પાણી તથા પાટલો તૈયાર રાખવાં. ઉપાધ્યાયને પીવા માટે પાણી જોઇતું હોય તો પૂછવું. ઉપાધ્યાય પાસેથી નવો પાઠ લેવાનો હોય તો લેવો; એને પ્રશ્ન પૂછવા હોય તો પૂછવા.

૯. "જે વિહારમાં ઉપાધ્યાય રહેતો હોય તેમાં કચરો થયો હોય તો બની શકે તો સાફ કરી નાંખવો. વિહાર સાફ કરતી વખતે પ્રથમ પાત્રો અને ચીવરો બહાર કાઢી એક બાજૂએ મૂકવાં. શેતરંજીઓ, પથારીઓ, ઓશીકા વગેરે બહાર કાઢી એક બાજૂએ મૂકવાં ખાટલો બહાર કાઢતી વખતે, બારણા સાથે ભટકાય નહિ એવી રીતે કાળજીથી બહાર કાઢી, એક બાજૂએ મૂકવો. ખાટલાના પ્રતિપાદક[1] બહાર કાઢી એક બાજૂએ મૂકવા. પિકદાની તથા બેસવાનું આસન બહાર કાઢી એક બાજૂએ મૂકવાં, આસ્તરણ કેવી રીતે પાથર્યું છે તે ધ્યાનમાં રાખી પછી બહાર કાઢવું. જો વિહારમા જાળાં બાઝયા હોય તો પ્રથમ છત સાફ કરવી. પછીથી બારીઓ, કમાડ તથા ખૂણાઓ સાફ કરવા. ગેરૂથી રંગેલી ભિંતો ખરાબ થઇ હોય તો, પાણીમાં કપડું બોળી એને નિચોવી નાંખી પછીથી એનાથી એ સાફ કરવી. કાળી છોથી તૈયાર કરેલી જમીન પણ આ પ્રમાણે જ ભિને લુગડે

૧. ખાટલાના પાયા મૂકવાનાં લાકડાનાં ઓઠીંગણ કે પત્થર.

લૂછી સાફ કરવી. સાદી જમીન, ધૂળ ઉડે નહિ તે માટે, પ્રથમ પાણી છાંટી પછી સાફ કરવી. કચરો ભેગો કરી એક બાજૂએ નાંખી દેવો.

"શેતરંજીઓ, ખાટલો, પાટ, ઓશીકાં, પિકદાની વગેરે બધી ચીજો તડકામા સૂકવી, સાફ કરી, યોગ્ય સ્થાને મૂકી દેવી. એવી જ રીતે પાત્રો તથા ચીવરો પણ યથાસ્થાને મૂકી દેવાં.

"પૂર્વ દિશામાંથી પવનને લીધે ધૂળ ઉડતી હોય તો પૂર્વ તરફની બારીઓ બંધ કરવી. પશ્ચિમ દિશામાથી ધૂળ ઉડતી હોય તો પશ્ચિમ તરફની, ઉત્તર દિશામાથી ઉડતી હોય તો ઉત્તર તરફની તથા દક્ષિણ દિશામાથી ઉડતી હોય તો દક્ષિણ તરફની બારીઓ બંધ કરવી. ટાઢના દિવસોમા દિવસે બારીઓ ઉઘાડી રાખવી અને રાત્રે બંધ કરવી તથા ઉન્હાળાના દિવસોમા દિવસે બંધ રાખવી તથા રાત્રે ઉઘાડવી. રહેવાની ઓરડી, બેસવાની કોટડી, ભેગા મળવાનું દિવાનખાનું, અગ્નિશાળા તથા પાયખાનું સાફ ન હોય તો સાફ કરવા. પીવાનું પાણી ન હોય તો તે ભરી રાખવું. પગ ધોવાનું પાણી ન હોય તો તે પણ લાવી મૂકવું. પાયખાનામા રાખેલી કોઠીમાં પાણી થઇ રહ્યું હોય તો એ પણ ભરી રાખવું.

૧૧. "ઉપાધ્યાયમા [1]અનભિરતિ ઉત્પન્ન થઈ હોય, તો શિષ્યે બીજા મારફત એ શાંત કરવાનો પ્રયત્ન કરવો; અથવા જાતે ધર્મોપદેશ કરવો. ઉપાધ્યાયના મનમાં શંકા ઉદ્ભવી હોય તો શિષ્યે એ દૂર કરવી, કરાવવી અથવા ધર્મોપદેશ કરવો. ઉપાધ્યાયને મિથ્યાદૃષ્ટિ પ્રાપ્ત થઇ હોય તો શિષ્યે એ દૂર કરવી, અન્ય પાસે દૂર કરાવવી અથવા ધર્મોપદેશ કરવો.

૧૨. "ઉપાધ્યાયને હાથે [2]સંઘાદિશેષ નામનો અપરાધ થયો હોય અને એ [3]પરિવાસથી દૂર થઇ શકે તેમ હોય તો શિષ્યે, સંઘ

---

૧. ધર્માચરણમાં અસંતોષ.

૨. ભાગ ૨ જો, કલમ ૫ થી ૧૭ જૂઓ.

૩. ભાગ ૧ લો, કલમ ૭૮ જૂઓ.

તરફથી ઉપાધ્યાયને પરિવાસ મળે એવી ગોઠવણ કરવી. ઉપાધ્યાય પૂર્વસ્થિતિમાં આવવાને યોગ્ય હોય તો સંઘ એને પૂર્વસ્થિતિમાં લાવી મૂકે એવી ગોઠવણ કરવી. **માનત્ત**[1] કે [2]**અબ્ભાન** આપવાને લાયક હોય તો સંઘ **માનત્ત** કે **અબ્ભાન** આપે એવી ગોઠવણ કરવી.

૧૩. "**સંઘે** ઉપાધ્યાયને [3]તર્જનીયકર્મ, નિયશ કર્મ, પ્રવ્રાજનીયકર્મ, પ્રતિસ્મારણીયકર્મ અથવા ઉત્ક્ષેપણીયકર્મ કરવાનો વિચાર કર્યો હોય તો તે ન થવા દેવા માટે, અથવા થોડાક દંડમાત્રથી ઉપાધ્યાયને ક્ષમા કરવામાં આવે એવી ગોઠવણ કરવી. જો આમાંથી એકાદ કર્મ કરી દીધું હોય તો ઉપાધ્યાય નમ્રતાથી વર્તે તથા સંઘ એને માફી આપે એવી ગોઠવણ કરવી.

૧૪ "ઉપાધ્યાયનું ચીવર ધોવાનું હોય તો શિષ્યે જાતે ધોવું અથવા બીજા પાસેથી ધોવડાવી લેવાની કોશીશ કરવી. જો ઉપાધ્યાયનું ચીવર બનાવવાનું હોય તો શિષ્યે બનાવવું અથવા અન્ય પાસેથી બનાવી લેવાનો પ્રયાસ કરવો. ઉપાધ્યાય માટે રજન (રંગ) તૈયાર કરવું હોય તો જાતે તૈયાર કરવું અથવા બીજા પાસે કરાવવું; ચીવર રંગવાનું હોય તો જાતે રંગવું કે બીજા પાસે રંગાવી લેવું. ચીવર રંગતી વખતે કાળજીથી રંગવું.

૧૫. "ઉપાધ્યાયને પૂછ્યા વગર કોઇને પોતાનું પાત્ર આપવું નહિ કે બીજાનું પાત્ર પોતે લેવું નહિ; બીજાને ચીવર આપવું નહિ કે બીજાનું પોતે લેવું નહિ; બીજાને કોઈ ચીજ આપવી નહિ કે બીજાની કોઈ ચીજ લેવી નહિ; પોતે બીજાની હજામત[4] કરવી નહિ કે બીજા પાસેથી પોતાની હજામત કરાવી લેવી નહિ; બીજાનું કામ કરવું નહિ કે બીજા પાસે પોતાનું કામ કરાવવું નહિ.

---

૧. ભાગ ૧ લો, કલમ ૭૯ જુઓ.

૨. ભાગ ૧ લો, કલમ ૮૯ જુઓ.

૩. ભાગ ૧ લો, કલમ ૬૨ થી ૭૬ જુઓ.

૪ ભિક્ષુઓ એક બીજાની હજામત કરે છે.

બીજાની વ્યવસ્થા રાખવી નહિ કે બીજાને પોતાની વ્યવસ્થા રાખવા કહેવું નહિ; બીજાના સાથીદાર થવું નહિ કે બીજાને પોતાનો સાથીદાર બનાવવો નહિ; બીજાની ભિક્ષા લેવી નહિ કે પોતાની ભિક્ષા બીજાને આપવી નહિ. ઉપાધ્યાયને પૂછ્યા વગર ગામમાં, સ્મશાનમાં કે મુસાફરીએ જવું નહિ. ઉપાધ્યાય માંદો હોય તો મરતા સુધી કે માંદગીમાંથી ઉઠતાં સુધી એની સેવા કરવી."

## ઉપાધ્યાયના ધર્મ

૧૬. ઉપાધ્યાયે શિષ્યની સાથે સારી રીતે વર્તવું:–ઉપાધ્યાયે શિષ્યને પાઠ શિખવી, ધાર્મિક પ્રશ્નોના જવાબ આપી, ઉપદેશ કરી તથા રીતરિવાજની માહિતી આપી એને મદદ કરવી તથા એના પર અનુગ્રહ કરવો. ઉપાધ્યાય પાસે પાત્ર હોય અને શિષ્યની પાસે ન હોય તો એણે પોતાનું પાત્ર શિષ્યને આપવું અથવા એને બીજેથી પાત્ર મેળવી આપવાની તજવીજ કરવી. શિષ્યની પાસે ચીવર તથા ભિક્ષુને જોઈતી બીજી વસ્તુઓ ન હોય તો પણ ઉપાધ્યાયે આવી રીતે જ વર્તવું. શિષ્ય જો માંદો હોય તો કલમ ૫ થી ૧૦ સુધીમાં શિષ્યની જે ફરજો વર્ણવી તે જ ઉપાધ્યાયની પણ છે એમ સમજી વર્તવું. કલમ ૧૧, ૧૨ અને ૧૩ માં શિષ્યોનાં જે જે કર્તવ્યો વર્ણવ્યાં છે તે એવે પ્રસંગે ઉપાધ્યાયે પણ પાળવા.

૧૭. શિષ્યનું ચીવર ધોવાનું હોય તો એ કેવી રીતે ધોવું તે ઉપાધ્યાયે એને બતાવવું, અથવા બીજા કોઈ એને મદદ કરે એવી વ્યવસ્થા કરવી. ચીવર બનાવવાનું હોય, રજન તૈયાર કરવાનું હોય અને ચીવર રંગવાનું હોય ત્યારે પણ ઉપાધ્યાયે આ જ પ્રમાણે કરવું. શિષ્ય માંદો હોય તો એ મરે ત્યાં સુધી અથવા સાજો થાય ત્યા સુધી ઉપાધ્યાયે એની ચાકરી કરવી.

## આચાર્ય તથા અન્તેવાસીના ધર્મ

૧૮. તે વખતે ઉપાધ્યાય પ્રવાસે ગયા છે, ભિક્ષુભાવ છોડી દઈ ગૃહસ્થાશ્રમી થયા છે કે મરણ પામ્યા છે એવું જોઈ જુવાન

ભિક્ષુઓ અવ્યવસ્થિત રીતે વર્તવા લાગ્યા. ત્યારે એની તપાસ કરી ભિક્ષુઓને ઉદ્દેશી બુદ્ધભગવાને કહ્યું: “ હે ભિક્ષુઓ, આચાર્ય કરવાની હું તમને રજા આપું છું. આચાર્ય અન્તેવાસી ઉપર પુત્રની જેમ પ્રેમ રાખશે તથા અન્તેવાસી આચાર્યને પિતાતુલ્ય માન આપશે. આમ એક બીજા તરફ પ્રેમભાવ રાખવાથી આ ધર્મવિનયમાં એમની અભિવૃદ્ધિ થશે.” આચાર્ય ગ્રહણ કરવાનો વિધિ કલમ ચારમા વર્ણવ્યા પ્રમાણે જોઇ લેવો. આચાર્ય તથા અન્તેવાસીના ધર્મ અનુક્રમે ઉપાધ્યાય તથા શિષ્યોના ધર્મ જેવા જ છે એમ સમજવું.

૧૯. આગળ જતાં જૂદે જૂદે પ્રસંગે બુદ્ધે એવા નિયમ કર્યા કે ઉપાધ્યાય તથા આચાર્ય ઓછામાં ઓછા દસ વરસ સુધી સંઘમા ભિક્ષુ તરીકે રહેલા હોવા જોઇએ તથા શિષ્યો અને અન્તેવાસીઓ ઉપર દેખરેખ રાખવાની એમનામાં શક્તિ હોવી જોઇએ.

## ભિક્ષુ–પ્રવ્રજ્યા

૨૦. તે અરસામાં એક બ્રાહ્મણ ભિક્ષુઓ પાસે જઈ પ્રવ્રજ્યા માગવા લાગ્યો; પણ ભિક્ષુઓએ એને પ્રવ્રજ્યા આપી નહિ. એથી એ અસંત ઢીલો થઈ ગયો. બુદ્ધે એ જોઇ ભિક્ષુઓને એનું કારણ પૂછ્યું અને એમણે એ કહ્યું. ત્યારે બુદ્ધભગવાને કહ્યું, “ આનો અધિકાર કોઇને યાદ છે કે?” ત્યારે સારિપુત્તે કહ્યું: “ ભદંત, એનો અધિકાર મને યાદ છે. એક દિવસ હું રાજગૃહ નગરમા ભિક્ષા માટે ગયો હતો ત્યારે આણે મને એક કડછી ભરી ભિક્ષા આપી હતી.” આ કૃતજ્ઞતા માટે બુદ્ધે સારિપુત્તની સ્તુતિ કરી અને સારિપુત્તને જ એ બ્રાહ્મણને પ્રવ્રજ્યા આપવાને કહ્યું.

૨૧. પણ જ્યારે સારિપુત્તે પૂછ્યું કે “ ભદંત, બ્રાહ્મણને કેવી જાતની પ્રવ્રજ્યા આપવી ?” ત્યારે એ માટે ભિક્ષુઓને બોલાવી બુદ્ધે કહ્યું, “ જે ત્રણ શરણ–ગમનોથી ઉપસંપદા આપવાની પરવાનગી મેં આપી હતી તે હું આજથી રદ કરૂં છું અને નીચે પ્રમાણે વિજ્ઞપ્તિ તથા ત્રણ વાર ઉલ્લેખ કરી ઉપસંપદા આપવાની રજા આપુ છું:—

જે હોશિયાર અને લાયક ભિક્ષુ હોય એણે સંઘને વિજ્ઞપ્તિ કરવી કે 'ભદંતસંઘ, હું જે કહું છું તે તરફ ધ્યાન આપો. આ ફલાણા નામનો માણસ ફલાણા ઉપાધ્યાય તરફથી ઉપસંપદા માટે રજુ કરવામા આવે છે. જો સંઘને યોગ્ય લાગતું હોય તો ફલાણા ઉપાધ્યાયના હાથ નીચે એને ઉપસંપદા આપો.' આ વિજ્ઞપ્તિ થઈ રહ્યા પછી એણે ફરીથી કહેવું. 'ભદંતસંઘ, હું શું કહું છું તે સાંભળો. આ અમુક માણસ ફલાણા તરફથી ઉપસંપદા માટે રજુ કરવામાં આવે છે. એને એ ઉપાધ્યાયના હાથ નીચે સંઘ ઉપસંપદા આપે છે. આપણા જે ભાઇઓને આ વાત પસંદ હોય તેમણે મૌન રહેવું અને જેને એ નાપસંદ હોય તેણે એમ જણાવવું.' બીજી વાર અને ફરીથી ત્રીજી વાર પણ આ જ વાત એ ભિક્ષુએ કહી સંભળાવવી અને જો કોઇ વાંધો ન ઉઠાવે તો કહેવું કે 'આ અમુક માણસને ફલાણા ઉપાધ્યાયના હાથ તળે સંઘે ઉપસંપદા આપી છે સંઘને આ વાત માન્ય છે તેથી સંઘ મૂક છે તેથી આ વાત નક્કી થઈ એમ હું માની લઉં છું.' "

૨૨. એ વખતે કોઇ એક ભિક્ષુ ઉપસંપદાનો વિધિ થઇ રહ્યા પછી વ્યવસ્થાની વિરુદ્ધ વર્તવા લાગ્યો. ત્યારે 'એવી રીતે વર્તવું એ યોગ્ય નથી' એવું ભિક્ષુઓએ એને કહ્યું. એણે કહ્યું: "મને ઉપ-સંપદા આપો એવું મેં આપને ક્યારે કહેલ?" આ વાત બુદ્ધને કાને ગઈ; ત્યારે એમણે ભિક્ષુઓને કહ્યું, "વગર માગ્યે કોઇ પણ માણસને ઉપસંપદા આપવી નહિ." ઉમેદવારે નીચે મુજબ માગણી કરવી:—

ઉમેદવારે સંઘની પાસે આવવું અને ઉત્તરાસંગ એક ખભા પર કરી ઉભડક બેસી, હાથ જોડી કહેવું, 'ભદંત, સંઘ પાસે હું ઉપસંપદાની યાચના કરૂં છું. મારા પર કૃપા કરી સંઘ મારો ઉદ્ધાર કરે.' બીજી વાર અને ત્રીજી વાર પણ એણે આમ જ કહેવું. પછીથી કોઇ હોશિયાર અને વજનદાર ભિક્ષુએ સંઘને વિજ્ઞપ્તિ કરવી, 'ભદંત-સંઘ, હું શું બોલું છું તે તરફ ધ્યાન આપો. ભદંતસંઘ, આ

અમુક માણસ ફલાણા ઉપાધ્યાય તરફથી ઉપસપદા માટે રજુ કર-વામાં આવે છે. એ એ ઉપાધ્યાયના હાથ નીચે ઉપસંપદાની યાચના કરે છે. સંઘને યોગ્ય લાગે તો સંઘ એને એ ઉપાધ્યાયના હાથ તળે ઉપસંપદા આપે.' પછીથી ઉપર કહ્યા પ્રમાણે ત્રણ વાર ઉપસંદાની માગણીનો ઉચ્ચાર થયા છતાં કોઈ વાધો ન ઉઠાવે તો એ માણસ ભિક્ષુ થયો એમ સમજવું.

૨૩. એ વખતે રાજગૃહમા ભિક્ષુઓને ભિક્ષા માટે એક પછી એક નિમંત્રણ આવ્યા જ જતા. તેથી એક બ્રાહ્મણના મનમા એવો વિચાર આવ્યો કે આ શાક્યપુત્રીય શ્રમણો મોજમઝામા દિવસ પસાર કરે છે. સારૂં સારૂં અન્ન ખાય છે અને સારા વિહારોમાં રહે છે. એમના સંઘમાં મને પ્રવ્રજ્યા મળે તો સારૂં. એણે ભિક્ષુઓ પાસે પ્રવ્રજ્યાની માગણી કરી અને ભિક્ષુઓએ એને પ્રવ્રજ્યા આપી. એ ભિક્ષુ થયા પછી આમંત્રણપરંપરા પૂરી થઈ. ભિક્ષુઓએ એને પોતાની સાથે ભિક્ષાટન માટે બોલાવ્યો. ત્યારે એણે કહ્યું: "હું ભિક્ષા માગવા માટે ભિક્ષુ નથી થયો. મને જો ભોજન આપશો તો હું તમારા સંઘમાં રહીશ અને નહિ આપો તો ચાલ્યો જઇશ." "તું ત્યારે માત્ર પેટ માટે ભિક્ષુ થયો છું કેમ ?" એવું ભિક્ષુઓએ એને પૂછ્યું, ત્યારે એણે "હા" એવો જવાબ આપ્યો. આ વાત બુદ્ધ ભગવાને જાણી ત્યારે એમણે એને વખોડી કાઢી કહ્યું: "હે મોઘ પુરુષ (નકામો માણસ), આવા આ ઉત્તમ ધર્મવિનયમાં તું કેવળ પેટ માટે પ્રવ્રજ્યા લે છે એ શું ?" પછીથી બુદ્ધે ભિક્ષુઓને કહ્યું: "પ્રવ્રજ્યા આપ્યા પછી ભિક્ષુના ચાર આશ્રય કહી સંભળાવવા. (૧) ભિક્ષાટન પર અવલંબે છે તારી પ્રવ્રજ્યા. એ માટે આજન્મ તારે ઉત્સાહ રાખવો. સંઘામંત્રણાદિ આમંત્રણ મળે તો એ વિશેષ લાભ છે એમ માન. (૨) રસ્તામાંથી ભેગાં કરેલાં ચીંથરાંથી બનાવેલા ચીવર પર અવલંબે છે. તારી પ્રવ્રજ્યા. એ માટે જ આજન્મ ઉત્સાહ રાખ, કાર્પાસાદિનાં ચીવર મળે તો એ વિશેષ લાભ છે એમ સમજ (૩) ઝાડ નીચેના

શયનાસન પર અવલંબે છે તારી પ્રવ્રજ્યા. ત્યાં પડી રહેવા માટે આજન્મ ઉત્સાહ રાખવો તારે. વિહારાદિ મળે તો એ વિશેષ લાભ છે એમ સમજ. (૪) ગાયના મૂતરના ઓસડ પર અવલંબે છે તારી પ્રવ્રજ્યા એ માટે તારે આજન્મ ઉત્સાહ રાખવો. ઘી, માખણ વગેરે વસ્તુઓ ઓસડ દાખલ મળે તો એ વિશેષ લાભ થયો એમ સમજ."

૨૪. ત્યાર પછી ઉપસંપદા સંબંધી નીચે પ્રમાણે કેટલાક નિયમો કરવામાં આવ્યા:—

આ ચાર આશ્રય પ્રવ્રજ્યાની પૂર્વે ન કહેતા પ્રવ્રજ્યા આપ્યા પછી તરત જ કહી સંભળાવવા. ઉપસંપદાના વિધિ વખતે ઓછામાં ઓછા દસ ભિક્ષુઓ હાજર હોવા જોઇએ. ઉપાધ્યાય ઓછામાં ઓછાં દસ વરસ સંઘમાં ભિક્ષુ તરીકે રહેલો હોવો જોઈએ અને સમર્થ હોવો જોઇએ.

૨૫. એ અરસામાં અન્ય પંથનો એક પરિવ્રાજક સંઘમાં દાખલ થયો, અને પોતાના ઉપાધ્યાયને વાદવિવાદમાં હરાવી ફરીથી પોતાના મૂળ પંથમાં ચાલ્યો ગયો; તથા કેટલાક વખત પછી ફરીથી પાછો આવી ઉપસંપદા માગવા લાગ્યો. આવી જાતના માણસને ઉપસંપદા આપવાની બુદ્ધે મનાઇ કરી; અને ભિક્ષુઓને કહ્યુ. "બીજા પંથમાંથી કોઈ માણસની આ પંથમાં આવવાની ઇચ્છા હોય તો એને ચાર મહિના પરિવાસ આપવો (ઉમેદવાર તરીકે રાખવો)." પરિવાસ નીચે પ્રમાણે આપવો:—

પ્રથમ એનું ક્ષૌર કરવું અને કાષાય વસ્ત્રો પહેરવા આપવા. ઉત્તરાસંગ એક ખભા પર કરવાનું કહી, ભિક્ષુઓને નમન કરાવવું; તથા હાથ જોડાવી, ઉભડક બેસવાનું કહી, ત્રણ વાર નીચેનાં વચનોનો ઉચ્ચાર કરવા કહેવું:—

'बुद्धं सरणं गच्छामि'
'धम्मं सरणं गच्छामि'
'संघं सरणं गच्छामि'

પછીથી એણે આ પ્રમાણે કહેવુંઃ "ભદંત, હું બીજા પંથમાંથી આવેલો ફલાણા નામનો માણસ આ સંઘમા ઉપસંપદાની ઇચ્છા રાખું છું. ભદંતસંઘ, મને ચાર મહિના પરિવાસ આપો." આ પ્રમાણે ત્રણ વાર યાચના કરવી. પછીથી કોઇ હોશિયાર અને સમર્થ ભિક્ષુએ સંઘને વિજ્ઞપ્તિ કરવીઃ 'ભદંતસંઘ, હું જે કહુ છું તે તરફ ધ્યાન આપો. આ અન્ય પંથમાંથી આવેલો અમુક નામનો માણસ, આ સંઘમા ઉપસંપદાની ઇચ્છા રાખે છે. એ ચાર મહિના પરિવાસ માગે છે. જો સંઘને યોગ્ય લાગે તો સંઘ આને ચાર મહિના પરિવાસ આપે.' આ પ્રમાણે વિજ્ઞપ્તિ થઈ રહ્યા પછી એ માણસને પરિવાસ આપવામાં આવ્યો છે એવું એ ભિક્ષુએ ત્રણ વાર જાહેર કરવું, અને કોઈ વાંધો ન ઉઠાવે તો એને પરિવાસ મળી ચૂક્યો છે એમ સમજવું.

૨૬. જો ચાર મહિના સુધી એ સારી રીતે વર્તે તો સંઘે એને આગળ જણાવેલા વિધિ પ્રમાણે ઉપસંપદા આપવી. જો એની પાસે ચીવર ન હોય તો ઉપાધ્યાયે આપવું. જટિલ શ્રાવક [1]કર્મવાદી છે. તેથી તેમને પરિવાસ ન આપતા ઉપસંપદા આપવી, **શાક્યકુલમાં** જન્મેલો માણસ અન્ય પંથમાંથી આ સંઘમાં આવવાને ઇચ્છે તો એને પણ પરિવાસ ન આપતાં ઉપસંપદા આપવી.

૨૭. એ વખતે **મગધ** દેશમાં કુષ્ઠ, ગંડ, કિલાસ, ક્ષય અને અપસ્માર એ પાચ રોગ ફાટી નિકળ્યા. લોકો **જીવક કૌમારભૃત્ય** પાસે જઇ ઓસડ માગતા; પણ એ આપી શકતો નહિ. એ કહેતોઃ "મારે **બિંબિસાર** રાજાની પ્રકૃતિની કાળજી રાખવી પડે છે, એના અંતઃપુરની સ્ત્રીઓને ઓસડ આપવું પડે છે, તથા **બુદ્ધના** ભિક્ષુ-સંઘની પણ સંભાળ રાખવી પડે છે, તેથી બીજાઓની ચિકિત્સા કરવાનું મારાથી બની શકતું નથી." તેથી પોતાને ઓસડ મળે એ હેતુથી લોકો **બૌદ્ધસંઘમાં** દાખલ થવા લાગ્યા. આથી ભિક્ષુઓને

---

**૧. કર્મ પ્રમાણે ફળ મળે છે એવું માનનારા, એટલે કે નાસ્તિક નહિ.**

અસંત મહેનત ઉઠાવવી પડતી; અને જીવક કૌમારભૃત્યનો પણ બધો વખત આ રોગી, નવા ભિક્ષુઓની તપાસ રાખવામાં નીકળી જતો અને પોતાના અન્ય કામ કરવાને એને બિલકુલ વખત મળતો નહિ. આવો જ એક રોગી માણસ સંઘમા દાખલ થયો, અને જીવકે એને પૂર્વસ્થિતિ ઉપર આણી મૂકયો ત્યારે એ સંઘનો ત્યાગ કરી ચાલ્યો ગયો. એક દિવસ જીવકે એને પૂછ્યું: 'પહેલા તમે સઘમા હતા કે નહિ ?' ત્યારે એણે 'હા, હતો' એવો જવાબ આપ્યો. 'ત્યારે સંઘ છોડી દેવાનું કારણ શું ?' એમ પૂછવામા આવતા એ માણસે કહ્યું: 'મને આપની તરફથી ઓસડ મળે અને હું સાજો થાઉં; એ જ હેતુથી હું સંઘમા દાખલ થયો હતો; અને રોગમુક્ત થતા જ સંઘ છોડી ચાલ્યો ગયો.' એ માણસનું એ કૃત્ય જીવકને ગમ્યુ નહિ. એણે બુદ્ધની પાસે જઇ 'આવા રોગીઓને સંઘમા દાખલ કરવા જોઈએ નહિ' એવી વિનંતી કરી. બુદ્ધે એને ધર્મોપદેશ કર્યો એટલે એ બુદ્ધને વંદન કરી ચાલ્યો ગયો પછીથી બુદ્ધે ભિક્ષુઓને કહ્યું: "આજથી આવા રોગીઓને સંઘમાં દાખલ કરવાની હું મનાઇ કરૂં છું."

૨૮. એ વખતે બિંબિસાર રાજાના રાજ્યની સરહદ ઉપરના લોકોએ બંડ કર્યું હતું. તેથી બિંબિસાર રાજાએ પોતાના સેનાપતિ મહામાત્રને એ શમાવવાની આજ્ઞા કરી એણે લડાઇની તૈયારીઓ કરવા માંડી. પરંતુ કેટલાક સિપાઇઓના મનમાં વિચાર થયો કે આપણે લડાઇને ફંદે ફસાઈ પુષ્કળ પાપ કરીએ છીએ. એમાંથી મુક્ત થઇ કલ્યાણનો માર્ગ આપણને શી રીતે મળે? શાક્યપુત્રીય શ્રમણપંથમાં દાખલ થવાથી આપણે યુદ્ધમાથી છૂટી શકીશું એમ લાગવાથી એમણે સંઘમાં પ્રવેશ કર્યો. આ તરફ મહામાત્રે એમની શોધ કરવા માંડી ત્યારે તેઓ બૌદ્ધ ભિક્ષુ થયા છે એમ એને માલમ પડયું. એણે બિંબિસાર રાજા પાસે ફરિયાદ કરી. બિંબિસાર રાજાએ ન્યાયાધીશોને ( વોહારિકોને ) બોલાવીને પૂછ્યું:

"લશ્કરના સૈનિકોને જે પ્રવ્રજ્યા આપે તેને શી શિક્ષા કરવી જોઇએ?" ન્યાયાધીશોએ કહ્યું: "રાજાના સૈનિકનો જે ઉપાધ્યાય થાય તેનું માથું કાપી નાખવું; સંઘમાં જાહેર કરનારની જીભ કાપી નાંખવી. અને હાજર રહેલા ભિક્ષુઓની અડધી પાંસળીઓ ભાગી નાંખવી." ત્યારે બિંબિસાર ભગવાન બુદ્ધ પાસે ગયો અને નમન કરી બોલ્યો: "ભદંત, એવા ઘણા રાજાઓ છે કે જેમની ભગવાન પર શ્રદ્ધા નથી; તથા તેઓ થોડા લાભની ખાતર ભિક્ષુઓને ત્રાસ આપવા માટે તૈયાર હોય છે. તેથી ભિક્ષુઓ રાજસૈનિકોને પ્રવ્રજ્યા ન આપે તો સારું." બુદ્ધે બિંબિસાર રાજાને ધર્મોપદેશ કર્યો; ત્યારે એ બુદ્ધને વંદન કરી ચાલ્યો ગયો. પછી બુદ્ધે ભિક્ષુઓને કહ્યું: "આજથી રાજસૈનિકોને પ્રવ્રજ્યા આપવી નહિ."

૨૯. બીજા પણ જૂદા જૂદા પ્રસંગે, જૂદી જૂદી જાતના માણસોને સંઘમાં દાખલ કરવાની નીચે પ્રમાણે બુદ્ધે મનાઇ કરી:—

કોઇ પણ જાતની ચોરી કરનારને સંઘમાં દાખલ કરવો નહિ. દેવાદારને સંઘમાં દાખલ કરવો નહિ. કોઈ પણ ગુલામને જ્યા સુધી એ દાસત્વમા હોય ત્યા સુધી સંઘમા દાખલ કરવો નહિ. જેને વીસ વરસ પૂરાં ન થયા હોય એવા જુવાન માણસને સંઘમા લેવો નહિ. જે સંઘની રજા વગર, જાતે જ સંઘમાં દાખલ થયો હોય તેને સંઘમાંથી હાંકી મૂકવો, અને ફરીથી સંઘમાં લેવો નહિ. જે ભિક્ષુ થયા છતા, ભિક્ષુના વેષમા જ અન્ય પરિવ્રાજક-પંથમા જાય તેને ફરીથી સંઘમાં દાખલ કરવો નહિ. મા, બાપ તથા અર્હન્તનો વધ કરનાર, ભિક્ષુણી પર જુલમ ગુજારનાર, સંઘમાં અંદર અંદર ભેદ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરનાર તથા બુદ્ધને જખમ કરનારને સંઘમાં દાખલ કરવા નહિ; તથા ભૂલથી દાખલ કરવામા આવ્યા હોય તો એમને સંઘમાંથી કાઢી મૂકવા. નપુંસકને સંઘમાં દાખલ કરવો નહિ; તથા દાખલ કરવામાં આવ્યો હોય તો કાઢી મૂકવો. જેને ઉપાધ્યાય ન હોય તેવાને ઉપસંપદા આપવી નહિ. એ ઉપાધ્યાય પણ લાયક હોવો જોઇએ.

૩૦. ઉપસંપદા આપતા પહેલાં ઉમેદવારને બાજૂએ લઈ જવો અને સઘે જેને રજા આપી હોય એવા ભિક્ષુએ સંઘની સમક્ષ એને જે જે પ્રશ્નો પૂછવામાં આવનાર હોય તે વિષે સમજુતી આપવી. ત્યાર પછી એ ઉમેદવારને સંઘની આગળ લઇ જઇ નીચેના પ્રશ્નો પૂછવા:—

કુષ્ઠ, ગંડ, કિલાસ, ક્ષય તથા અપસ્માર—એ રોગોથી તું પીડાતો તો નથી ને? તું માણસ છું ને? તું પુરુષ છું ને? સ્વતંત્ર છું ને? (દાસ તો નથી ને?) તારે માથે દેવું તો નથી ને? માબાપે તને રજા તો આપી છે ને? તને વીસ વરસ પૂરાં થયાં છે ને? તારી પાસે પાત્ર તથા ચીવર છે ને? તારૂં નામ શું? તારા ઉપાધ્યાયનું નામ શું? આ પ્રશ્નોના એ યથાયોગ્ય જવાબ આપે ત્યાર પછી ઉપર જણાવ્યા પ્રમાણે વિજ્ઞપ્તિ કરવી તથા ત્રણ વાર સંઘમાં જાહેર કરવું અને કોઈ પણ વાધો ન ઉઠાવે તો એને સંઘમાં ઉપસંપદા મળી છે એમ સમજવું.

૩૧. ત્યાર પછી પગલાં ગણી એના પડછાયાનું માપ કાઢવું.[૧] એ કઇ ઋતુ છે તથા દિવસનો કયો ભાગ છે તે જણાવવું. કલમ ૨૩ મા જણાવેલા ચાર આશ્રય એને કહી સંભળાવવા. ત્યાર પછી એને ચાર અકાર્ય (કરવી ન જોઇએ એવી) વાતો કહેવી:—(૧) સંઘમાં દાખલ થએલા ભિક્ષુએ પશુઓ સાથે પણ મૈથુન–વ્યવહાર કરવો નહિ. જે ભિક્ષુ મૈથુન–વ્યવહાર કરશે તે અશ્રમણ થશે, અ-શાક્યપુત્રીય થશે. જેવી રીતે માથું કાપી નાખેલો માણસ એકલાં ધડથી જીવી શકતો નથી તેમ જેણે મૈથુન–વ્યવહાર કર્યો હોય તે ભિક્ષુ શ્રમણ તરીકે રહી શકતો નથી. તેથી આ કૃત્ય તારે આમરણ કરવું નહિ. (૨) સંઘમા દાખલ થયેલા માણસે ઘાસની સળી પણ ચોરવી જોઇએ નહિ. જે માણસ ચાર આના કે એથી વધારે કિંમતની ચીજ ચોરે છે તે અશ્રમણ થાય છે, અશાક્યપુત્રીય થાય છે.

---

૧. તે વખતે પગલાંથી પડછાયો માપીને સમય જાણવાનો રિવાજ હતો.

જેવી રીતે પાકીને ખરી પડેલું પાદડું ફરીથી લીલું થઇ શકે નહિ તેવીજ રીતે આવો ભિક્ષુ **શ્રમણ** તરીકે રહી શકે નહિ, **શાક્યપુત્રીય** રહી શકે નહિ. તેથી આ કૃત્ય તારે આમરણ કરવું ઘટે નહિ. (૩) સંઘમાં દાખલ થએલા ભિક્ષુએ જાણીને કીડીમંકોડી જેવાં પ્રાણીઓને પણ મારી નાખવા નહિ. જે માણસ જાણી જોઇને–ગર્ભમાં રહેલા પણ–મનુષ્યપ્રાણીને મારી નાખશે તે **અશ્રમણ** થશે, **અશાક્યપુત્રીય** થશે. ભાંગી ગએલો પત્થર જેમ ફરીથી સાંધી શકાતો નથી તેમ આવો ભિક્ષુ **શ્રમણ** રહી શકતો નથી, **શાક્યપુત્રીય** રહી શકતો નથી. તેથી આ કૃત્ય તારે આમરણ કરવું નહિ. (૪) સંઘમાં દાખલ થએલા ભિક્ષુએ 'મને એકાંત પ્રિય છે' એવી પણ બડાશ હાંકવી નહિ. જે ભિક્ષુ અસદિચ્છાથી, પોતાને પ્રાપ્ત ન થઇ હોય એવી સમાધિ પ્રાપ્ત થઈ છે એવું લોકોને કહે છે, પોતાને પ્રાપ્ત ન થયો હોય એવો માર્ગ કે ફળ પ્રાપ્ત થયું છે એમ કહે છે તે **અ-શ્રમણ** થાય છે, **અશાક્યપુત્રીય** થાય છે. ટોચ કાપી નાખેલું તાડનું ઝાડ જેમ ફરીથી વધતું નથી તેવી રીતે આવો ભિક્ષુ **શ્રમણ** રહી શકતો નથી, **શાક્યપુત્રીય** રહી શકતો નથી. તેથી તારે આમરણ આ વાત કરવી નહિ.

## શ્રામણેર પ્રવ્રજ્યા

૩૨. **બુદ્ધ ભ**ગવાન્ ઘણા વખત સુધી **રાજગૃહ**માં રહ્યા અને પછીથી **કપિલવસ્તુ** પધાર્યા. ત્યા એ **નિગ્રોધઆરામ**મા રહેતા હતા. એક દિવસ **શુદ્ધોદન**ના ઘર તરફ થઇને એ ભિક્ષા માટે જતા હતા. **રાહુલ**ની માએ એને જોઈ કુમાર **રાહુલ**ને કહ્યું, "બેટા **રાહુલ**, આ તારા પિતા થાય. એમની પાસે જઈ પોતાનો વારસો માગ." ત્યારે **રાહુલ બુદ્ધ** પાસે જઈ ઉભો રહ્યો, અને એને કહ્યું, "હે શ્રમણ, તારો છાંયો સુખકારક છે." **ભ**ગવાને આસન પરથી ઉઠી ચાલવા માંડ્યું અને **રાહુલ** "મને વારસો આપો, વારસો આપો" એમ બૂમો પાડતો એમની પાછળ પાછળ જવા લાગ્યો. બંને જણા

વિહારમાં પહોચ્યા ત્યારે **ભ**ગવાને **રાહુલ**ને વારસો આપવાના હેતુથી **સારિપુત્ત**ને બોલાવી એને પ્રવ્રજ્યા આપવાને કહ્યું.

૩૩. 'કુમાર **રાહુલ**ને હું કેવી રીતે પ્રવ્રજ્યા આપુ?' એવું **સારિપુત્તે** પૂછ્યું; ત્યારે એ માટે ભિક્ષુઓને ભેગા કરી **ભ**ગવાને કહ્યું, "ભિક્ષુઓ, નીચે પ્રમાણે ત્રણ શરણ–ગમનોથી શ્રામણેર–પ્રવ્રજ્યા આપવી. **પ્રથમ** એ છોકરાનું ક્ષૌર કરવું, એને કાષાય વસ્ત્રો પહેરાવવાં તથા ભિક્ષુઓને પગે લાગવા કહેવું. ત્યાર પછી હાથ જોડી તથા ઉભડક બેસી નીચેના વચનોનો ત્રણવાર ઉચ્ચાર કરવા કહેવું:—

**बुद्धं सरणं गच्छामि**
**धम्म सरणं गच्छामि**
**संघं सरणं गच्छामि**

આ ત્રણ વચનોથી શ્રામણેરને પ્રવ્રજ્યા આપવી." ત્યાર પછી **સારિપુત્તે** કુમાર **રાહુલ**ને પ્રવ્રજ્યા આપી.

૩૪. ત્યારે **શુદ્ધોદન શાક્યે ભ**ગવાન્ **બુદ્ધ** પાસે આવીને કહ્યું, "હું **ભ**ગવાન્ પાસે એક વરદાન માગું છું." **બુદ્ધે** કહ્યું, "**તથા**ગત વરદાન આપતા નથી." **શુ૦**—"યોગ્ય અને દોષરહિત હોય એવું વરદાન **ભ**ગવાન્ આપશે કે નહિ?" **ભ૦**—"એમ હોય તો કહો." **શુ૦**—"**ભ**ગવાને પ્રવ્રજ્યા લીધી ત્યારે મને અત્યંત દુ:ખ થયુ; ત્યાર પછી **નંદ** ભિક્ષુ થયો ત્યારે થયું; અને હવે તો **રાહુલ** શ્રામણેર થયો એટલે અવાધ થઈ. પુત્રપ્રેમ એવો છે કે શરીરની ચામડી, માસ, સ્નાયુ અને હાડકાને ભેદીને પણ એ પાર જાય છે. તેથી આજથી માબાપની રજા વગર કોઇને પણ શ્રામણેર કે ભિક્ષુ બનાવવો નહિ." **શુદ્ધોદન શાક્ય** ચાલ્યા ગયા પછી **બુદ્ધે** કહ્યું, "આજથી માબાપની રજા વગર છોકરાને પ્રવ્રજ્યા આપવી નહિ."

૩૫. કપિલવસ્તુથી **બુદ્ધ ભ**ગવાન **શ્રાવસ્તી** આવ્યા. ત્યા ઘણા શ્રામણેર ભેગા થયા હતા. આપણે કયા નિયમો પાળવા જોઇએ એવી

એમને શંકા થઇ; ત્યારે નીચેના દસ નિયમ પાળતા શીખવું એવી ભગવાને એમને રજા આપી. (૧) પ્રાણઘાતથી વિરતિ (૨) અદત્તાદાનથી વિરતિ (૩) અબ્રહ્મચર્યથી વિરતિ (૪) અસત્ય ભાષણથી વિરતિ (૫) મદ્યપાન વગેરે માદક પદાર્થોથી વિરતિ (૬) વિકાલ ભોજનથી વિરતિ (૭) ગ્રામ્ય નૃત્યગીત વાદ્ય વગેરેથી વિરતિ (૮) પુષ્પમાળા, ચંદનવિલેપન, ઘરેણાં વગેરેથી વિરતિ (૯) ઉચી ( પલંગ વગેરે ) અને કિંમતી શય્યાથી વિરતિ અને (૧૦) સોનું રૂપુ ગ્રહણ કરવાથી વિરતિ. શ્રામણેરોએ પાળવા યોગ્ય આ દસ નિયમો છે એમણે એ પાળતા શીખવું.

૩૬. એ વખતે કેટલાક શ્રામણેર ભિક્ષુઓને માન અ.પતા નહિ. તેથી એમને નીચે પ્રમાણે શિક્ષા કરવાની બુદ્ધે રજા આપી – એમને પોતાની ઉઠવા બેસવાની ઓરડીમાથી બહાર ચાલ્યા જવા કહેવું. પરંતુ ચોગાનની બહાર કાઢી મૂકવા નહિ. એમને ખાવાપીવાની મનાઇ કરવી નહિ. જે શ્રામણેર પ્રાણીહિંસા, ચોરી, બ્રહ્મચર્યભંગ, અસત્ય ભાષણ કે મદ્યપાન કરે અથવા બુદ્ધની, ધર્મની કે સંઘની નિંદા કરે, મિથ્યા દૃષ્ટિ રાખી બેસે, અથવા–ભિક્ષુણી સાથે અસભ્ય રીતે વર્તે તેને શ્રામણેર તરીકે કાયમ રાખવો નહિ; એને સંઘમાથી કાઢી મૂકવો.

## ઉપોસથ

૩૭. એ વખતે બુદ્ધ ભગવાન્ રાજગૃહમા ગૃધ્રકૂટ પર્વતપર રહેતા હતા. બિંબિસાર રાજા એમની પાસે આવ્યો, તથા એમને નમન કરી એક બાજૂએ બેઠો અને બોલ્યો, “ભદંત, હું એકલોજ બેઠો હતો ત્યારે મારા મનમાં એવો વિચાર આવ્યો કે બીજા પંથના પરિવ્રાજકો ચૌદશ પુનમ અથવા અમાસ અને આઠમે એકઠા થઇ ધર્મોપદેશ કરે છે. લોકો ધર્મોપદેશ સાંભળવા માટે એમની પાસે જાય છે અને એમનાપર પ્રસન્ન થાય છે, તેથી આપણા ભિક્ષુઓ પણ જો દર પખવાડિયે ભેગા મળ્યા હોય તો ઠીક થાય.” બુદ્ધે બિંબિસારને

ધર્મોપદેશ કર્યો, ત્યારે બુદ્ધને નમસ્કાર કરી એ ચાલ્યો ગયો. ત્યાર પછી બુદ્ધે ભિક્ષુઓને બોલાવી કહ્યું, "ભિક્ષુઓ, દર પખવાડિયે ચૌદશ, પુનમ કે અમાસ તથા આઠમે ભેગા મળવાની હું તમને રજા આપું છું."

૩૮. એ વખતે બુદ્ધે રજા આપી છે એમ કહી આ ત્રણ દિવસ ભિક્ષુઓ ભેગા થઇ ચૂપચાપ બેસી રહેતા. લોકો ધર્મોપદેશ સાંભળવાની ઇચ્છાથી એમની પાસે જતા; પણ એમને ચૂપકીથી બેઠેલા જોઇ લોકોને આશ્ચર્ય થતું અને તેઓ એમને ઠપકો આપતા. આ વાત બુદ્ધના કાનપર ગઇ, ત્યારે ભિક્ષુઓને બોલાવી એમણે કહ્યું, "ભિક્ષુઓ, દર પખવાડિયે ચૌદશ, પુનમ કે અમાસ તથા આઠમે ભેગા થઈ લોકોને ધર્મોપદેશ કરવાની હું તમને રજા આપુ છું."

૩૯. એ પછી બુદ્ધના મનમા એવો વિચાર આવ્યો કે ભિક્ષુઓને માટે મેં જે નિયમો કરી આપ્યા છે. તે [૧]પ્રાતિમોક્ષના રૂપમા એમણે ઉપોસથને દિવસે બોલી જવા એટલે એજ એમનું ઉપોસથ-કર્મ થશે તેથી એ માટે ભિક્ષુઓને બોલાવી પોતાનો વિચાર જણાવી એમણે કહ્યું "ભિક્ષુઓ, આજથી પ્રાતિમોક્ષ બોલી જવાની હૂ રજા આપું છું." એ બોલી જવાનો વિધિ નીચે પ્રમાણે:—

કોઇ સમર્થ ભિક્ષુએ સંઘને વિજ્ઞપ્તિ કરવી. "ભદંત સંઘ, હું જે કહુ છું તે તરફ ધ્યાન આપો. આજે પંચદશી (પુનમ કે અમાસ) નો ઉપોસથ છે. જો સંઘને ઠીક લાગે તો સંઘ ઉપોસથ કરે, પ્રાતિમોક્ષ બોલી જાય. સંઘની પહેલી ફરજ કઇ છે? ભાઇઓ, તમે આપત્તિ (દોષ) માથી શુદ્ધ થયા છો કે નહિ તે કહો; એટલે હું પ્રાતિમોક્ષ બોલું. એ આપણે બધા ધ્યાન દઈ સાંભળીએ. (પ્રાતિમોક્ષમાંથી) જેને હાથે જે આપત્તિ (દોષ) થઇ હોય તે એ કહી સંભળાવે આપત્તિ ન થઇ હોય તો ચૂપ બેસે. ભાઈઓ,

૧ બીજા ભાગમાં બતાવેલી પ્રતિબંધક નિયમોના સંગ્રહને પ્રાતિમોક્ષ કહે છે.

તમારા ચૂપ રહેવાથી તમે શુદ્ધ છો એમ હું માનીશ. આવી સભામાં ત્રણ વખત આવી રીતે જાહેર કરવું એટલે દરેક જણને જૂદું જૂદું પૂછી ખુલાસો કરી લીધા જેવું થશે. ત્રણ વખત આમ જાહેર કરવા છતાં જે ભિક્ષુ, યાદ હોવા છતાં પોતાનો દોષ ખુલ્લે ખુલ્લો કહેશે નહિ, તે જાણી જોઇને ખોટું બોલવાના આરોપને પાત્ર થશે. જાણી જોઇને ખોટું બોલવું (ધર્મમાર્ગમા) અંતરાયરૂપ છે એમ ભગવાને કહ્યું છે. તેથી જે ભિક્ષુને પરિશુદ્ધ થવાની ઇચ્છા હોય તેણે પોતાને યાદ હોય તે આપત્તિ સંઘમા ખુલ્લી રીતે કહી સંભળાવવી; કારણકે આમ કરવાથી એને સુખ થશે.'' એમ કહી એ ભિક્ષુએ પ્રાતિમોક્ષ કહી સંભળાવવો.

૪૦ બુદ્ધ ભગવાને પ્રાતિમોક્ષ કહી સંભળાવવાની રજા આપી છે, એમ કહી ભિક્ષુઓ દરરોજ પ્રાતિમોક્ષ કહી સંભળાવવા લાગ્યા. તેથી તેમ કરવાની બુદ્ધે મનાઇ કરી; અને દર પખવાડિયે, ચતુર્દશી કે પંચદશી એ બેમાથી ફાવે તે એક દિવસે એક વખત પ્રાતિમોક્ષ કહી સંભળાવવાની રજા આપી. કેટલાક ભિક્ષુઓ પોતપોતાના મંડળોમાં પ્રાતિમોક્ષ કહેવા લાગ્યા; પણ તેમ ન કરતા બધાએ એકઠા મળી ઉપોસથ કરવો એવો બુદ્ધે નિયમ કર્યો. પણ 'બધાએ' એટલે શું એનો અર્થ ભિક્ષુઓ સમજી શકયા નહિ; ત્યારે 'બધાએ' એટલે 'એક જગ્યાએ રહેતા સર્વ ભિક્ષુઓએ' એવો અર્થ બુદ્ધે કરી બતાવ્યો. આગળ જતા એક જગ્યાએ રહેનારા કોને કહી શકાય એવી શંકા ઉત્પન્ન થવા લાગી; કારણકે એક ગામમા કેટલાક ભિક્ષુઓ રહેતા હોય તો એની પાસેના ગામમા પણ કેટલાક રહેતા હોય. તેથી 'એક જગ્યાએ'ની મર્યાદા કયાં સુધી આંકવી તે સમજી શકાતુ નહિ. બુદ્ધ ભગવાનને આ વાત જણાવવામાં આવી ત્યારે એમણે કહ્યું, "ભિક્ષુઓ, નીચે કહ્યા પ્રમાણે સીમા નક્કી કરવાની હું રજા આપું છું:—પર્વત, પાષાણ, જંગલ, ઝાડ, રસ્તો, રાફડો, નદી અને જલાશયના ચિન્હથી એક જગ્યાની સીમા નક્કી કરવી. પછીથી કોઇ

વજનદાર ભિક્ષુએ સંઘને વિજ્ઞપ્તિ કરવી કે 'આવા આવા ચિન્હથી અમુક સીમા નક્કી કરવામા આવી છે. જો સંઘને યોગ્ય લાગે તો આ સીમાની અંદર રહેનારા ભિક્ષુઓએ સાથે મળી ઉપોસથ કરવો એવું સંઘ નક્કી કરે.' આવી રીતે વિજ્ઞપ્તિ થઈ રહ્યા પછી આ વાત ત્રણ વાર સંઘમા જાહેર કરવી, અને કોઈ પણ વાંધો ન ઉઠાવે તો એ સીમા સંઘને કબૂલ છે એમ સમજવું સીમા ત્રણ યોજન કરતા વધારે વિસ્તીર્ણ હોવી જોઇએ નહિ, તથા એ નદીની પાર પણ ન હોવી જોઇએ."

૪૧. એ વખતે એકજ સીમામાં ભિક્ષુઓ વારાફરતી જૂદા જૂદા વિહારોમા પ્રાતિમોક્ષ કહી સંભળાવતા પણ બીજે ઠેકાણેથી જે ભિક્ષુઓ આવતા તેમને ઉપોસથ ક્યા થનાર છે, એ જાણવાની મુશ્કેલી પડતી. તેથી બુદ્ધે સંઘની અનુમતિથી કોઇ પણ એક જગ્યા મુકરર કરી ત્યાં પ્રાતિમોક્ષ કહેવો એવો નિયમ કર્યો. ઉપોસથની જગ્યા સાંકડી હોય અને તેથી એની બહાર બેસીને પણ જો પ્રાતિમોક્ષ સાંભળવામાં આવે તો એમા દોષ નથી. ઉપોસથનો દિવસ કયો છે તે ભિક્ષુઓએ અગાઉથી જાણી લેવું. જે વૃદ્ધ અને આગળ પડતો ભિક્ષુ હોય તેણે અગાઉથી દિવસ જાહેર કરવો. એ વૃદ્ધ ભિક્ષુએ જુવાન ભિક્ષુઓ પાસે ઉપોસથનું સ્થાન સાફ કરાવી લેવુ; તથા આસનો વગેરે તૈયાર રખાવવા. દીવો કરવા કહેવું. પીવાનું તથા હાથપગ ધોવાનું પાણી તૈયાર રખાવવું. જ્યા ભિક્ષુણીયો બેઠેલી હોય ત્યાં પ્રાતિમોક્ષ કહેવો નહિ.

## વર્ષાવાસ ( ચાતુર્માસ્ય )

૪૨. બુદ્ધ ભગવાન રાજગૃહમાં વેળુવનમા રહેતા હતા. તે વખતે ભગવાને ચોમસામા ભિક્ષુઓએ એક ઠેકાણે રહેવું એવો નિયમ કર્યો ન હતો. ભિક્ષુઓ શિયાળામાં પણ, ઉન્હાળામા પણ અને ચોમાસામાં પણ ધર્મોપદેશ કરતા ફર્યા કરતા. પણ લોકો એમના એ વર્તનપર ટીકા કરવા લાગ્યા. ચોમાસામાં આમ તેમ ભટકી આ ભિક્ષુઓ લીલું ઘાસ

ચગદી નાંખે છે અને તેથી પુષ્કળ ઝીણા જંતુઓનો નાશ થાય છે, એવું એ લોકો કહેતા. આ વાત જ્યારે **બુદ્ધ ભ**ગવાનને કાને ગઈ ત્યારે ચોમાસામા ભિક્ષુઓએ એક જગ્યાએજ રહેવું એવો એમણે નિયમ કર્યો. વર્ષાવાસ (ચોમાસાનું રહેઠાણ)ની કયે દિવસે શરુઆત કરવી એવી ભિક્ષુઓને શંકા થઇ. ત્યારે **ભ**ગવાને **અ**ષાઢ માસની પુનમને દિવસે પહેલા વર્ષાવાની, તથા **અ**ષાઢ માસની પુનમ પછી એક મહિને બીજા વર્ષાવાસની શરુઆત કરવી, એવો નિયમ કર્યો. વર્ષાવાસ શરુ થયા પછી ભિક્ષુએ ત્રણ માસ સુધી એક જગ્યાએ રહેવું જોઇએ; પણ એને નીચે જણાવ્યા પ્રમાણે કેટલાક અપવાદ છે:—કોઇ શ્રદ્ધાળુ ઉપાસક કે ઉપાસિકા કંઈ દાનધર્મ કરતી હોય તો એના નિમંત્રણથી સાત દિવસની મુદત માટે ત્યા જવું. કોઇ ભિક્ષુ, ભિક્ષુણી, માબાપ વગેરે માદાં હોય તોપણ સાત દિવસની મુદત માટે એમને મળવા માટે જવું.

## પ્રવારણા

૪૩. **બુદ્ધ ભ**ગવાન્ **શ્રા**વસ્તીમા **જે**તવનમા **અ**નાથપિંડિકના આરામમાં રહેતા હતા. તે વખતે કેટલાક ભિક્ષુઓ **કો**સલદેશમાં એક જગ્યાએ વર્ષાવાસ માટે રહ્યા. અંદરઅંદર વાદવિવાદ ઉપસ્થિત થયા વગર એકમતિથી વર્ષાવાસ કેવી રીતે પૂરો થશે અને આપણને ભિક્ષા વગેરેની મુશ્કેલી કેવી રીતે નહિ પડે, તેનો તેઓ વિચાર કરવા લાગ્યા. છેવટે એમણે એવો નિયમ કર્યો કે, આ વર્ષાવાસ દરમિયાન કોઇએ સાથે બોલવું નહિ. ભિક્ષાટન કરીને જે પ્રથમ વિહારમાં આવે તેણે આસન ગોઠવવાં; પગ ધોવાનું પાણી તથા પાટલો તૈયાર રાખવાં; વધેલું અન્ન કાઢી મૂકવાની થાળી ધોઈ મૂકવી; પીવાનું તથા હાથમ્હોં ધોવાનું પાણી તૈયાર રાખવું: જે સૌથી છેલ્લો ભિક્ષા માગી આવે તેણે વધેલા અન્નમાંથી પોતાને જોઇતું હોય તો લેવું; ન જોઇતું હોય તો જ્યાં લીલું ઘાસ ન હોય ત્યા અથવા પાણીના પ્રવાહમા નાખી દેવું. એણે આસન પાછાં એમની જગ્યાએ મૂકી દેવા; પગધોવાનું પાણી, પાટલો

વગેરે બાજૂએ મૂકી દેવાં; વધેલું અન્ન સંઘરી રાખવાની થાળી ધોઇને મૂકી દેવી; પીવાનું તથા હાથમ્હો ધોવાનું પાણી જગ્યાએ મૂકી દેવું, અને જમવાની જગ્યા સાફ કરી નાખવી. જે કોઇ પીવાના પાણીનો, વાપરવાના પાણીનો કે પાયખાનામાં રાખવાના પાણીનો ઘડો ખાલી જુવે તેણે તે ભરી મૂકવો. એકલાથી એ ઉચકી શકાય તેમ ન હોય તો ઇસારાથી બીજાને મદદ માટે બોલાવવો; પણ મોઢેથી બોલવું નહિ. આ પ્રમાણે વાદવિવાદ કર્યા વગર આપણે સંપથી રહી શકીશું અને આપણને ભિક્ષાની તંગી નહિ પડે એમ એમને લાગ્યું.

૪૪. ચોમાસું પૂરૂં થયા પછી ભિક્ષુઓ બુદ્ધ **ભ**ગવાનના દર્શન માટે જતા. તે પ્રમાણે આ ભિક્ષુઓ પણ **શ્રા**વસ્તીમા **બુ**દ્ધના દર્શન માટે આવ્યા. પોતાના દર્શન માટે આવેલા ભિક્ષુઓને કુશલપ્રશ્ન પૂછવાનો **બુ**દ્ધનો નિયમ હતો. તેથી એમણે ભિક્ષુઓને કહ્યું, "ભિક્ષુઓ, તમારૂં કેમ ચાલે છે? તમે સંપથી એક બીજા પ્રત્યે પ્રેમભાવ રાખી અને વિવાદ વગર સુખેથી ચોમાસું પસાર કર્યું છેને? ખાવાપીવાની તમને મુશ્કેલી તો પડી નથી ને?" ભિક્ષુઓએ, 'અમે અતિશય આનંદથી વર્ષાઋતુ પસાર કરી છે' એવો જવાબ આપ્યો. પરંતુ **ત**થાગતોનો એવો નિયમ હોય છે કે તેઓ કોઇ વાત જાણતા હોય તે છતાં પ્રશ્ન પૂછે છે, જાણવા છતાં નથી પણ પૂછતા; સમય જોઇને પૂછે છે, સમય જોઇને નથી પણ પૂછતા; લાભદાયક પ્રશ્ન પૂછે છે, હાનિકારક પૂછતા નથી; કારણકે હાનિકારક વાતોથી **ત**થાગત ઘણા દૂર રહે છે. તેઓ બે ઉદ્દેશથી પ્રશ્ન પૂછે છે: ધર્મોપદેશ કરવાના ઉદ્દેશથી અથવા તો શ્રાવકોને નવા નિયમ કરી આપવાના હેતુથી. તેથી **ભ**ગવાને એ ભિક્ષુઓને કહ્યું, "તમે અનુકૂળતા અને આનંદથી કેવી રીતે વર્ષાકાલ વ્યતીત કર્યો તે કહો."

૪૫. ભિક્ષુઓએ, પોતે એક બીજા સાથે ન બોલવાનો નિયમ કરીને કેવી રીતે વર્ષાકાલ પસાર કર્યો, તે બધી હકીકત **બુ**દ્ધને કહી સંભળાવી. ત્યારે **ભ**ગવાને બધા ભિક્ષુઓને સંબોધી કહ્યું, "આ

નકામા માણસો ઘણા દુ:ખમાં વર્ષાકાલ વ્યતીત કરી, અમે ઘણા આનંદમાં ચોમાસું પસાર કર્યું, એવું કહે છે. પશુઓની માફક જીવન ગાળી, અમે ઘણા સુખમાં રહ્યા છીએ એવું કહે છે. ઘેટાંની માફક દિન પસાર કરી, ઘણા આનંદમા દિન ગુજાર્યા છે એમ કહે છે પ્રમત્તભાવે રહી સુખેથી કાળ પસાર કર્યો છે એમ કહે છે. આ નિરુપયોગી માણસો અન્ય પંથના પરિવ્રાજકોની માફક મૂકવ્રત ધારણ કરે એ કેવું ? ભિક્ષુઓ, તમારે અન્ય પરિવ્રાજકોની માફક મૂકવ્રત ધારણ કરવું નહિ. વર્ષાકાલ પૂરો થતા, જોએલા, સાભળેલા કે પરિશંકિત દોષોની, નીચે કહેલી રીતે, પ્રવારણા કરવી; એજ તમારે માટે યોગ્ય છે:—

"વજનદાર ભિક્ષુએ સંઘને વિજ્ઞપ્તિ કરવી, 'ભદંત સંઘ, હું જે કહું છું તે તરફ ધ્યાન આપો. આજે પ્રવારણાનો દિવસ છે. જો સંઘને યોગ્ય લાગે તો સંઘ પ્રવારણા કરે.' ત્યાર પછી બધા ભિક્ષુઓમા જે વૃદ્ધ ભિક્ષુ હોય તેણે ઉત્તરાસંગ એક ખભા પર કરી, તથા ઉભડક બેસી કહેવું કે, 'મારા જે દોષ આયુષ્માન્ સંઘની નજરે આવ્યા હોય, સંઘે સાભળ્યા હોય અથવા જે દોષ વિષે સંઘને શંકા આવી હોય તે દોષ મને બતાવવાની હું વિનંતિ ( પ્રવારણા ) કરૂં છું; મારા પર કૃપા કરી સંઘ એ દોષ તરફ મારૂં ધ્યાન ખેંચે; મારૂં મન એ દોષ કબૂલ કરે તો હું એનું યથા યોગ્ય પ્રાયશ્ચિત કરીશ.' આવી વિનંતિ એણે ત્રણ વાર કરવી. જુવાન ભિક્ષુઓએ 'આયુષ્માન્ સંઘ' ને બદલે 'ભદંત સંઘ' કહેવું. તે વખતે કોઇ કોઇના દોષ બતાવે તો એણે સીધી રીતે એનો સ્વીકાર કરવો અને સંઘની માફી માગવી. આ રીતે ચોમાસું પૂરૂં થતા સંઘમાં એકતા સ્થાપન કરવી."

## પગરખાં

૪૬. **બુદ્ધ** ભગવાન **રાજગૃહ**માં ગૃધ્રકૂટ પર્વત ઉપર રહેતા હતા. તે વખતે **બિંબિસાર** રાજા એંશી હજાર ગામ પર રાજ કરતો હતો. કોઈ રાજકીય કામપ્રસંગે **બિંબિસાર** રાજાએ એ એંશી હજાર

ગામના એંશી હજાર આગેવાનોને એકઠા કરી રાજગૃહમાં મોટી સભા ભરી હતી. સોણ કોળિવિસ નામનો એક જુવાન વેપારી એ વખતે ચંપાનગરીમાં રહેતો હતો. એનું શરીર એટલું બધું નાજુક હતું કે એના પગને તળીયે વાળ ઉગ્યા હતા. રાજગૃહમાં આ મોટી સભા ભરાઇ હતી ત્યારે બિંબિસારને સોણને જોવાની ઇચ્છા થઈ, અને એને ચંપાનગરીથી તેડાવી આણ્યો. પોતાના રાજ્યની ઉન્નતિ માટે શું કરવું જોઇએ તે બધુ, એંશી હજાર આગેવાનોને સમજાવી બિંબિસાર રાજાએ કહ્યું, "ઐહિક સંપત્તિ કેવી રીતે મેળવવી તેનો રસ્તો મેં તમને બતાવ્યો છે. હવે તમે બુદ્ધભગવાન્ પાસે જાઓ. એ તમને પારમાર્થિક સંપત્તિનો માર્ગ બતાવશે." એ વખતે સાગત નામનો ભિક્ષુ બુદ્ધનો [1]'ઉપસ્થાયક' હતો. જ્યારે આ એંશી હજાર ગામનાં આગેવાનો બુદ્ધદર્શન માટે ગૃધ્રકૂટ પર્વતપર આવ્યા, ત્યારે સાગત ભિક્ષુએ બુદ્ધના કહેવા પ્રમાણે ખુલ્લી જગ્યામાં વિહારની છાયામાં એમને બેસાડવાની ગોઠવણ કરી; તથા ત્યાં બુદ્ધે એમને ઉપદેશ કર્યો, અને એ બધા બુદ્ધના ઉપાસક થયા.

૪૭. એ સભામાં સોણ કોળિવિસ પણ હાજર હતો. એને લાગ્યુ કે, બુદ્ધ ભગવાનના ઉપદેશ પ્રમાણે ગૃહસ્થથી અત્યંત શુદ્ધ બ્રહ્મચર્યનું પાલન થઈ શકે નહિ, તેથી 'મારે ભિક્ષુ થવું એ ઠીક છે.' તે એંશી હજાર ગામના આગેવાનો બુદ્ધને નમન કરી ચાલ્યા ગયા પછી સોણ ભગવાન પાસે આવ્યો, અને વંદન કરી એક બાજૂએ બેઠો; અને બોલ્યો, "ભગવન્, મને લાગે છે કે ગૃહસ્થાશ્રમમાં રહી આપના ધર્મોપદેશ પ્રમાણે અત્યંત પરિશુદ્ધ બ્રહ્મચર્ય પાળી શકાય નહિ; તેથી આપ મને પ્રવ્રજ્યા આપો." ભગવાને એને પ્રવ્રજ્યા આપી અને એ શીત વનમાં રહેવા લાગ્યો. ત્યાં રાત્રે આમથી તેમ ફરતા એના પગમાંથી લોહી નિકળી બધી જગ્યા લોહીથી ખરડાઈ જતી. ત્યારે એના મનમાં એવો વિચાર આવ્યો કે, ભગવાનના

[1] પાસે રહીને યથાયોગ્ય સેવા કરનાર.

શ્રાવકોમાં જે કોઇ અત્યંત ઉત્સાહી હોય તેમાનો એક હું છું, અને તેમ છતા મારૂ ચિત્ત [૧]આસ્રવોથી મુક્ત થતુ નથી મારા કુળમા ઘણી સંપત્તિ છે. હું એનો ઉપભોગ કરી શકીશ અને ઘણો દાનધર્મ પણ કરી શકીશ. તેથી ફરીથી ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કરી સંપત્તિનો ઉપભોગ કરવો તથા દાનધર્મ કરવો એ ઠીક.

૪૮. **સોણ**નો આ વિચાર **ભ**ગવાને જાણ્યો અને ગૃધ્રકૂટ પર્વત પરથી એકદમ **શી**તવનમા આવી, કેટલાક ભિક્ષુઓને સાથે લઇ, ભિક્ષુઓના નિવાસસ્થાન જોતા જોતા **ભ**ગવાન્ **સોણ**ના ચંક્રમ તરફ ગયા; તથા એ ચંક્રમ લોહીથી ખરડાએલો જોઇ એમણે ભિક્ષુ-ઓને કહ્યું, " આ ચંક્રમ આમ લોહીથી ભરેલો કેમ દેખાય છે? " **સોણ** અતિશય ઉત્સાહથી રાત્રે આ ચંક્રમપર ફરે છે, અને તેથી એના પગ જખમી થઇ એમાથી લોહી નિકળે છે, અને તેથી આ ચંક્રમ આમ રુધિરવ્યાપ્ત દેખાય છે, ' એવું ભિક્ષુઓએ **ભ**ગવાનને કહ્યું; ત્યારે **ભ**ગવાન્ **સોણ**ના આશ્રમમાં ગયા અને ત્યાં પાથરેલા આસન પર બેઠા. **સોણ** પણ **ભ**ગવાનને નમસ્કાર કરી એક બાજૂએ બેઠો. ત્યારે **ભ**ગવાને એને કહ્યું, " **સોણ**, ફરીથી ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કરી સંપત્તિનો ઉપભોગ કરવો અને પુણ્યકર્મ કરવાં, એવો વિચાર તને થયા કરે છે કેમ ? " **સોણ**:–" હા ભદંત. " " **સોણ**, તું પહેલા ગૃહસ્થાશ્રમી હતો ત્યારે વીણા વગાડવામા હોંશિયાર હતો, નહિ વારૂ ? " **સોણ**:–" હા ભદંત. " " પણ જ્યારે તું તાર અતિશય તાણતો ત્યારે તારી વીણામાંથી બરાબર અવાજ નિકળતો હતો કે ? તથા તું એ સારી રીતે વગાડી શકતો હતો કે ? " **સોણ**:–" ના ભદંત. " " પણ **સોણ**, જ્યારે તારી વીણાના તાર અત્યંત શિથિલ થઇ જતા, ત્યારે શું એમાથી અવાજ બરાબર નિકળતો હતો ? તથા તું એ સારી રીતે વગાડી શકતો હતો ? " **સોણ**:–"ના ભદંત." " પણ **સોણ**, જ્યારે વીણાના તાર અતિશય

૧ ચિત્તના દોષ.

તાણવામા નહોતા આવતા અથવા અત્યંત ઢીલા પણ નહોતા કરવામાં આવતા, પણ સમપ્રમાણમાં રહેતા, ત્યારે તારી વીણામાંથી બરાબર અવાજ નિકળતો હતો કે નહિ, અને તું એ સારી રીતે વગાડી શકતો હતો કે નહિ ?" **સોણ**:–"હા ભદંત." "એજ પ્રમાણે **સોણ**, અત્યંત ઉત્સાહથી ચિત્ત ભમવા લાગે છે અને ઉત્સાહ શિથિલ થતાં આળસ આવે છે. તેથી **સોણ**, તું વીર્યસમતા સંપાદન કર. ઇંદ્રિય સમત્વ [૧]કેમ પ્રાપ્ત કરવું તે શીખ " આવો ઉપદેશ કરી **ભગવાન્ ગૃધ્રકૂટ** પર્વત પર પાછા આવ્યા.

૪૯. ત્યાર પછી **સોણે** વીર્યસમતા પ્રાપ્ત કરી અને ઇંદ્રિયસમત્વ સંપાદન કર્યું; અને એકાન્તમા રહીને થોડા વખતમાજ એ **અર્હ**-ન્તપદ સુધી જઇ પહોચ્યો. ત્યાર પછી એ **બુદ્ધ ભગવાન** પાસે આવ્યો, અને એમને નમસ્કાર કરી એક બાજૂએ બેઠો અને બોલ્યો, " ભદંત, જે ભિક્ષુએ **અર્હ**ન્તપદ પ્રાપ્ત કર્યું હોય તેને નૈષ્કર્મ્ય એકાન્ત, મૈત્રી, બંધનનો નાશ, તૃષ્ણાનો ક્ષય તથા જ્ઞાન, એ છ ચીજો ગમે છે. કોઇ પણ માણસ એમ ધારી લે કે કેવળ શ્રદ્ધાને લીધેજ એને નૈષ્કર્મ્ય પસંદ પડે છે; પણ એ માન્યતા ભૂલ ભરેલી છે. રાગ, દ્વેષ તથા મોહનો નાશ થવાથી એ વીતરાગ, વીતદ્વેષ તથા વીતમોહ થાય છે, અને તેથીજ એને નૈષ્કર્મ્ય પસંદ પડે છે. કોઇને એમ પણ લાગે કે લાભ, સત્કાર અને કીર્તિની લાલચથી એને એકાન્ત ગમે છે. પણ એમ નથી. એ વીતરાગ, વીતદ્વેષ તથા વીતમોહ હોવાને લીધેજ એને એકાન્ત પ્રિય હોય છે. બીજા કોઇને એમ પણ લાગવાનો સંભવ છે કે, વ્રત અને ઉપવાસ પર એની શ્રદ્ધા ચોટેલી હોવાથીજ એને મૈત્રીભાવના પસંદ પડે છે. પણ એમ ન માનવું જોઇએ. એ વીતરાગ, વીતદ્વેષ તથા વીતમોહ હોવાને લીધે જ એને મૈત્રી ભાવના પ્રિય હોય છે, બંધન તથા તૃષ્ણાનો ક્ષય

૧. ઇંદ્રિયસમત્વ વિષે વિશેષ માહિતી માટે **બુદ્ધલીલાસારસંગ્રહ**. પૃ. ૧૫૦–૧૫૨ જુઓ.

અને જ્ઞાનપ્રાપ્તિની ઇચ્છા પણ એ વીતરાગ, વીતદ્વેષ તથા વીતમોહ હોવાને લીધેજ ઉત્પન્ન થાય છે. એવીજ રીતે જે પૂર્ણ રીતે મુક્ત થાય છે તેને રૂપ, રસ વગેરે પંચવિષયો તથા મનોવૃત્તિ બંધનકર્તા થઈ શકતાં નથી. એનું ચિત્ત સ્થિર તથા અપ્રકમ્પ્ય થાય છે; તથા એ વિષયોની અનિત્યતા સારી રીતે સમજે છે. ચારે બાજૂથી પવન અને વરસાદના ઝાપટાનો મારો ચાલૂ હોય તોપણ જેવી રીતે પર્વત જરા પણ કંપતો નથી, તેવીજ રીતે પંચેંદ્રિયોના પંચવિષયો તથા મનોવૃત્તિનું **અર્હ**ન્તની આગળ કંઈ પણ ચાલતું નથી."

૫૦ **સોણ**નું આ ભાષણ સાભળીને **ભ**ગવાને ભિક્ષુઓને કહ્યુ, "કુલપુત્રો આવી રીતે નિર્વાણ પ્રાપ્તિ પ્રગટ કરે છે. અહંભાવ વગર **સોણે** સારાશ કહી સંભળાવ્યો. પણ બીજા કેટલાક નકામા માણસો, જાણે કે મશ્કરી કરતા હોય, તેવી રીતે નિર્વાણ પ્રાપ્તિ પ્રગટ કરે છે. આગળ જતા એવા લોકોને પશ્ચાત્તાપ કરવો પડે છે." ત્યાર પછી **ભ**ગવાને **સોણ**ને કહ્યું, "**સોણ**, તારૂં શરીર ઘણું નાજુક છે. તેથી એક પટ્ટીના ચંપલ વાપરવાની હું તને રજા આપુ છું." **સોણે** કહ્યું, "ભદંત, એંશી ગાડાં ભરાય એટલું દ્રવ્ય તથા જેમા બેંતાળીસ હાથણો તથા સાત હાથીઓ છે એવા મોટા વૈભવનો ત્યાગ કરી હું ભિક્ષુ થયો. તેથી જો હું પગરખા વાપરૂં તો લોકો કહેશે કે આટલી બધી ધનદોલતનો ત્યાગ કરી હવે આને એક પટ્ટીનાં ચંપલનો લોભ થયો છે. તેથી જો **ભ**ગવાન્ બધા ભિક્ષુઓને પગરખા વાપરવાની છૂટ આપે તો હું પણ એનો ઉપયોગ કરીશ." ત્યારે **ભ**ગવાને ભિક્ષુઓને બોલાવી બધાને ચંપલ વાપરવાની રજા આપી. પરંતુ એ ચંપલ એક પટ્ટીનાંજ હોવાં જોઇએ, તથા સાદા ચામડાના જોઇએ. તાડપત્ર વગેરેનાં પગરખાં નિષિદ્ધ છે. આચાર્ય, ઉપાધ્યાય વગેરે ખુલ્લે પગે ચંક્રમણ કરતા હોય ત્યારે અન્તેવાસીઓએ પગરખાં પહેરી ચાલવું નહિ. જેના પગે જખમ થયો હોય તેને આ નિયમ લાગુ પડતો નથી. કેટલાક ભિક્ષુઓ સ્હવારમાં ચાખડીઓ પહેરીને

ફરતા; તેથી બીજાં ભિક્ષુઓની સમાધિનો ભંગ થતો. તેથી **ભ**ગવાને ચાખડીઓ વાપરવાની મનાઇ કરી. ભિક્ષા માટે જતી વખતે ચંપલ પણ વાપરવા નહિ. પણ જે ભિક્ષુ માંદો હોય તેને આ નિયમ બંધનકર્તા નથી.

૫૧. એ વખતે આયુષ્માન્ **મ**હાકાત્યાયન **અ**વંતી દેશમા કુરરઘર શહેર પાસે **પ્ર**પાતપર્વત ઉપર રહેતો હતો. **સો**ણ કુટિકર્ણ નામે કોઇ ઉપાસક એનો ઉપસ્થાયક હતો. એણે **મ**હાકાત્યાયનને કહ્યું, "ભદંત, આપના ધર્મોપદેશથી મને એમ લાગે છે કે ગૃહસ્થાશ્રમમાં રહી અત્યંત પરિશુદ્ધ બ્રહ્મચર્યનુ પાલન અશક્ય છે. તેથી આપ મને પ્રવ્રજ્યા આપો." **મ**હાકાત્યાયને કહ્યું, "આજીવન એકલા સૂવું તથા દિવસમા એક વખત ખાવું, એવી રીતે આ બ્રહ્મચર્યપાલન ઘણુ કઠણ છે. તુ ગૃહસ્થાશ્રમમા રહીને જ **બુ**દ્ધધર્મનું પાલન કર. ઉપોસથને દિવસે એકલા સૂવું તથા એક વખત જમવું એવું વ્રત રાખ." **સો**ણે બે ત્રણ વખત આવીજ યાચના કરી; ત્યારે **મ**હાકાત્યાયને એને શ્રામણેર–પ્રવ્રજ્યા આપી. પરંતુ **અ**વંતી દેશમાં ઘણાજ થોડા ભિક્ષુઓ હોવાથી **સો**ણને ઉપસંપદા આપવા માટે દસ ભિક્ષુઓ મળી શકયા નહિ. ત્રણ વરસ પછી આમતેમથી મહા મુશ્કેલીએ દસ ભિક્ષુઓ ભેગા કરી **મ**હાકાત્યાયને **સો**ણને ઉપસંપદા આપી.

૫૨. એ ચોમાસું પૂરૂં થતા **સો**ણે **મ**હાકાત્યાયનને કહ્યું, "**બુ**દ્ધ **ભ**ગવાનની કીર્તિ મેં સાભળી છે ખરી, પણ મેં એમને નજરે જોયા નથી. એમને મળવા જવાની મને રજા આપો." **મ**હાકાત્યાયને કહ્યું, "ઠીક. તું **ભ**ગવાનના દર્શન માટે જા; તથા મારી વતી પણ **ભ**ગવાનને નમસ્કાર કરી કહેજે; (૧) ભદંત, **અ**વંતીદક્ષિણાપથમા ઘણા થોડા ભિક્ષુઓ છે. ત્રણ વરસ પછી, મહા મુશીબતે દસ ભિક્ષુઓ ભેગા કરી મને ઉપસંપદા આપવામા આવી. તેથી એ પ્રદેશમા એથી પણ થોડા ભિક્ષુઓ ઉપસંપદા આપી શકે એવી રજા હોવી જોઇએ. (૨) **અ**વંતીદક્ષિણાપથમાં

ભોય કઠણ હોય છે, તથા કાંટાઓ ઘણા હોય છે. તેથી એ મુલકમા ચાર કે એથી વધારે પટ્ટીનાં ચંપલ વાપરવાની રજા આપવી જોઇએ. (૩) આ મુલકના લોકને ન્હાવાનું ઘણુંજ ગમે છે, તેથી હંમેશા ન્હાવાની રજા મળવી જોઇએ. (૪) અહીંના લોકો બેસવા કરવા માટે જૂદી જૂદી જાતનાં ચામડા બહુ વાપરે છે. **મ**ધ્યદેશમાં જેવી રીતે સાદડીઓ તેવી રીતે અહીઆ ચામડા. તેથી એડકચર્મ (ઘેટાનું ચામડુ), અજચર્મ અને મૃગચર્મ વાપરવાની રજા મળવી જોઇએ."

૫૩. **સો**ણ કુટિકર્ણ **મ**હાકાત્યાયનને નમન કરી, પોતાનું પાત્ર તથા ચીવર સાથે લઈ ધીમે ધીમે પ્રવાસ કરતો **શ્રા**વસ્તીમાં **જે**તવનમા **અ**નાથપિંડિકના આરામમા આવી પહોંચ્યો; અને ત્યાં **ભ**ગવાનને નમન કરી એક બાજૂએ બેઠો. **ભ**ગવાને એની સૂવાની વ્યવસ્થા પોતાનાજ વિહારમાં કરાવી; તથા મોડી રાત સુધી ખુલ્લી હવામા ચંક્રમણ કરી વિહારમા પ્રવેશ કર્યો. મોડે સુધી ચંક્રમણ કરી **સો**ણ પણ સૂવા માટે ગયો. પરોઢિયે ઉઠી **ભ**ગવાને **સો**ણને કહ્યુ, " કંઇક ધર્મવાર્તા કહે. " **સો**ણે સુત્તનિપાતમાથી **અ**ટ્ઠકવર્ગમાંના સૂત્રો સારે અવાજે ગાઈ સંભળાવ્યા **ભ**ગવાને એની પ્રશંસા કરી અને પૂછ્યુ, " સઘમાં દાખલ થયે તને કેટલા વરસ થયા ?" "એકજ વરસ, ભદંત," **સો**ણે જવાબ આપ્યો. " તેં આટલો બધો મોડો સંઘમા પ્રવેશ કર્યો એનુ શું કારણ ? " એમ **ભ**ગવાને પૂછ્યું; ત્યારે એ બોલ્યો, " ભદંત, વિષયોપભોગમા દોષ રહેલા છે એ વાતની મને જાણ થયાને ઘણો વખત થયો; પરંતુ ગૃહસ્થાશ્રમમા એવી કેટલીક મુશ્કેલીઓ અને એવા કેટલાક કાર્યો હોય છે કે માણસ બદ્ધ થઈ જાય છે. " તે સાંભળી **ભ**ગવાને ઉદ્‌ગાર કાઢ્યા—"જગતમા દોષ છે એ જોઇ તથા નિષ્પ્રપંચ ધર્મ જાણી લઈ પવિત્ર આર્ય. પાપમા આનંદ માનતો નથી; પણ **બુ**દ્ધશાસનમાં આનંદ માને છે. "

૫૪. **બુદ્ધ ભ**ગવાન્ પોતાને ઉત્તેજન આપે છે; તથા **મ**હાકાત્યાયને કરેલી માગણીઓ રજૂ કરવાનો આજ સમય છે, એમ જાણી

ઓણે નમસ્કાર કરી એ માગણીઓ બુદ્ધ આગળ રજૂ કરી. આ કારણથી ભિક્ષુઓને ભેગા કરી ભગવાને કહ્યું, "આજથી અખિલ પ્રત્યંતજનપદમાં પાંચ ભિક્ષુઓ મળીને ( એમાથી એક વિનયધર હોવો જોઇએ ) ઉપસંપદા આપી શકે એવી હું રજા આપું છું. પ્રત્યંતજનપદ નીચે પ્રમાણે જાણવો:—પૂર્વે કજંગલ નામનું નગર; ત્યાર પછી મહાશાલ અને ત્યાર બાદ પ્રત્યંતજનપદ. દક્ષિણે શ્વેતકર્ણિક નામનું નગર: એથી આગળ પ્રત્યંતજનપદ. પશ્ચિમમા સ્થૂણ ( થૂણ ) નામનું બ્રાહ્મણોનું ગામ; ત્યાર પછી પ્રત્યતજનપદ. ઉત્તરમા ઉશીરધ્વજ નામનો પર્વત; એની આગળનો મુલક તે પ્રત્યંતજનપદ." એજ રીતે ભગવાને મહાકાત્યાયનની બીજી માગણીઓ પણ સર્વ પ્રત્યંતજનપદમા રહેતા ભિક્ષુઓ માટે માન્ય કરી.[1]

## ઓસડ

૫૫. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જેતવનમાં અનાથપિંડિકના આરામમા રહેતા હતા. એ વખતે શરદ્ઋતુમા તંદુરસ્તી બગડવાથી ભિક્ષુઓને અજીર્ણ થતું. તેથી બુદ્ધે ઘી, માખણ, તેલ, મધ તથા ગોળનો રસ (म. काकवी), એ પાચ ચીજો ઓસડ તરીકે વાપરવાની પરવાનગી આપી. ત્યાર પછી જૂદે જૂદે વખતે જૂદા જૂદાં મૂળીયા, પાંદડા તથા ફળનો પણ ઓસડ તરીકે ઉપયોગ કરવાની છૂટ આપી. પરંતુ ઘી તેલ વગેરે ચીજો સાત કરતા વધારે દિવસ માટે સંગ્રહ કરી રાખવી નહિ એવો નિયમ કર્યો.

૫૬. એક વખત બુદ્ધ ભગવાન્ મગધદેશમાં અંધકવિંદ નામના ગામમા રહેતા હતા તે વખતે એક*બ્રાહ્મણના મનમા એમને તથા ભિક્ષુસંઘને દાન આપવાની ઉત્કટ ઇચ્છા થઈ. પરંતુ લોકોની માગણી એટલી ઉપરાછાપરી હતી કે બે મહિના સુધી આનો બિચારાનો

---

**૧ આ ચાર માગણીઓમાંથી બીજી અને ચોથીનોજ આ પ્રકરણ સાથે સંબંધ છે. તોપણ મૂળ ગ્રંથમાંની પાંચમાંથી ચાર વધારે મહત્વની લાગવાથી એ ચારે અમે આપી છે.**

વારો જ આવ્યો નહિ. છેવટે, યવાગૂ (ભાતનું ઓસામણ) તથા મધુગોળક નામનું ખાદ્ય તૈયાર કરીને આપવામાં આવે તો ભગવાન એનો સ્વીકાર કરશે કે કેમ એમ એણે આનંદને પૂછ્યું. ત્યારે આનંદે બુદ્ધ ભગવાનની રજાથી બ્રાહ્મણને યવાગૂ તૈયાર કરી લાવવાનું કહ્યું. એ પ્રસંગે બુદ્ધે ભિક્ષુઓને સવારમા યવાગૂ પીવાની પરવાનગી આપી; અને સંઘને યવાગૂ આપવા માટે એ બ્રાહ્મણની ખૂબ સ્તુતિ કરી. ત્યારથી સવારમા યવાગૂ પીવાની શરૂઆત થઇ.

૫૭. એક વખતે બુદ્ધભગવાન ભદ્દિયનગરમાથી નીકળી અંગુત્તરાપ પ્રદેશમા ફરતા હતા. એમની સાથે ૧૨૫૦ ભિક્ષુઓ હતા. આ વાત ભદ્દિયના મેંડક નામે એક શાહૂકારના જાણવામાં આવી; ત્યારે સંઘને જોઇતું સીધુંસામાન પોતાના નોકરો દ્વારા ગાડાઓમાં ભરાવી, ગાડાઓ સાથે લઇ, એ ભિક્ષુઓના સંઘની પાછળ પાછળ ચાલ્યો. એક જંગલી મુલકમાં એ બુદ્ધને મળી ગયો અને સંઘ સાથે એમને ભિક્ષા માટે નિમંત્રણ આપ્યું. બુદ્ધભગવાન તથા ભિક્ષુઓ જમી રહ્યા ત્યારે મેંડકે ભગવાનને કહ્યું, " ભદંત, ઘણે ઠેકાણે રસ્તો જંગલી પ્રદેશમા થઇને જાય છે. ત્યા અનાજપાણી મળતાં મુશ્કેલી પડે છે. તેથી એવા પ્રદેશમા ફરવાનુ હોય ત્યારે સીધું-સામાન સાથે રાખવાની આપે ભિક્ષુઓને રજા આપવી જોઇએ." ત્યારે ભગવાને ચોખા, મગ, અડદ, મીઠું, ગોળ, તેલ, ઘી વગેરે સામાન પાથેય માટે (માર્ગમા ભોજન માટે) સાથે રાખ-વાની રજા આપી.

૫૮. ધીમે ધીમે પ્રવાસ કરતાં ભગવાન આપણ નામના નગરમાં આવી પહોચ્યા. ત્યા કેણિય નામનો એક જટિલ રહેતો હતો. એણે ઉત્તમ પેય તૈયાર કરાવ્યું અને એ સાથે લઈ બુદ્ધના દર્શન માટે આવ્યો; તથા બોલ્યો, " હે ગોતમ આ પેયનો આપ સ્વીકાર કરો." ભગવાને ભિક્ષુઓને એ આપવાનું કહ્યું. અને જ્યારે ભિક્ષુઓ એ લેતાં સંકોચ કરવા લાગ્યા ત્યારે ભગવાને એમને એ

પીવાની રજા આપી. અનાજના રસ વગર બીજા કોઈ પણ ફળનો રસ, તેમ જ ફૂલ, પાન તથા શેરડીનો રસ, બપોરે બાર વાગ્યા પછી પીવામાં વાધો નથી એવો **ભ**ગવાને નિયમ કર્યો.

## કઠિન

૫૯. **બુદ્ધ ભ**ગવાન **શ્રા**વસ્તીમા **જે**તવનમા **અ**નાથપિંડિકના આરામમા રહેતા હતા. એ વખતે **પા**વાના ત્રીસ ભિક્ષુઓ–બધાએ જંગલમાં રહેનારા, બધાએ ભિક્ષાપર જ નિર્વાહ કરનારા, બધાએ ચીથરાનાં જ વસ્ત્ર ધારણ કરનારા, બધાએ ત્રણ જ ચીવર પાસે રાખનારા–**શ્રા**વસ્તીમા **ભ**ગવાનના દર્શન માટે આવવા નીકળ્યા. પરંતુ વર્ષાકાળ પાસે હોવાને લીધે એમને માર્ગમા **સા**કેત નગરમા રહેવુ પડયુ. **ભ**ગવાનના દર્શનની ઉત્કંઠામાં તેમણે એ ચોમાસું પસાર કર્યું. તથા **આ**સો સુદ પુનમે **પ્ર**વારણા કરી તેઓ **ભ**ગવાનના દર્શન માટે આવ્યા. માર્ગમા વરસાદે એમને ઘણા હેરાન કર્યા, અને એમનાં ચીવર ખરાબ થઈ ગયા. જ્યારે તેઓ **ભ**ગવાનને મળ્યા ત્યારે **ભ**ગવાનના પૂછવાથી એમણે પોતાની બધી હકીકત કહી સભળાવી. ત્યારે ભિક્ષુઓને બોલાવી **કઠિન** પાથરવાની બુદ્ધે પરવાનગી આપી. કઠિન એટલે નમુનાનુ ચીવર. સંઘની અનુમતિથી વિહારમાં એ પાથરવામા આવે તો એ ત્યાથી દૂર કરવામા આવે ત્યા સુધી ભિક્ષુઓ ત્રણથી વધારે ચીવર વાપરી શકે છે. ચીથરા ન મળે તો પોતાના દાતાઓ પાસેથી વસ્ત્ર ભેગા કરી એના ચીવર બનાવી શકે છે. આ કઠિન **આ**સો સુદિ પુનમે પાથરી **કા**ર્તક સુદિ પુનમે ખસેડવું જોઇએ.

## ચીવર

૬૦. **બુદ્ધ ભ**ગવાન **રા**જગૃહમા **વે**ળુવનમાં રહેતા હતા. તે વખતે રાજધાનીનુ શહેર **વૈ**શાલી અતિશય સમૃદ્ધ હતું. ત્યા **આમ્ર**પાલિકા નામની એક ખુબસુરત ગણિકા રહેતી હતી. તે ગાનતાન ને નાચ વગેરેમા હોંશિયાર હતી. **રા**જગૃહના નાગરિકો કોઈ

કારણસર **વૈશાલી** આવેલા. તેમણે ત્યાં એ ગણિકાને જોઇ. ત્યાંથી પાછા ફર્યા પછી પોતાની રાજધાનીમાં પણ એવી ગણિકા હોવી જોઇએ એવી તેમણે **બિંબિસાર** રાજાને વિનંતિ કરી. રાજાએ એવી કોઈ કુમારિકા પસંદ કરી એને ગણિકા બનાવવાની નાગરિકોને રજા આપી. તેમણે એ પ્રમાણે **શાલવતી** નામની કોઇ કુમારિકાને પસંદ કરી ગણિકા બનાવી; થોડા જ વખતમાં એ નૃત્ય, ગીત, વાદ્ય વગેરેમાં ચાલાક થઇ. વખત જતા એને ગર્ભ રહ્યો અને છોકરો થયો. પણ એ વાત જાહેર ન થાય તે માટે એણે પોતાની દાસીને એ બાળકને સૂપડામાં મૂકી ઉકરડા પર મૂકી આવવા કહ્યું. એ છોકરો **અભય** નામના રાજકુમારને જડયો. ઉકરડામા ફેંકી દેવા છતાં એ બાળક જીવતો રહ્યો તેથી એનું નામ જીવક પડ્યુ, તથા રાજકુમારે એનું પાલન કર્યું તેથી એ લોકો એને કૌમારભૃત્ય કહેવા લાગ્યા.

૬૧. કૌમારભૃત્ય મોટો થયો ત્યારે **અભય** રાજકુમારની પરવાનગીથી **તક્ષશિલા** જઇ ગુરુકુલમા રહી **આયુર્વેદમા** અત્યંત પ્રવીણ થયો. એની પરીક્ષા લેતી વખતે આચાર્યે એને ‘ **તક્ષશિલાની** આસપાસ ત્રણ યોજન સુધીમા ઓસડના કામમા ન આવે એવુ કોઇ મૂળીયું લઇ આવ.’ એવું કહ્યું. જીવક સર્વ પ્રદેશમા ફરી વળ્યો અને ખાલી હાથેજ પાછા ફરી તેણે આચાર્યને કહ્યું, “ઓસડના કામમાં ન આવે એવું એક પણ મૂળીયુ મને જડયું નહિ.” એ ઉપરથી જીવક **આયુર્વેદમા** પારંગત થયો છે એમ જાણી વાટમાં વાપરવા માટે થોડાક પૈસા આપી આચાર્યે તેને રવાના કર્યો. વાટમા જીવકે ઓસડ તથા શસ્ત્રક્રિયાથી અનેક રોગી સાજા કર્યાં તથા ઘણી ખ્યાતિ મેળવી. એથી જ્યારે તે **રાજગૃહ** આવ્યો ત્યારે **બિંબિસાર** રાજાના મુખ્ય વૈદ્યનું સ્થાન તેને પ્રાપ્ત થયું.

૬૨. એ વખતે **અવંતીદેશમાં પ્રદ્યોત** નામનો રાજા રાજ્ય કરતો હતો. એનો મિજાજ અતિશય ગરમ હોવાને લીધે એને **ચંડ**-

પ્રદ્યોત કહેતા. એક વખત એને પાંડુરોગ થયો જીવકની કીર્તિ સાંભળી તેણે બિંબિસાર રાજા પાસે એને થોડા દિવસ માટે ઉજ્જયિની મોકલવાની માગણી કરી. એ પ્રમાણે જીવક ઉજ્જયિની ગયો. પ્રદ્યોતની પ્રકૃતિ તપાસી જોતાં એને માલમ પડ્યું કે અત્યંત ઉગ્ર ઔષધ વગર એ સુધરશે નહિ; પ્રદ્યોતની ભદ્રવતિકા નામની એક. અતિશય ઝડપથી ચાલનારી હાથણ હતી. 'મારે જંગલમાંથી કોઈ ઔષધિ લાવવી છે' એમ કહી જીવકે એ હાથણ પોતાના તાબામાં લીધી; અને પછી તૈયાર કરેલું ઉગ્ર ઔષધ પ્રદ્યોતને પાઈ, હાથણ પર બેસી ત્યાંથી નાઠો. ઓસડની અસર થવા માડતા જ ચંડપ્રદ્યોતને જીવક પર અત્યંત રીસ ચઢી. પણ જીવક પહેલેથી જ નાસી છૂટયો હતો વખત જતા રાજા ચંડપ્રદ્યોત એ ઓસડને પ્રતાપે તદ્દન સાજો થયો. ત્યારે ઘણા માનથી તેણે જીવકને મળવા બોલાવ્યો. પણ જીવક ગયો નહિ. તેથી પ્રદ્યોતે એને શિવેય્યક નામનાં વસ્ત્રનો એક જોટો મોકલ્યો.

૬૩. એ વખતે ભગવાનનું શરીર રોગથી પીડાતું હતુ. જીવકને એ વાતની ખબર પડી એટલે વિરેચન આપી તેણે ભગવાનના શરીરમાથી રોગ તદ્દન નાબૂદ કર્યો; તથા પ્રદ્યોતે મોકલાવેલાં વસ્ત્ર ભગવાનને ચરણે અર્પણ કર્યા. અત્યાર સુધી ભિક્ષુઓ ચીથરાં ભેગાં કરી એના ચીવર બનાવતા, પરંતુ આ પ્રસંગે જીવકની વિનંતીથી ભગવાને ગૃહસ્થાશ્રમીઓએ અર્પણ કરેલા વસ્ત્રના ચીવર બનાવવાની ભિક્ષુઓને પરવાનગી આપી; અને આગળ જતા ક્ષૌમ, કાર્પાસ, કૌશેય, કંબલ, શાણ તથા ભંગનાં વસ્ત્રો લઇ એમાંથી ચીવર બનાવવાની રજા આપી. ભિક્ષુઓના ચીવર મેલાં થતાં. તેથી એ રંગાવવા માટે ઝાડનાં મૂળીયા, લાકડું, છાલ, પાદડાં, ફૂલ તથા ફળમાંથી રંગ તૈયાર કરવાની બુદ્ધે રજા આપી, તથા એ ચીજો બાફવા માટે વાસણ તથા ચીવર રંગાવવા માટે લાકડાની કથરોટ રાખવાની પરવાનગી આપી. આખું વસ્ત્ર મળે તોપણ એના કકડા કરી તથા એમને

ફરીથી એકઠા સાંધી એનું ચીવર બનાવવું જોઇએ. ભિક્ષુએ અખંડ વસ્ત્ર વાપરવું નહિ એવો પણ બુદ્ધે નિયમ કર્યો.

૬૪. **ભ**ગવાન **શ્રા**વસ્તીમા **જે**તવનમા **અ**નાથપિંડિકના આરામમા રહેતા હતા. તે વખતે **વિ**શાખા **મિ**ગારમાતા નામની પ્રસિદ્ધ ઉપાસિકાએ બુદ્ધને તથા ભિક્ષુસંઘને નિમંત્રણ આપ્યું. બીજે દિવસે ભોજન સમયે ભિક્ષુઓ તૈયાર છે કે નહિ તે જોઈ આવવા માટે તેણે પોતાની દાસીને વિહારમાં મોકલી. તે વખતે વરસાદનું સખત ઝાપટું આવતું હતુ; તથા ભિક્ષુઓ ચીવર વિહારમા મૂકી પર્જન્ય-સ્નાન માટે ચોગાનમા ઉભા હતા. તેમને જોઇ દાસી પાછી ફરી અને **વિ**શાખાને કહ્યું, "હે આર્યા, વિહારમા ભિક્ષુઓ નથી; પણ બધા આજીવક[1] છે." પણ એ ચતુર ઉપાસિકાએ ભિક્ષુઓ પર્જન્યસ્નાન કરતા હશે એવું અનુમાન તરત જ કર્યું બુદ્ધ **ભ**ગવાન ભિક્ષુઓના સંઘ સાથે પોતાને ઘેર આવ્યા ત્યારે એમનો યોગ્ય આદરસત્કાર કરી તેણે એમને જમાડયા તથા બધા જમી રહ્યા ત્યારે **ભ**ગવાનને કહ્યું, "હું આપની પાસે આઠ વર માગું છું." **ભ**ગવાને કહ્યું, "**ત**થાગત કોઇને વર આપતા નથી." **વિ**શાખા બોલી, "પણ ભદંત, હું જે વર માગવાની છું તે યોગ્ય અને દોષરહિત છે." બુદ્ધે એને વરદાન કહી સંભળાવવાનું કહ્યું. ત્યારે તે બોલી: "(૧) હું જીવતા સુધી સંઘને ચોમાસામાં જોઇતાં પંચીયાં પૂરાં પાડું એવી મારી ઇચ્છા છે; (૨) આગંતુક ભિક્ષુઓને ભિક્ષા આપુ એમ ઇચ્છું છું; (૩) પ્રવાસે નિકળેલા ભિક્ષુઓને ભિક્ષા આપું એવી ઇચ્છા છે; (૪) રોગથી પીડાતા ભિક્ષુઓને ભિક્ષા આપવાની ઇચ્છા છે; (૫) રોગીના ઉપસ્થાયકને[2] ભિક્ષા આપુ એમ ઇચ્છું છું; (૬) રોગીઓને દવા પૂરી પાડવાની ઇચ્છા છે; (૭) સંઘને રોજ યવાગૂ આપુ એવી ઇચ્છા છે; (૮) ભિક્ષુણીઓને ન્હાતી વખતે વાપરવાના વસ્ત્ર આપું એવી ઇચ્છા છે." બુદ્ધે કહ્યું, "**વિ**શાખા, આ વર

---

૧. આજીવ પંથના શ્રમણ નગ્ન રહેતા. ૨. શુશ્રૂષા કરનાર.

માગવાનો હેતુ શો ?" વિશાખા બોલી: "(૧) આજે ભિક્ષુઓ તૈયાર છે કે નહિ તે જોઈ આવવા માટે મેં દાસીને મોકલેલી. આરામમાં ભિક્ષુઓ નથી પણ આજીવક છે એમ ધારી એ પાછી આવી. ભદંત, નગ્નત્વ શિષ્ટાચારની વિરુદ્ધ છે તેથી હું સંઘને ચોમાસામા પહેરવા માટે પચીયા પૂરા પાડું એમ ઇચ્છું છું. (૨) આગંતુક ભિક્ષુઓને શહેરના રસ્તાઓની માહિતી નથી હોતી તેથી ભિક્ષાટનમા એમને મુશીબત પડે છે. તેથી હુ યાવજ્જીવ આગંતુક ભિક્ષુઓને ભિક્ષા આપવા ઇચ્છું છું. (૩) પ્રવાસે નિકળેલો ભિક્ષુ ભિક્ષા માગવા જાય તો તે સાથેનાં માણસોથી પાછળ પડી જાય છે; અને તેથી તેને ત્રાસ થાય છે તેથી હું આવા ભિક્ષુઓને યાવજ્જીવ ભિક્ષા આપવા ઇચ્છું છું. (૪) માંદા ભિક્ષુને પથ્યકારક અન્ન ન મળે તો એની માંદગી લંબાય છે અથવા એ મરી જાય છે. તેથી માદગીમાથી ઉઠે ત્યાં સુધી આવા ભિક્ષુને અન્ન આપવાની મારી ઇચ્છા છે. (૫) માંદા ભિક્ષુના ઉપસ્થાયકને જો ભિક્ષા માગવા જવું પડે તો એનાથી માદાનું ઉપસ્થાન (માવજત) સારી રીતે થઈ શકે નહિ. તેથી જ્યાં સુધી એ માદા ભિક્ષુનો ઉપસ્થાયક હોય ત્યાં સુધી હું એને ભિક્ષા આપવા ઇચ્છું છું. (૭) અંધકવિંદમા બ્રાહ્મણે સંઘને યવાગૂનું પાન કરાવ્યું ત્યારે આપે એની પ્રશંસા કરી. તેથી ભિક્ષુસંઘને હું રોજ યવાગૂ આપવા ઇચ્છું છું. (૮) એક વખત અચિરવતી નદીમાં, સ્ત્રીઓની ન્હાવાની જગ્યાએ ભિક્ષુણીઓ વસ્ત્ર વગર જ સ્નાન કરતી હતી. ત્યા જ ન્હાવા માટે આવેલી વેશ્યાઓ એમની મશ્કરીઓ કરવા લાગી. સ્ત્રીઓનું નગ્નત્વ શિષ્ટાચારથી વિરુદ્ધ છે તેથી હું ભિક્ષુણીઓને ન્હાતી વખતે વાપરવાના વસ્ત્ર આપવા ઇચ્છું છું." ભગવાને વિશાખાની આ આઠે માગણીઓ માન્ય રાખી તથા એ પ્રમાણે ભિક્ષુ તથા ભિક્ષુણીસંઘને તે તે વસ્તુઓ સ્વીકારવાની રજા આપી.*

* આ પ્રકરણ સાથે આ માગણીઓમાંથી માત્ર પહેલીનો જ સંબંધ છે. પરંતુ મૂળ ગ્રંથમાં એ જેવી છે તેવી જ અત્રે આપવામાં આવી છે.

૬૫. એ વખતે કોસલદેશમાં બે ભિક્ષુઓ પ્રવાસ કરતા હતા. તેઓ એક વિહારમા આવી પહોંચ્યા. ત્યા એક ભિક્ષુ માંદો હતો. **બુદ્ધ ભગ**વાને 'માંદા માણસનું ઉપસ્થાન (માવજત) કરવાનું કામ સારૂં છે' એવું કહ્યું છે એમ વિચારી તે બંનેએ એ માંદા ભિક્ષુની સારવાર કરી. પણ એ સાજો ન થતા મરણ પામ્યો એટલે એનો અંત્યસંસ્કાર કરી તથા એનાં પાત્ર તથા ચીવર લઈ એ બંને **શ્રા**વસ્તીમા આવ્યા, અને બનેલી હકીકત **ભ**ગવાનને કહી સંભળાવી. ત્યારે **ભ**ગવાને કહ્યું, "મરણ પામેલા ભિક્ષુના પાત્ર તથા ચીવરનો માલિક સંઘ છે. તથાપિ ઉપસ્થાયક ભિક્ષુઓ માંદા ભિક્ષુનું ઘણું કામ કરે છે તેથી એમને મૃત ભિક્ષુનાં ત્રણ ચીવર તથા પાત્ર આપવાની હું સંઘને રજા આપું છું." એ આપવાની ક્રિયા નીચે પ્રમાણે કરવી-માંદાના ઉપસ્થાયકે સંઘને કહેવું, 'ભદંત સંઘ, અમુક ભિક્ષુ મરણ પામ્યો છે. આ ત્રણ ચીવર અને પાત્ર એનાં છે.' પછીથી વજનદાર ભિક્ષુએ સંઘને વિનંતી કરવી, 'ભદંત સંઘ હું જે કહું છું તે તરફ ધ્યાન આપે. અમુક ભિક્ષુ મરણ પામ્યો છે; એનાં આ ત્રણ ચીવર તથા પાત્ર જો સંઘને ઠીક લાગે તો સંઘ એના ઉપસ્થાયકને એ આપે.' આ પ્રમાણે વિજ્ઞપ્તિ થઈ રહ્યા પછી ત્રણ વાર જાહેર કરવું; અને કોઇ વાંધો ન ઉઠાવે તો એ ચીવર તથા પાત્ર ઉપસ્થાયકને આપવામાં આવ્યાં છે એમ સમજવું. શ્રામણેર મરણ પામે તોપણ આજ રીતે એના ચીવર તથા પાત્ર એના ઉપસ્થાયકોને આપવાં.

## સંઘસામગ્રી

૬૬. **બુદ્ધ ભગ**વાન કૌશાબીમા રહેતા હતા. ત્યા એક વિદ્વાન ભિક્ષુને હાથે એક દોષ થયો અને તેણે એ વાત બીજા ભિક્ષુઓને કહી સંભળાવી. એમણે અભિપ્રાય આપ્યો કે એ દોષ નથી. ત્યારે પોતાને હાથે કંઇ પણ દોષ થયો નથી એવી એ ભિક્ષુની પણ ખાતરી થઇ. પણ બીજા કેટલાક ભિક્ષુઓને એ દોષ છે તથા એ માટે પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ એમ લાગ્યું; તથા એમણે બહુમતે એ

ભિક્ષુનો બહિષ્કાર કર્યો. આ રીતે સંઘમા બે તડ પડ્યાં તથા લડ-વાડો શરુ થઈ. ત્યારે ભગવાને એ ભિક્ષુઓને કહ્યું, "ભિક્ષુઓ, આવી રીતે લડો મા." ત્યારે એક અન્યાયવાદી ભિક્ષુએ કહ્યું, "ભદંત, આપ શાંત રહો, અમે અમારી લડવાડોનો વિચાર કરી લઈશું."

ભગવાને કહ્યું: "ભિક્ષુઓ, વારાણસીમા બ્રહ્મદત્ત નામનો રાજા રાજ્ય કરતો હતો. એણે કોસલરાજા [1]દીઘીતિ પર ચઢાઇ કરી એનો દેશ પાદાક્રાત કર્યો. ત્યારે દીઘીતિ પોતાની રાણીને લઇ ગુપ્તવેશે નાસી ગયો અને વારાણસી જઈ રહ્યો. ત્યાં એની રાણીને ગર્ભ રહ્યો. ત્યારે એને ચતુરંગ સૈન્ય જોવાનો ભાવ થયો. બ્રહ્મદત્તનો પુરોહિત દીઘીતિનો મિત્ર હતો. એણે એક શુભ ચોઘડિયે, ચતુરંગ સેના તૈયાર કરવામાં આવે તો વારાણસીના રાજાને લાભ થાય એવું કહી સેના તૈયાર કરાવી અને કોસલદેશના રાજાની રાણીને બતાવી. વખત જતા એ રાણીને દીર્ઘાયુ નામનો એક ખુબ-સુરત છોકરો જન્મ્યો. એ ઉમરલાયક થવા લાગ્યો તેમ, પોતે કોણ છે તેની બ્રહ્મદત્તને જાણ થશે એવી કોસલરાજાને બીક લાગવા લાગી. તેથી એણે દીર્ઘાયુ કુમારને નગર બહાર મોકલી દીધો. કોસલરાજાનો હજામ બ્રહ્મદત્તની નોકરીમા રહ્યો હતો. એણે પોતાનો પહેલાનો રાજા, રાણી સાથે ગુપ્તવેશે વારાણસીમા રહે છે એવી ખબર પોતાના નવા માલિકને આપી. બ્રહ્મદત્તે દીઘીતિ તથા એની રાણીને કેદ પકડયા તથા એમને ગામમા ફેરવી શહેરની દક્ષિણ તરફના દરવાજાની બહાર એમનો શિરચ્છેદ કરવો એવો હુકમ કર્યો.

"માર્ગમા ઠેકઠેકાણે અપમાન કરતા એમને લઈ જતા હતા ત્યારે કુમાર દીર્ઘાયુ એમની પાછળ પાછળ ચાલતો હતો. એને જોઇ દીઘીતિએ કહ્યું 'બેટા દીર્ઘાયુ, તું ઘણે દૂર જોઈશ નહિ કે ટૂંકી નજર પણ કરીશ નહિ. વેર વેરથી નથી શમતુ. વેર પ્રેમથી જ શમે છે.' લોકોને લાગ્યું કે દીઘીતિનું ભેજું ઠેકાણે નથી, તેથી

---

૧. 'દીર્ઘેતિ'-લાંબો વખત દુઃખ ભોગવનાર.

એ ફાવે તેમ બક્યાં કરે છે. છેવટે દક્ષિણ તરફના દરવાજાની બહાર લઇ જઇ એનો તથા એની રાણીનો વધ કરવામાં આવ્યો; તથા એમના શબના કકડા કરી નાંખી ચારે દિશામા ફેંકવામા આવ્યા અને એ પર પહેરો મૂકવામા આવ્યો. એ જોઇ દીર્ઘાયુએ વારાણસીમાથી દારૂ લઇ જઇ પહેરેગીરોને પાયો, તથા એ નિશ્ચેષ્ટ થઇ ગયા ત્યારે માબાપના શરીરના કકડા ભેગા કરી એમને અગ્નિદાહ કર્યો. તથા ચિતા સળગતી હતી ત્યારે ત્રણ વાર એની પ્રદક્ષિણા કરી. બ્રહ્મદત્ત રાજાએ પોતાના મહેલની અગાસી પરથી એને જોયો; અને આ માણસ કોસલરાજાનો કોઈ સંબંધી હોવો જોઇએ એવી એની ખાતરી થઈ

" દીર્ઘાયુ કુમાર જંગલમાં જઇ ખૂબ રડયો; અને પોતાના આંસુઓ લૂછી નાંખી રાજમહેલની પાસેની હાથીશાળામા આવ્યો. ત્યાંના મુખ્ય માવતની રજાથી રાત ત્યા પસાર કરી અને મોટે પરોઢિયે ઉઠી મધુર અવાજે ગાવાની શરુઆત કરી. એ સાંભળી બ્રહ્મદત્ત ખૂબ ખૂશ થયો; અને એણે દીર્ઘાયુને બોલાવી પોતાની હજૂરમા રાખ્યો. થોડા સમયમાં જ દીર્ઘાયુ વગર બ્રહ્મદત્તને ચેન ન પડે એવી સ્થિતિ થઈ પડી. એક દિવસ બ્રહ્મદત્ત દીર્ઘાયુને સાથે લઈ શિકાર માટે ગયો. થોડે દૂર ગયા પછી કાશીરાજા ઘણો થાકી ગયો; તેથી રથમાંથી નીચે ઉતરી દીર્ઘાયુના ખોળામાં માથું મૂકી સૂઈ ગયો. દીર્ઘાયુના મનમાં એને મારી નાંખવાનો વિચાર આવ્યો. પણ બાપના વચન એને યાદ આવ્યાં અને એણે પોતાનું મન રોક્યુ. એટલામા બ્રહ્મદત્ત એકદમ જાગૃત થયો અને બોલ્યો, ' છોકરા, મને એવું દુષ્ટ સ્વપ્ન આવ્યું કે કોસલરાજાના પુત્રે મારા પર તરવારનો ઘા કરી મને નીચે પાડયો. તેથી હું ગભરાઈને એકદમ જાગી ઉઠયો.' એ જ ક્ષણે મ્યાનમાંથી તરવાર બહાર કાઢી, કાશીરાજાના વાળ પકડી દીર્ઘાયુ બોલ્યો, ' મહારાજ, કોસલરાજાનો પુત્ર દીર્ઘાયુ તે હું જ. આપે અમારૂં ઘણું ઘણું અકલ્યાણ કર્યું છે. અમારૂં રાજ્ય હરણ કરી, મારાં માબાપને પણ મારી નાંખ્યાં. એમનું વેર વાળવાની આ જ તક છે.'

બ્રહ્મદત્તે દીર્ઘાયુનાં પગ પર મસ્તક મૂક્યું અને કહ્યું, ' બેટા દીર્ઘાયુ, મને જીવતદાન આપ, મને જીવતદાન આપ. ' દીર્ઘાયુ બોલ્યો, 'હું આપને જીવતદાન આપનાર કોણ? આપ જ મને જીવતદાન આપો.' બ્રહ્મદત્ત બોલ્યો, ' ત્યારે આપણે એકબીજાને જીવતદાન આપીએ. ' બને જણા એક બીજા પર પ્રેમભાવ રાખવાની પ્રતિજ્ઞા કરી. વારાણસી પાછા આવ્યા.

" કાશીરાજાએ સભા ભરાવી અમાત્યને પૂછ્યું કે કોસલરાજાનો પુત્ર દીર્ઘાયુ આપણા હાથમાં આવે તો એને શી શિક્ષા કરવી? બધાએ અભિપ્રાય આપ્યો કે એનો જૂદી જૂદી રીતે વધ કરવો. પણ બ્રહ્મદત્તે કહ્યું, ' એ દીર્ઘાયુ કુમાર તે આ જ છે. અમે એકબીજાને જીવતદાન આપેલું હોવાથી એને કોઇ પણ જાતની શિક્ષા કરી શકાય નહિ.' એણે દીર્ઘાયુને પૂછ્યું, ' તારા બાપે, તું ઘણે દૂર જોઇશ નહિ કે ટૂંકી નજર કરીશ નહિ; વેર વેરથી નથી શમતું પણ વેર પ્રેમથી જ શમે છે એવું જે કહ્યું એનો અર્થ શો? ' દીર્ઘાયુ બોલ્યો, ' દૂર જોઇશ નહિ એટલે બીજાનું વેર લાંબો વખત સુધી મનમાં રાખીશ નહિ. ટૂંકી નજર રાખીશ નહિ એટલે મિત્રતા એકદમ તોડીશ નહિ. બીજાં વાક્યોનો અર્થ સ્પષ્ટ છે. મેં જો આપને મારી નાખ્યા હોત તો આપના પક્ષના લોકોએ મને પણ મારી નાખ્યો હોત, તથા મારા પક્ષના માણસોએ વળી એમને મારી નાંખ્યા હોત. એ રીતે વેરથી વેર શમવાને બદલે ઉલટું વધ્યું હોત. પણ આપણે એ વેર આજે પ્રેમથી શમાવી દીધું છે.' આ સાભળી બ્રહ્મદત્ત રાજાને અત્યંત સંતોષ થયો; અને તેણે પોતાની કન્યા દીર્ઘાયુને પરણાવી, કોસલ-દેશનું રાજ એને પાછું સોંપ્યું. એના બાપની લૂંટી લીધેલી સર્વ સંપતિ પણ એવી જ રીતે એને પાછી આપવામા આવી. "

આ વાત કહી બુદ્ધે ભિક્ષુઓને લઢવાડ ન કરવાનો ઉપદેશ કર્યો. પરંતુ એ અન્યાયવાદી ભિક્ષુએ ફરીથી કહ્યું, " ભદંત, આપ શાંત રહો. આ લઢવાડનું શું થાય છે તે અમે જોઇ લઇશું. " આ

લોકોનાં મન કલુષિત થએલા છે; તેથી એમને સમજાવવા મુશ્કેલ છે, એમ જાણી બુદ્ધ ભગવાન એ સભા છોડી ચાલ્યા ગયા.

૬૭. કૌશામ્બીમા ભિક્ષાટન કરી ભોજન થઇ રહ્યા પછી પાત્ર તથા ચીવર સાથે લઇ સંઘમા ઉભા રહી બુદ્ધે નીચેના અર્થની ગાથાઓ કહી સંભળાવી:—

(૧) બધા જ મોટે અવાજે બરાડા પાડી રહ્યા છે. એમાથી પોતે મૂર્ખ છે એવું કોઇ જ માનતુ નથી સઘમા તડ પડી રહ્યા હોય ત્યારે બીજાને માટે કોઇને માન રહેતુ નથી.

(૨) આ બેપરવા પંડિતમાની (પોતાને પંડિત માનનાર) ભિક્ષુઓ જેમ ફાવે તેમ બોલી રહ્યા છે. પરંતુ પોતે મર્યાદા છોડી રહ્યા છે એનું એમને ભાન નથી.

(૩) 'મને અમુકે ગાળો દીધી, મને માર માર્યો, મારો પરાભવ કર્યો, મારી વસ્તુઓનું હરણ કર્યું.' એમ કહી જે માણસ વેર લેવા ઇચ્છે છે તેનું વેર શાંત થતુ નથી.

(૪) પણ કોઇ ગાળો દે, માર મારે, પરાભવ કરે, પોતાની વસ્તુઓનું હરણ કરે તોપણ જેઓ વેર લેવાને ઇચ્છતા નથી તેમનું વેર શાત થાય છે.

(૫) વેરથી વેર કદી પણ શમતુ નથી; વેર પ્રેમથી જ શમે છે. આ સનાતન ધર્મ છે.

(૬) 'બીજાઓ ભલે ન સમજે પણ અમે પોતે તો આ લઢવાડથી દૂર થઇશું.' એવું જેઓ સમજે છે તેમની લઢવાડો મટે છે.

(૭) લોકોના હાડકા ભાગી નાખનારા, લોકોને જાનથી મારી નાખનારા, ગાય, ઘોડા, ધન વગેરેનુ હરણ કરનારા, તથા દેશમા લૂંટ ચલાવનારાઓ—આવા લોકોનો પણ સંઘ બને છે; ત્યારે તમારો કેમ ન બને?

(૮) જો સાથે રહેવા માટે કોઇ ડાહ્યો અને સુશીલ સાથી મળે તો વિવેકી માણસે વિઘ્નોની પરવા ન કરતા એની સાથે રહેવું.

(૯) જો સાથે રહેવા માટે કોઇ ડાહ્યો ને સુશીલ સાથી ન મળે તો રાજા જેમ શત્રુએ જીતેલું રાજ છોડી ચાલ્યો જાય છે, તથા જેવી રીતે નાગહાથી માતંગારણ્યમાં એકલો રહે છે, તેવી રીતે એકલા રહેવું.

(૧૦) એકલા રહેવું ઠીક પણ મૂર્ખાઓનો સહવાસ સારો નહિ. માતંગારણ્યમા જેવી રીતે નાગહાથી એકલો રહે છે તેવી રીતે એકલાં રહેવું અને પાપાચરણથી દૂર રહેવું.

આટલું બોલી **બુદ્ધ ભ**ગવાન **બા**લકલોણકાર ગામ તરફ ગયા ત્યા **ભૃ**ગુ નામના ભિક્ષુએ એમનું સ્વાગત કર્યું. ત્યાર પછી **ભ**ગવાન પ્રાચીન **વં**શદાવ નામના ઉપવન તરફ ગયા.

૬૮. તે વખતે પ્રાચીન **વં**શદાવ ઉપવનમા **અ**નુરુદ્ધ, **ન**ન્દિય તથા **કિ**મ્બિલ નામના ત્રણ ભિક્ષુઓ રહેતા હતા. **વ**નપાલે (વનનું રક્ષણ કરનાર) **ભ**ગવાનને એ તરફ જતા જોયા, અને તેણે કહ્યું, "હે શ્રમણ, આ ઉપવનમા પરમાર્થ ચિંતન કરનારા ત્રણ ભિક્ષુઓ રહે છે. ત્યાં જઈ તેમને તું ઉપદ્રવ કરીશ નહિ." **વ**નપાલનું એ બોલવું સાભળી **અ**નુરુદ્ધ એકદમ ત્યાં આવી પહોચ્યો અને એને કહ્યું, "ભાઇ **વ**નપાલ, **ભ**ગવાનને અટકાવીશ નહિ. એ અમારા શાસ્તા અત્રે પધાર્યા છે." ત્યાર પછી **અ**નુરુદ્ધ પોતાના બીજા સાથીઓની સાથે **ભ**ગવાનનું સ્વાગત કર્યું. ત્યારે **ભ**ગવાને **અ**નુરુદ્ધને કહ્યું, "**અ**નુરુદ્ધ, તમારૂં ઠીક ચાલે છે ને? તમને ભિક્ષાની તકલીફ તો નથી પડતી ને?" "અમારૂં ઠીક ચાલે છે" એમ **અ**નુરુદ્ધ બોલ્યો. "તમે આનંદથી, પાણી અને દુધની માફક એક બીજા સાથે હળીમળી પ્રેમપૂર્વક રહો છો ને?" એમ **ભ**ગવાને પૂછ્યું. એનો પણ **અ**નુરુદ્ધે હકારમાં જવાબ આપ્યો. "એ કેવી રીતે?" **ભ**ગવાને ફરીથી પ્રશ્ન કર્યો. ત્યારે **અ**નુરુદ્ધે કહ્યું. "ભદંત, મને એમ લાગે છે કે આવા સબ્રહ્મચારીઓ (સાથે રહેનાર બ્રહ્મચારીઓ) મને મળ્યા છે એ મારૂં પરમ ભાગ્ય છે. એમની સાથે કાયા, વાચા અને મનથી

હું પ્રેમભાવે વર્તું છું; અને એવો વિચાર કરૂં છું કે પોતાની મરજી બાજૂએ મૂકી એમની મરજી પ્રમાણે જ મારે ચાલવું. અમારા શરીર જો કે ભિન્ન છે તો પણ મન તો જાણે કે એક હોય તેમ છે.” **નન્દિય** તથા **કિમ્બિલે** પણ **અનુરુદ્ધની** માફક જ પોતાનો અનુભવ કહી સંભળાવ્યો ત્યારે **ભગવાન** બોલ્યા: “**અનુરુદ્ધ**, તમે ઘણી સાવધાનીથી વર્તો છો ને?” **અનુરુદ્ધ** બોલ્યો. “હા ભદંત, અમારામાથી ભિક્ષાટન કરીને જે પહેલો આવે તે આસનો ગોઠવે છે; પગ ધોવાનુ પાણી તથા પાટલો તૈયાર રાખે છે; વધારાનું અન્ન જૂદું કાઢી મૂકવાની થાળી ધોઈ મૂકે છે; પીવાનું તથા હાથમ્હોં ધોવાનું પાણી તૈયાર રાખે છે; જે સૌથી છેલ્લો આવે છે તે જોઇતું હોય તો વધેલું અન્ન ખાય છે, અને એ ન જોઇતુ હોય તો જ્યાં ઘાસ ઉગેલું ન હોય એવી જગ્યાએ અથવા પાણીના પ્રવાહમા એને નાંખી દે છે; આસનો પાછાં મૂકી દે છે, પગ ધોવાનુ પાણી તથા પાટલો ઠેકાણે મુકી દે છે, વધેલું અન્ન જુદું કાઢી મૂકવાની થાળી ધોઇને એની મૂળ જગ્યાએ મૂકી દે છે તથા પીવાનું તથા હાથ મ્હોં ધોવાનું પાણી ઠેકાણે મૂકી દઇ ભોજનની જગ્યા સાફ કરી નાંખે છે. પીવાના, વાપરવાના કે પાયખાનાના પાણીનો ઘડો જે ખાલી જૂવે, તે એને પાછો ભરી મૂકે છે. જો એકલાથી એ ઘડો ઉચકી શકાય તેમ ન હોય તો ઇસારાથી એ બીજાને બોલાવે છે અને અમે એને ઉચકવા લાગીએ છીએ. પણ એ માટે બૂમો પાડતા નથી. પાચ પાંચ દિવસને આંતરે રાત્રે અમે ધર્મચર્ચા કરીએ છીએ. એ રીતે અમે ઘણી સાવધાનીથી અને ઉત્સાહથી કાલ નિર્ગમન કરીએ છીએ.”

૬૯. **ભગવાને** આ ત્રણે ભિક્ષુઓને ધર્મોપ્રદેશ કરી ઉત્સાહિત તથા આનંદિત કર્યા અને ત્યાથી નીકળી ધીમે ધીમે **પારિલેય્યક** વનમાં આવી પહોંચ્યા. ભગવાન ત્યાં ઝાડ નીચે રહેતા હતા. એમને લાગ્યું કે કૌશામ્બીના લઢવાડીયા ભિક્ષુઓના સહવાસમાં રહેવાથી મારે ઘણો ત્રાસ સહન કરવો પડ્યો; પણ હવે અહીયાં એકલો

હોવાથી હું સુખે રહી શકું છું. તે વખતે કોઇ એક નાગહાથી પોતાના ટોળાથી કંટાળી એકલો જ રહેવાની ઇચ્છાથી એ વનમા આવી ચઢયો; અને એણે પોતાની સૂંઢથી બુદ્ધનું સ્વાગત કર્યું. ત્યારે ભગવાને નીચે પ્રમાણે ઉદ્‌ગાર કાઢયા:—

"હળના દાંડાના જેવા જેના દાત છે એવા નાગહાથીનું ચિત્ત નાગના (પાપરહિત બુદ્ધના) ચિત્તને મળતું છે કેમકે એ પણ વનમા એકલો આનંદથી રહે છે.[1]"

૭૦. યથાભિરુચિ પારિલેટચક વનમાં રહી, ભગવાન શ્રાવસ્તીમા આવ્યા. ત્યા એ જેતવનમાં અનાથપિંડિકના આરામમા રહેતા હતા. બીજી બાજુ કૌશામ્બીમા રહેનારા ઉપાસકોએ વિચાર કર્યો કે આ લઢવાડ કરનારા ભિક્ષુઓ આપણા નુકસાનનું કારણ થયા, એમની લઢવાડને લીધે ભગવાન અહિંથી ચાલ્યા ગયા. તેથી નમસ્કાર વગેરે કરી આપણે એમને માન ન આપવું જોઇએ; અને ઘેર આવે તો એમને ભિક્ષા પણ ન આપવી જોઇએ. એમ કરવાથી તેઓ અહીંથી ચાલ્યા જશે, ગૃહસ્થાશ્રમ સ્વીકારી પેટ ભરશે, અથવા માફી માગી ભગવાનનું સમાધાન કરશે આમ થવાથી કૌશામ્બીના ભિક્ષુઓને ખાવાની તાણ પડવા લાગી ત્યારે તેઓ ઠેકાણે આવ્યા; અને તેમણે ભગવાનની પાસે જઈ પોતાનો કજીયો પતાવવાનો વિચાર કર્યો ભિક્ષુણીસંઘની પ્રમુખ મહાપ્રજાપતી ગૌતમીને, આ કજીઆખોર ભિક્ષુઓ શ્રાવસ્તીમા આવે છે એવી ખબર પડી; અને પોતે એમની સાથે કેવી રીતે વર્તવું એ ભગવાનને પૂછ્યું. ભગવાને કહ્યું, "તું બને પક્ષના ભિક્ષુઓ પાસેથી ધર્મશ્રવણ કર પણ જેઓ ધર્મવાદી હોય તેમનું જ કહેલુ માન." ગૃહપતિ અનાથપિંડિક તથા ઉપાસિકા વિશાખાએ પણ એ ભિક્ષુએ સાથે કેવી રીતે વર્તવું એ સંબંધમાં

---

૧. મૂળ ગાથા નીચે પ્રમાણે છે:—

एवं नागस्स नागेन ईसादन्तस्स हत्थिनो ।
समेति चित्तं चित्तेन यदेको रमति वनेति ॥

ભગવાનને પૂછ્યુ. ભગવાને એમને કહ્યું, "તમે બંને પક્ષના ભિક્ષુઓને દાન આપો. બધા પાસેથી ધર્મોદેશ સાભળો પણ જેઓ ધર્મવાદી હોય તેમનું કહેવું માન્ય કરો."

એ ભિક્ષુઓ અનાથપિંડિકના આરામમા આવી પહોચ્યા ત્યારે સારિપુત્તે ભગવાનને કહ્યું, "આ કૌશામ્બીના ભિક્ષુઓ અહી આવી પહોંચ્યા છે. એમની સાથે કેવી રીતે વર્તવું?" ભગવાને જવાબ આપ્યો, "એમને રહેવા માટે જૂદી વ્યવસ્થા કરી આપ, તથા બધાને સમાનતાથી ખાવા પીવાનું મળે એવી વ્યવસ્થા કર."

૭૧. જે ભિક્ષુનો બહિષ્કાર કરવામા આવ્યો હતો તેને પોતાનો દોષ માલમ પડી આવ્યો, અને પોતાને કરવામાં આવેલી શિક્ષા યોગ્ય હતી એવું લાગ્યુ. એની તરફના ભિક્ષુઓએ આ વાત ભગવાનને કહી. ત્યારે તેમણે એ ભિક્ષુને પોતાના દોષનુ પ્રાયશ્ચિત્ત કરવા કહ્યું. એણે એ પ્રમાણે કર્યુ પણ ત્યાર પછી એના પક્ષના ભિક્ષુઓએ બહિષ્કાર કરનારા ભિક્ષુઓને કહ્યું, "જે દોષ માટે તમે આ ભિક્ષુનો બહિષ્કાર કર્યો છે તેનું એણે પ્રાયશ્ચિત્ત કર્યુ છે. તેથી હવે આપણે સંઘસામગ્રી કરીએ." બુદ્ધને આ વાતની ખબર આપી ત્યારે એમણે કહ્યું, "આવે પ્રસંગે સંઘસામગ્રી નીચે પ્રમાણે કરવી:—

"બધાએ ભેગા થવું કોઈ ભિક્ષુ માદો હોય તો એણે પણ આ પ્રસંગે હાજર રહેવું. ત્યાર પછી કોઈ પ્રતિષ્ઠિત ભિક્ષુએ સંઘને વિજ્ઞપ્તિ કરવી: 'ભદંત સંઘ, હું જે કહુ છું તે તરફ ધ્યાન આપો. જે વાત માટે સંઘમા કજીયો ઉભો થયો તે વાત આ ભિક્ષુ કબૂલ કરે છે; તથા એણે પોતાના દોષનું પ્રાયશ્ચિત્ત પણ કરી લીધું છે જો સંઘને ઠીક લાગે તો સંઘ આ વાત અહીંથી જ અટકાવી સંઘ-સામગ્રી (એકતા) કરે.' આવી રીતે વિજ્ઞપ્તિ થઈ રહ્યા પછી, ત્રણ વાર એ વાત જાહેર કરવી; અને કોઇ વાધો ન ઉઠાવે તો સંઘસામગ્રી થઈ એમ સમજવું."

ઉપાલિએ પૂછ્યુ, "સંઘસામગ્રી કેટલી જાતની હોય છે ?" ભગવાને કહ્યું. "સંઘસામગ્રી બે પ્રકારની હોય છે–અર્થરહિત અને અર્થયુક્ત. જે વાતને લીધે કજીયો ઉપસ્થિત થયો હોય તે વાતનું મૂળ કારણ શોધી કાઢ્યા વગર જે સામગ્રી (સલાહ) કરવામા આવે છે તે **અર્થરહિત** કહેવાય છે. તથા જે વાત માટે લઢવાડ ઉભી થઇ હોય તેનું મૂળ કારણ ખોળી કાઢીને જે સામગ્રી કરવામા આવે છે તે **અર્થયુક્ત** કહેવાય છે."

## તર્જનીય કર્મ ( દહેશત બતાવવી )

૭૨. **બુદ્ધ** ભગવાન **શ્રાવસ્તીમા જેતવનમાં અનાથપિંડિકના** આરામમા રહેતા હતા. તે વખતે **પણ્ડુક** તથા **લોહિતક** નામના બે ભિક્ષુઓ જાતે સંઘમા લઢવાડ ઉભી કરતા, અને બીજા ભિક્ષુઓને પણ લઢવાડ ઉભી કરવામા મદદ કરતા.

ભગવાને આ વાત જાણી, ત્યારે ભિક્ષુઓને ભેગા કરી એમણે કહ્યું. "ભિક્ષુઓ, **પણ્ડુક** અને **લોહિતક** એ બે ભિક્ષુઓને સંઘે નીચે પ્રમાણે તર્જનીય કર્મ કરવું.–એ બનેને બોલાવી એમને એમની આપત્તિઓ (દોષ)નુ સ્મરણ કરાવવું: અને આપત્તિ લાગુ કરી પ્રતિષ્ઠિત ભિક્ષુએ સંઘને વિજ્ઞપ્તિ કરવી, 'ભદંત સંઘ મારા બોલવા તરફ ધ્યાન આપે. **પણ્ડુક** તથા **લોહિતક** એ બે ભિક્ષુઓ જાતે કજીયાખોર છે અને બીજાઓને કજીયો કરવામાં મદદ કરે છે. જો સંઘને યોગ્ય લાગે તો સંઘ એમને **તર્જનીય કર્મ** કરે.' આવી રીતે વિજ્ઞાપના થઇ રહ્યા પછી ત્રણ વાર એ વાત જાહેર કરવી; અને કોઈ વાંધો ન ઉઠાવે તો સંઘે એમને તર્જનીય કર્મ કર્યું છે એમ માનવું.

"જેમને તર્જનીય કર્મ કરવામાં આવ્યું હોય એવા ભિક્ષુઓ જો સારી રીતે વર્તવા માંડે તો સંઘે એમને માફી આપવી; માફીમાં પણ પ્રથમ વિજ્ઞપ્તિ કરવી. પછીથી ત્રણ વાર જાહેર કરવું અને ત્યાર

પછી કોઇને વાંધો છે કે કેમ તે પૂછવું; અને કોઇ વાંધો ન ઉઠાવે તો જ માફી મળી ચૂકી છે એમ સમજવું."

## નિયશઃકર્મ[1] (ગાંડપણ જાહેર કરવું)

૭૩. તે વખતે આયુષ્માન સેય્યસક ભિક્ષુ ઘણીજ આપત્તિઓ કરતો. ગૃહસ્થાશ્રમીઓ સાથે ઘણો સંબંધ રાખતો. એને પરિવાસ આપવામા, મૂળસ્થિતિએ લાવવામા, માનત્ત આપવામાં તથા અબ્ભાન કર્મ કરવામાં ભિક્ષુઓનો ઘણો વખત ચાલ્યો જતો. આ વાતની ભગવાનને ખબર પડી ત્યારે એમણે કહ્યું, "આવા ભિક્ષુને સંઘે નિયશઃકર્મ કરવું એટલે કે બીજા કોઈ પણ ભિક્ષુના આશ્રય વગર એને એકલો રહેવા દેવો નહિ. (અહીં પણ વિજ્ઞપ્તિ, ત્રણ વાર જાહેર કરવું વગેરે પહેલાની માફક જ સમજી લેવું.)

"એ ભિક્ષુ સારી રીતે વર્તવા લાગે તથા સારા ભિક્ષુઓની સોબતમા રહેવા માડે એટલે સઘે એને માફી આપવી (વિજ્ઞપ્તિ, ત્રણ વાર જાહેર કરવું વગેરે આગળની માફક જ)."

## પ્રવ્રાજનીયકર્મ (કાઢી મૂકવું)

૭૪. એ વખતે અસ્સજી (અશ્વજિત્) તથા પુનબ્બસુક (પુનર્વસુક) નામના બે ભિક્ષુઓ કીટાગિરિમા રહેતા હતા. તેઓ બગીચામા ફૂલઝાડ ઉછેરી, ફૂલની માળાઓ વગેરે કરી સ્ત્રી અથવા કુમારિકાઓને આપતા. પોતે નૃત્ય કરતા, ગાતા તથા વાદ્યો વગાડતા; તથા બીજાઓ પાસે નૃત્ય કરાવતા, ગવડાવતા, તથા વાદ્યો વગડાવતા; જૂદી જૂદી જાતની રમત ગમત કરતા, તથા અનેક અસભ્ય લીલા આચરતા. એક ભિક્ષુ ચોમાસા પછી કાશીમાથી શ્રાવસ્તી જતાં માર્ગમાં કીટાગિરિમાં થોભ્યો તથા ગામમાં ભિક્ષા માટે ગયો. એની શાંત

---

૧. મૂળ પાલિ શબ્દ 'नियसकम्म' એવો છે. પણ ઓલ્ડનબર્ગે (Oldenberg) 'निस्सयकम्म' એવો પાઠ ખરો સ્વીકાર્યો છે. આ એમની ભૂલ હોવી જોઇએ એમ મારૂં માનવું છે.

મુદ્રા જોઇ ત્યાંના લોકોએ કહ્યું, " આ આવો બાધા જેવો, મંદ, દાભિક ભિક્ષુ કયાનો ? આવા ભિક્ષુને ભિક્ષા કોણ આપે ? આપણા **અસ્સજી** અને **પુનબ્બસુક** કેવા સુશીલ, સાદા અને ખુલ્લા દીલથી વાતચીત કરનારા છે. તેઓ જ ભિક્ષા માટે યોગ્ય છે." એ ગામમાં એક ઉપાસક રહેતો હતો. તેણે આ નવા આવેલા ભિક્ષુને ' ભિક્ષા મળી કે નહિ ' એવો પ્રશ્ન કર્યો; અને એને બિલકુલ જ ભિક્ષા મળી નથી એમ જાણી, પોતાને ઘેર લઇ ગયો અને ભોજન કરાવ્યું. એ ભિક્ષુ **શ્રાવસ્તી** જતો હતો એવું સાભળી તે ઉપાસકે એને કહ્યું, " ભદંત, **ભ**ગવાનને મારા સાષ્ટાગ દંડવત્ કહેજો અને કહેજો કે **અસ્સજી** અને **પુનબ્બસુકે** અસભ્યાચાર ચલાવી અમારા ગામનું અતિશય નુકસાન કર્યુ છે તેથી **ભ**ગવાને અહિયા સારા ભિક્ષુઓ મોકલવા જોઇએ. " તે ભિક્ષુએ આ વાત કબુલ કરી તથા **શ્રાવસ્તી** જઇ **ભ**ગવાનને આ બધી હકીકત કહી સંભળાવી. ત્યારે **ભ**ગવાને **સારિપુત્ત** તથા **મોગ્ગલ્લાન**ને કહ્યું, " તમે એ જણ જઈ એ બને ભિક્ષુઓને **કીટાગિરિ**માથી હાકી મૂકો." **સારિપુત્ત** તથા **મોગ્ગલ્લાને** કહ્યું, " ભદંત, એ બંને ભિક્ષુઓ ઘણા ક્રોધી તથા કર્કશ છે " **ભ**ગવાને કહ્યું, " ત્યારે તો તમે ઘણા ભિક્ષુઓને સાથે લઇ જાઓ, અને આ પ્રમાણે **પ્રવ્રાજનીયકર્મ** કરો–**અસ્સજી** તથા **પુનબ્બસુક** એ બંનેને એમની આપત્તિઓ યાદ દેવડાવવી ત્યાર પછી પ્રતિષ્ઠિત ભિક્ષુએ સંઘને વિજ્ઞાપના કરવી કે ' આ ભિક્ષુઓ પાપાચારી છે તથા ઉપાસકોની બેઆબરુ કરે છે, તેથી જો સંઘને યોગ્ય લાગે તો સઘે એમને પ્રવ્રાજનીયકર્મ કરવું. આ ભિક્ષુઓએ **કીટાગિરિ**મા રહેવુ જોઇએ નહિ. ' આવી રીતે વિજ્ઞપ્તિ થઇ રહ્યા પછી કોઇ વાંધો ન ઉઠાવે તો પ્રવ્રાજનીયકર્મ થઈ ગયુ એમ સમજવું.

" પ્રવ્રાજનીયકર્મ કર્યા પછી જે ભિક્ષુ એ સ્થાનમાથી ચાલ્યો જાય તથા પોતાનું આચરણ સુધારે તેને સંઘ યોગ્ય ધારે તો માફી આપે (વિજ્ઞપ્તિ વગેરે આગળની મ.ફક જ)."

## પ્રતિસ્મારણીયકર્મ (માફી મગાવવી)

૭૫. તે વખતે સુધર્મ નામનો ભિક્ષુ મક્ષિકાષંડમાં રહેતો હતો. ચિત્રગૃહપતિ બીજા ભિક્ષુઓને એની મારફતે જ નિમંત્રણ આપતો. એક વખતે સારિપુત્ત મહામોગ્ગલ્લાન વગેરે નામાંકિત ભિક્ષુઓ મક્ષિકાષંડમાં આવી પહોંચ્યા. ચિત્રગૃહપતિએ સુધર્મને પૃછ્યા વગર એમને પોતાને ત્યાં ભિક્ષા માટે નિમંત્રણ કર્યું; અને ત્યાર પછી સુધર્મ ભિક્ષુને પણ નોતર્યો. પોતાને ખબર આપ્યા વગર બીજા ભિક્ષુઓને બોલાવવાથી એને રીસ ચઢી અને એણે આમંત્રણ સ્વીકાર્યું નહિ. બીજે દિવસે ભોજન સમયે સુધર્મ ભિક્ષુ ચિત્રગૃહપતિને ઘેર ગયો; અને એના બાપદાદાઓને અપશબ્દ કહી એને લાગી જાય એવું બખાળી આવ્યો. બુદ્ધોપદેશ કરવાનું છોડી દઈ કાળજામાં ઘા કરે એવું બોલી જવા માટે ચિત્રગૃહપતિએ એને ઠપકો આપ્યો. આગળ પર સુધર્મ ભિક્ષુ શ્રાવસ્તી ગયો અને એણે બનેલી બીના ભગવાનને કહી સંભળાવી. ભગવાને કાળજામાં ઘા કરે એવું બોલવા માટે સુધર્મને દૂષિત ઠરાવ્યો, અને ચિત્રગૃહપતિની માફી માગવાનું કહ્યું. એ સંબંધમાં ભગવાને ભિક્ષુઓને કહ્યું, "જે ભિક્ષુ ગૃહસ્થોને નુકસાન થાય એવો પ્રયત્ન કરે, વિઘ્નો આવી પડે એવી ખટપટ કરે, એ ગામમાંથી તેઓ ચાલ્યા જાય એવો યત્ન આદરે, એમને ગાળો દે અને એમનામાં કજીયા ઉભા કરે, તેની પાસે સંઘે તે ગૃહસ્થોની માફી મગાવવી."

એ રીતે સંઘે વિજ્ઞપ્તિ કરી તથા ત્રણ વાર જાહેર કરી સુધર્મ ભિક્ષુએ ચિત્રની માફી માગવી એવો ઠરાવ કર્યો. પણ સુધર્મને ચિત્રને ત્યાં જતાં શરમ આવવા લાગી. તેથી એવે પ્રસંગે એક બીજા ભિક્ષુને સાથે મોકલવાની ભગવાને સંઘને રજા આપી.

"જે ગૃહસ્થનો અપરાધ કર્યો હોય તેની એ (અપરાધી) ભિક્ષુ માફી માગે અને ત્યાર પછી પોતાનું વર્તન સુધારે એટલે સંઘે એનો અપરાધ માફ કરવો."

## ઉત્ક્ષેપણીયકર્મ (બહિષ્કાર)

૭૬. **બુદ્ધ ભગવાન કૌશામ્બીની** પાસેના **ઘોષિતારામમાં** રહેતા હતા. તે વખતે **છન્ન** ભિક્ષુએ કોઈ આપત્તિ કરી અને પ્રાયશ્ચિત્ત કરવાની અનિચ્છા બતાવી. આવે પ્રસંગે **ભગવાને** એવા ભિક્ષુનો બહિષ્કાર કરવાની સંઘને રજા આપી. "જો એ બહિષ્કૃત ભિક્ષુ સારી રીતે વર્તવાને તૈયાર હોય અને પોતાના દોષ કબૂલ કરી એનું પ્રાયશ્ચિત્ત કરતો હોય તો એનો બહિષ્કાર સંઘે કાઢી નાખવો."

૭૭. **ભગવાન શ્રાવસ્તીની** પાસેના **જેતવનમા અનાથપિંડિકના** આરામમા રહેતા હતા. તે વખતે **અરિષ્ટ** નામના ભિક્ષુને એમ લાગવા માંડેલું કે **બુદ્ધના** ઉપદેશ પ્રમાણે, વિચાર કરતા, જે ધર્મો અંતરાય (વિઘ્ન) કરનારા કહ્યા છે તેથી વિઘ્ન થતું નથી. આ વાત ભિક્ષુઓએ જાણી ત્યારે તેમણે એને કહ્યું, "હે **અરિષ્ટ**, તુ **ભગ**વાનના ઉપદેશનો ઊંધો અર્થ કર મા. વિષયસુખમાં ઘણું દુઃખ તથા મહાન દોષ રહેલો છે એવું **ભગવાને** વારંવાર કહ્યું છે. તેમ છતાં વિષયોપભોગ ધર્મમાર્ગમાં અંતરાયરૂપ નથી એમ તુ કેવી રીતે કહે છે?" ભિક્ષુઓએ પુષ્કળ પ્રયત્ન કર્યો; પણ **અરિષ્ટ** પોતાનો દુરાગ્રહ છોડવાને તૈયાર ન હતો. ત્યારે **ભગવાને** એને બોલાવીને અસદ્ દૃષ્ટિનો ત્યાગ કરવા કહ્યું. તો પણ એણે માન્યુ નહિ. ત્યારે **ભગવાને** એવે પ્રસંગે, જે ભિક્ષુ અસદ્ દૃષ્ટિનો સ્વીકાર કરી ઉપદેશ કર્યા છતાં પણ એનો ત્યાગ ન કરે તેનો બહિષ્કાર કરવાની સંઘને પરવાનગી આપી. "એ ભિક્ષુ સારી રીતે વર્તે અને એ દૃષ્ટિનો ત્યાગ કરે તો સંઘે એનો બહિષ્કાર રદ કરવો."

## પરિવાસકર્મ

૭૮. "જે ભિક્ષુને હાથે સંઘાદિશેષ નામની આપત્તિ થઈ હોય તેને સંઘે પરિવાસ આપવો. આ આપત્તિ એક જ હોય એક દિવસ સુધી જ છુપાવી રાખી હોય તો એક જ દિવસનો પરિવાસ આપવો; બે દિવસ છુપાવી રાખી હોય તો બે દિવસનો; અને ઘણા

દિવસ છુપાવી રાખી હોય તો પરિવાસના દિવસની સંખ્યા સંઘે નક્કી કરવી. જો ઘણી સંઘાદિશેષ આપત્તિઓ થઇ હોય અને ઘણા દિવસ સુધી એ છુપાવવામાં આવી હોય તો પણ પરિવાસની મુદત સંઘે જ નક્કી કરવી. જેને પરિવાસ આપવામા આવ્યો હોય તેણે તેટલા દિવસ સુધી છેવટે અરુણોદય વખતે તો સંઘમાં ન જ રહેવું જોઇએ. અરુણોદય પહેલા ઉઠી વિહારથી દૂર જઇ રહેવું જોઇએ, અને સ્હવારે પાછા આવી, પોતે પરિવાસની એક રાત પસાર કરી છે એવી ભિક્ષુઓને ખબર આપવી જોઇએ."

## માનત્ત ( સંઘનો સંતોષ )

૭૯. આવી રીતે પરિવાસ પૂરો થયા પછીએ ભિક્ષુએ સંઘને પોતે પરિવાસ પૂરો કર્યાની ખબર આપવી જોઇએ. ત્યાર પછી સંઘ એને ૭ રાત **માનત્ત** આપે છે; એટલે કે, એ ભિક્ષુએ સંઘને સંતુષ્ટ કરવા માટે પરિવાસની રાત્રીઓ માફક બીજી ૭ રાતો ( છેવટે અરુણોદય વખતે ) વિહારની બહાર પસાર કરવી જોઇએ.

## પૂર્વસ્થિતિએ લાવી મૂકવું ( मूलायपटिकस्सना )

૮૦. જે ભિક્ષુને પરિવાસ કે માનત્ત આપવામાં આવેલ હોય તેનાથી એ સ્થિતિ દરમિયાન જો સંઘાદિશેષ આપત્તિ થાય તો સંઘે એને પૂર્વસ્થિતિએ લાવી મૂકવો. એટલે પરિવાસ તથા માનત્તની જે રાત્રીઓ એણે વિહારની બહાર વ્યતીત કરી હોય તે બધી નકામી જાય છે અને એને ફરીથી પરિવાસ શરુ કરવો પડે છે, તથા એ પૂરો થયા પછી ફરીથી સંઘ દ્વારા માનત્ત લેવું પડે છે.

## અબ્ભાન ( સંઘમાં ફરીથી દાખલ કરવું તે )

૮૧. એ ભિક્ષુએ પરિવાસ તથા માનત્ત પૂરાં કર્યાં પછી જ્યાં વીસ ભિક્ષુઓનો સંઘ હોય ત્યાં જઇ એ સંઘ આગળ પોતે પરિવાસ તથા માનત્ત પૂરાં કર્યાં છે એવું કહી સંભળાવવું; તથા સંઘે નિયમ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી તથા ત્રણ વાર જાહેર કરી એને ફરીથી સંઘમા દાખલ કરવો. આને **અબ્ભાન** કર્મ કહે છે.

## અગ્નિશાળા તથા ચંક્રમણ

૮૨. એ વખતે વૈશાલીમા ભિક્ષુઓને ઉત્તમ ભોજન માટે સતત નિમંત્રણ આવ્યા કરતા હતા. ઉત્તમ ખોરાક ખાવાને લીધે ભિક્ષુઓના શરીર બગડતાં હતા. જીવક કૌમારભૃત્ય કાર્યવશાત્ વૈશાલી ગયો હતો. ત્યા એણે ભિક્ષુઓની આ દશા જોઇ તેથી એણે ભગવાનને વિનંતિ કરી કે ભિક્ષુઓને અગ્નિશાળા તથા ચંક્રમ બનાવવાની પરવાનગી આપવી એ પ્રમાણે ભગવાને ભિક્ષુઓને ચક્રમ તથા અગ્નિશાળા બનાવવાની રજા આપી.

"ચંક્રમ જમીનથી થોડો ઉચો હોવો જોઇએ. એમા વિષમતા હોવી જોઇએ નહિ. ચક્રમ પર છાપરૂ બંધાવવું, જેથી તાપ તથા વરસાદમા સહેલાઇથી ચંક્રમણ કરી શકાય."

"અગ્નિશાળાનો ઓટલો જમીનથી ઉચો બનાવવો. જમીનને લાકડાની કે પત્થર અથવા ઈંટોની ફરસ જડવી. જો અગ્નિશાળા ન્હાની હોય તો અગ્નિકુંડ એક બાજૂએ કરવો, અને જો મોટી હોય તો વચમાં કરવો. ધુમાડો નીકળી જવા માટે ઉપર ધુમાડિયું બાંધવું. અંદર એક પાણીની કુંડી તથા ગૂંદીને તૈયાર કરેલી મટોડીની કોઠી રાખવી. જો મટોડી ચોકખી ન હોય તો સુગંધી પદાર્થોથી એને સુવાસિત કરવી. ભિક્ષુએ પોતાનો પાટલો લઇ અગ્નિશાળામા જવું, તથા મોઢાને દેવતાથી ત્રાસ ન થાય તે માટે મોઢે મટોડી ચોપડવી; તથા વાટકામા પાણી લઇ વારંવાર શરીરને ચોપડવું. અગ્નિશાળામાથી બહાર આવ્યા પછી સ્નાન કરી શરીર સ્વચ્છ કરવું."

## બુદ્ધોપદેશ ચાલુ ભાષામાં લખવો

૮૩. યમેળુ તથા તેકુલ નામના બે વિદ્વાન્ બ્રાહ્મણ ભાઇઓ ભિક્ષુ થયા હતા. તેમણે એકવાર ભગવાનને નમન કરી કહ્યું. "હાલમા જૂદા જૂદા ભિક્ષુઓ લોકોને પોતપોતાની ભાષામા બુદ્ધોપદેશ કરે છે તેથી એને વૈદિક ભાષામાં ઉતારવાની અમને રજા આપો."

**ભ**ગવાને એમને એ માટે ઠપકો આપ્યો અને ભિક્ષુઓને કહ્યું, " બુદ્ધોપદેશનું વૈદિકભાષામા ભાષાન્તર કરવું નહી પણ પોતપોતાની ભાષામા બુદ્ધોપદેશ શીખવવાની હુ રજા આપુ છુ."

## વિહારમાં આવનારા, રહેનારા તથા વિહાર-માંથી જનારા ભિક્ષુઓનું કર્તવ્ય

૮૪. **બુદ્ધ ભ**ગવાન **શ્રા**વસ્તીની પાસેના **જે**તવનમા **અ**નાથપિંડિકના આરામમા રહેતા હતા તે વખતે આરામમા આવનારા (આગંતુક) ભિક્ષુઓ અવ્યવસ્થિત રીતે વર્તતા હતા. તેથી **ભ**ગવાને એમને માટે નીચે પ્રમાણે નિયમો કર્યા·

આગંતુક ભિક્ષુઓએ આરામમા પેસતી વખતે ચંપલ કાઢી, ખંખેરીને હાથમા લેવા. છત્રી નીચે નમાવવી, માથા પરથી ચીવર ઓઢેલુ હોય તો તે ખભા પર ખસેડવું, અને ધીમેથી આરામમાં પ્રવેશ કરવો. અંદર દાખલ થયા પછી ભિક્ષુઓને એકઠા થવાની જગ્યા ક્યા છે તેની તપાસ કરવી. ત્યાં જઈ પોતાનુ ભિક્ષાપાત્ર તથા ચીવર એક બાજૂએ મૂકવું, અને યોગ્ય આસન જોઈ તે પર બેસવું. પીવાનું તથા વાપરવાનું પાણી ક્યાં હોય છે તે એ ભિક્ષુઓને પૂછવું. પાણી પીવું હોય તો પીવું અને વાપરવાના પાણીથી પગ ધોવા. પગ ધોતી વખતે એક હાથે પાણી રેડી બીજા હાથથી પગ ચોળવા. ચંપલ લૂંછવાનું લૂગડું કયાં છે તે પૂછી લઇ એનાથી ચંપલ લૂછી નાખવા. પહેલા એ કોરા લૂગડાથી લૂછી નાખી પછીથી ભીના કકડાથી લૂછવા. ત્યા રહેતો ભિક્ષુ પોતાનાથી ઉમરે મોટો હોય તો તેને પ્રણામ કરવા; ઉમરે ન્હાનો હોય તો એના પ્રણામનો સ્વીકાર કરવો. પોતાને રહેવાની જગ્યા કઇ તથા ત્યાં કોઇ રહેતું હતું કે નહિ તે પૂછી જોવું. ભિક્ષા માટે જવાનું સ્થાન કયું અને ન જવાનું કયુ તથા સંઘને મદદ કરતા ઘર ક્યા કયા છે તે જાણી લેવું. પાયખાનાની તથા પેસાબ કરવાની જગ્યા કઈ, તથા હાથમા ઝાલવાની લાકડી કઇ તે

પૂછી જોવું. આરામમાં જવા આવવાનો તથા સંઘકૃત્ય કરવાનો વખત કયો તે પૂછી લેવું.

વિહારમાં ભિક્ષુઓ ન હોય તો બારણું ખખડાવી થોડો વખત બહાર ઉભાં રહેવું. પછીથી સાંકળ ઉઘાડી અંદર દાખલ થવું. એ વિહારમા કચરો પડયો હોય તો, એ સાફ કરી નાખવો બની શકે. તો કલમ ૯ થી ૧૧ માં બતાવેલા નિયમોનું પાલન કરવું.

૮૫. તે વખતે આશ્રમમાં રહેનારા ભિક્ષુઓ આગંતુક ભિક્ષુઓ સાથે સારી રીતે વર્તતા નહોતા. તેથી **ભ**ગવાને એમને માટે નીચે પ્રમાણે નિયમો કર્યાઃ—

આગંતુક ભિક્ષુ પોતાનાથી ઉમરે મોટો હોય તો એને જોતા વેંત આવાસિક ( આશ્રમમા રહેનાર ) ભિક્ષુએ એના માટે આસન તૈયાર કરવું. પગ ધોવાનું પાણી તથા પાટલો તૈયાર રાખવાં. સ્હામા જઇ એનું પાત્ર તથા ચીવર લઇ લેવું. પાણી પીવા જોઇતુ હોય તો પૂછી જોવું. બની શકે તો ( ઉપર કહેલી રીતે ) એના ચંપલ સાફ કરવા; અને સાફ કરવાનું લૂગડું ધોઈ નાખવું. આગંતુક ભિક્ષુને પ્રણામ કરવા. રહેવાની જગ્યા બતાવવી ત્યા કોઈ રહેતું હતુ કે નહિ તે કહેવું. ભિક્ષા માટે કયાં જવું અને કયાં ન જવુ તથા સંઘને મદદ કરનારાં ઘર કયા તેની માહિતી આપવી. પાયખાનું, પેસાબખાનું, હાથમાં પકડવાની લાકડી વગેરે બતાવવા. આવવા જવાનો વગેરે સંઘે નક્કી કરેલો વખત કહેવો. જો આગંતુક ભિક્ષુ ઉમરે ન્હાનો હોય તો આવાસિક ભિક્ષુએ આસનસ્થ રહીને જ ' અમુક જગ્યાએ પાત્ર મૂક, અમુક જગ્યાએ ચીવર મૂક, અમુક આસન પર બેસ ' વગેરે કહેવું. આગંતુક ભિક્ષુએ એને નમસ્કાર કરવા.

૮૬. એ વખતે આરામમાથી જનારા ભિક્ષુઓ ( ગમિક ) સારી રીતે વર્તતા નહિ. એમને માટે **ભ**ગવાને નીચેના નિયમો કર્યાઃ–

ગમિક ભિક્ષુએ પોતાની રહેવાની જગ્યાનાં લાકડાનાં તથા

માટીના વાસણો વ્યવસ્થિત રીતે એમને મૂળ ઠેકાણે પાછાં મૂકી દેવાં; તથા બારીબારણા બંધ કરી બીજા ભિક્ષુઓને ખબર આપ્યા પછી જવું. જો કોઇ ભિક્ષુ હાજર ન હોય તો શ્રામણેરને કહીને જવું. શ્રામણેર પણ ન હોય તો આરામના રખેવાળને ખબર આપવી. જો કોઇ પણ હાજર ન હોય તો ચાર પત્થરના હીંગણ પર ખાટલો મૂકી તથા એના પર બાજઠ વગેરે મૂકી, લાકડાના તથા માટીના વાસણો એમની જગ્યાએ મૂકી દેવાં અને બારીબારણાં બંધ કરી ચાલ્યા જવું. વિહારમા વરસાદનું પાણી ચૂતું હોય તો, બની શકે તો છાપરાનો એ ભાગ સચારવો અથવા બીજા પાસે સંચારાવી લેવાની કોશીશ કરવી. પરંતુ સંચરાવવાનું બની શકે તેમ ન હોય તો જયા ચૂતું ન હોય ત્યા ખાટલો, બાજઠ વગેરે મૂકવા. પણ જો બધે જ ચૂતું હોય તો, બની શકે તો ખાટલો વગેરે ગામમા લઈ જવા, અથવા અન્ય દ્વારા મોકલાવવા પ્રયત્ન કરવો. જો એમ કરવાનું બની શકે તેમ ન હોય તો ખુલ્લી જગ્યામાં, નીચે પથરા મૂકી એ ઉપર ખાટલો વગેરે ગોઠવવા; કારણ કે એમ કરવાથી છેવટે એમના પાયા વગેરેને નુકસાન ન થાય.

## ભિક્ષુણી-પ્રવ્રજ્યા.

૮૭. **બુદ્ધ ભ**ગવાન કપિલવસ્તુમાં **નિ**ગ્રોધારામમાં રહેતા હતા. ત્યાં **મ**હાપ્રજાપતી **ગૌ**તમીએ આવી **ભ**ગવાનને કહ્યું, " ભદંત, આપના ધર્મપંથમાં સ્ત્રીઓને પ્રવ્રજ્યા લેવાની પરવાનગી આપો." **બુદ્ધે** એ વાતની ત્રણ વખત ના પાડી અને તેઓ ત્યાથી **વૈ**શાલી આવી પહોંચ્યા. પાછળથી **મ**હાપ્રજાપતી **ગૌ**તમી પોતાનું કેશવપન કરાવી અને બીજી ઘણી **શા**ક્ય સ્ત્રીઓ સાથે લઇ **વૈ**શાલી આવી. પ્રવાસથી એના પગને સોજો ચઢયો હતો અને શરીર પર ધૂળ ચોંટી ગઇ હતી. એ ઉદાસ દેખાતી હતી. આવી સ્થિતિમા **આનં**દે એને જોઈ; અને ખિન્નતાનું કારણ પૂછ્યું. ' સ્ત્રીઓને પ્રવ્રજ્યા લેવાની **ભ**ગવાન રજા આપતા નથી તેથી હું ઉદાસ છું ' એમ **ગૌ**તમીએ

કહ્યું. ત્યારે એને ત્યાં જ રહેવાનું કહી, સ્ત્રીઓને પ્રવ્રજ્યા લેવાની રજા આપવી એવી વિનંતિ કરવા **આ**નંદ **ભ**ગવાન પાસે ગયો. પણ **ભ**ગવાને એ વાત કબૂલ કરી નહિ. ત્યારે **આ**નંદે કહ્યું, "ભદંત, **ત**થાગતે નિવેદન કરેલા ધર્મપંથમાં પ્રવ્રજ્યા લઇ કોઈ સ્ત્રી સ્રોતાપત્તિફલ, સકૃદાગામિફલ, અનાગામિફલ અથવા અર્હત્ફલ પ્રાપ્ત કરી શકે કે નહિ?" **ભ**ગવાને હકારમાં જવાબ આપ્યો. **આ**નંદ બોલ્યો, "જો એમ હોય તો જે માશીએ માને અભાવે, **ભ**ગવાનને દૂધ પાઈ ન્હાનાના મોટા કર્યા તેની વિનંતિ માન્ય કરી **ભ**ગવાને સ્ત્રીઓને પ્રવ્રજ્યા આપવી જોઇએ."

**ભ**ગવાન બોલ્યા, "જો **મ**હાપ્રજાપતી **ગૌ**તમી નીચેની આઠ જવાબદારીની વાતો માથે લેવાને કબૂલ હોય તો સ્ત્રીઓને પ્રવ્રજ્યા લેવાની હું પરવાનગી આપું—(૧) ભિક્ષુણી સંઘમાં ગમે તેટલાં વરસ રહેલી હોય તો પણ એણે ન્હાના મોટા સર્વ ભિક્ષુઓને વંદન કરવું જોઇએ. (૨) જે ગામમાં ભિક્ષુઓ ન હોય તે ગામમાં ભિક્ષુણીએ રહેવું જોઇએ નહિ. (૩) દર પખવાડિયે ઉપોસથ કયે દિવસે છે તથા ઉપદેશશ્રવણ કરવા માટે ક્યારે આવવાનું છે એ બે વાતો ભિક્ષુણીએ ભિક્ષુસંઘને પૂછવી જોઇએ. (૪) ચોમાસા પછી ભિક્ષુણીએ બંને સંઘની (ભિક્ષુસંઘની તથા ભિક્ષુણીસંઘની) પ્રવારણા કરવી જોઇએ. (૫) જેનાથી સંઘાદિશેષ આપત્તિ થઈ હોય તેણે બંને સંઘ પાસેથી પંદર દિવસનું માનત્ત લેવું જોઇએ. (૬) જેણે બે વરસ સુધી શિક્ષણ લીધું હોય એવી શ્રામણેરીને બંને સંઘ પાસેથી ઉપસંપદા મળવી જોઇએ. (૭) કોઈ પણ કારણસર ભિક્ષુણીએ ભિક્ષુને ગાળ ભાંડવી નહિ. (૮) આજથી ભિક્ષુણીએ ભિક્ષુને ઉપદેશ કરવો નહિ; ભિક્ષુએ ભિક્ષુણીને ઉપદેશ કરવો."

**આ**નંદે એ આઠ વાતો **મ**હાપ્રજાપતી ગૌતમીને કહી સંભળાવી અને એને એ પસંદ પડી. એને માટે એ જ ઉપસંપદા થઈ એમ

**ભ**ગવાને કહ્યું. ત્યારથી ભિક્ષુણીસંઘની સ્થાપના થઇ. ભિક્ષુણીસંઘમા દાખલ થવાના નિયમો લગભગ ભિક્ષુસંઘના જેવા જ છે. ઉપસંપદા આપતી વખતે જ્યા ભિક્ષુને ' તુ પુરુષ છું ને ?' એવું પૂછવામા આવે છે, ત્યા ભિક્ષુણીને ' તુ સ્ત્રી છું ને ? ' એવું પુછવામા આવે છે, અને જ્યા ભિક્ષુને ' તારો ઉપાધ્યાય કોણ ? ' એવું પૂછવામાં આવે છે ત્યા ભિક્ષુણીને 'તારી પ્રવર્તની કોણ ?' એવું પૂછવામા આવે છે. કોઇ સ્ત્રી માર્ગમા અડચણો હોવાને લીધે સંઘ પાસે આવી ઉપસંપદા ન લઈ શકે, તો એને કોઇ ભિક્ષુણી દ્વારા ઉપસંપદા આપવાનો સંઘને અધિકાર છે. ભિક્ષુણીએ ' જંગલમા રહેવું જોઇએ નહિ ' વગેરે ભિક્ષુઓને લાગુ ન પડતા કેટલાક નિયમો પાળવા જોઇએ.



# ભાગ ૨ જો

## નિષેધાત્મક નિયમો

### ચાર પારાજિકાઓ

૧. બુદ્ધ ભગવાન વૈરંજામા પાચસો ભિક્ષુઓના મહાન્ સંઘ સાથે નળેરુપિચુમંદ ઝાડ નીચે રહેતા હતા. એમની કીર્તિ સાભળી વેરંજ નામનો બ્રાહ્મણ ત્યા આવ્યો અને કુશલપ્રશ્નાદિ પૂછી બોલ્યો, "હે ગૌતમ; તમે વૃદ્ધ બ્રાહ્મણને નમસ્કાર વગેરે કરી માન આપતા નથી એમ હું સાભળું છું. આ તમારૂં વર્તન મને યોગ્ય લાગતુ નથી." બુદ્ધે કહ્યું, "આ લોકમા જેને નમસ્કાર કરી તથાગતે માન આપવું જોઇએ એવો માણસ મારા જોવામા નથી." થોડોક સંવાદ થયા પછી બુદ્ધે પોતાનું વડીલપણું બતાવવા એક ઉપમા કહી સંભળાવી–" એક મરઘીએ દસ બાર ઇંડા મૂકયા હોય અને તેમાથી જે બચ્ચા નીકળે તેમા જે પોતાના પ્રયત્નથી પહેલું બહાર નીકળે તેને સૌથી મોટું કહી શકાય કે નહિ ?" બ્રાહ્મણે 'હા' એવો જવાબ આપ્યો; ત્યારે બુદ્ધે કહ્યું, "અવિદ્યાના અંડકોશમા જકડાઇ ગએલા લોકોમાથી હું પ્રથમ બહાર નીકળ્યો છું; અને તેથી જ હું સૌનો વડીલ છું." બુદ્ધના આ સંભાષણથી વેરંજ બ્રાહ્મણ ખુશ થયો અને વર્ષાકાળ વૈરંજામા ગાળવાની એણે બુદ્ધને વિનંતી કરી.

તે વખતે વૈરંજામા દુકાળ પડયો હતો. ઉત્તરદેશમાંથી ઘોડાનો વેપાર કરનારા વેપારીઓ પાચસો ઘોડા સાથે ચોમાસા માટે વૈરંજામાં પડાવ નાખી પડયા હતા. એમણે પોતાની મંડળી તરફથી ભિક્ષુ દીઠ ઉકાળીને છડેલા અડધો શેર જવ આપવાનો નિયમ કર્યો હતો. ભિક્ષુઓ એ જવ લાવી ખાંડણીમા ખાંડીને ખાતા. ભગવાનને માટે

જે જવ મળતા તે પત્થર પર વાટીને **આન**ંદ **ભ**ગવાનને આપતો. **ભ**ગવાને સાંબેલાનો અવાજ સાંભળી **આન**ંદને પૂછયું, "**આન**ંદ આ શું છે રે?" **આન**ંદે ભિક્ષુઓ જવ ખાંડીને ખાય છે એવું કહ્યું. ત્યારે **ભ**ગવાને કહ્યું, "**આન**ંદ શાબાસ! તમે સત્પુરુષ છો, પણ આગળ પર એવા ભિક્ષુકો થવાના છે કે જેઓ ઉત્તમ અન્નની પણ પરવા નહિ કરે."

એક દિવસ આયુષ્માન **સા**રિપુત્ત **ભ**ગવાન પાસે આવ્યો અને હાથ જોડી બોલ્યો, "ભદંત, હવે ભિક્ષુઓ માટે નિષેધાત્મક નિયમો કરવાનો વખત આવી પહોંચ્યો છે. તેથી એમનું બ્રહ્મચર્ય ચિરસ્થાયી રહેશે." **ભ**ગવાન બોલ્યા, "**સા**રિપુત્ત, તું ધીરજ રાખ. નિષેધાત્મક નિયમો કરવાનો વખત કયો તે **ત**થાગત જ જાણે છે. જ્યા સુધી સંઘમાં પાપનો પગપેસારો થયો નથી ત્યા સુધી **ત**થાગત એનું નિવારણ કરવા માટે નિયમો ઘડતા નથી. સંઘની સ્થાપનાને ઘણો વખત થઇ ગયા વગર, સંઘનો વિસ્તાર ઘણો વધી ગયા વગર, સંઘને મળતું દાન વિસ્તાર પામ્યા વગર, સંઘમા પાંડિત્યનો પ્રચાર થયા વગર એમા પાપધર્મનો પ્રવેશ થતો નથી. હાલમા સંઘ પાપ ધર્મથી મુક્ત છે, અને શુદ્ધ છે"

એ ચોમાસું પૂરું થયુ ત્યારે **ભ**ગવાને **આન**ંદને કહ્યું, "હે આનંદ, **ત**થાગતોનો એવો રિવાજ છે કે જેણે વર્ષાકાલ માટે આમંત્રણ કર્યું હોય તેને મળ્યા વગર અન્ય સ્થળે જવું નહિ. તેથી ચાલ, આપણે વેરંજ બ્રાહ્મણને મળવા જઇએ;" તેઓ બંને વેરંજ બ્રાહ્મણને ઘેર ગયા. **ભ**ગવાનને નિમંત્રણ આપી આખું ચોમાસું એમની ખબર સરખી પણ પૂછી નહિ તે માટે વેરંજ બ્રાહ્મણને પશ્ચાત્તાપ થયો. એણે **ભ**ગવાનને ભિક્ષુસંઘ સાથે નોતરું આપી ઉત્તમ ભોજન આપ્યું. ત્યાથી **ભ**ગવાન અનુક્રમે **સો**રેય્ય, **સં**કસ્સ, કણ્ણકુજ્જ વગેરે સ્થળે જઈ **પ**યાગપતિટ્ઠાન આગળ **ગં**ગાનદી ઊતરી **વા**રાણસી આવ્યા; તથા કેટલોક કાળ ત્યાં રહી **વૈ**શાલી આવ્યા.

**વૈશાલીની** પાસે જ **કલંદક** નામનું ગામ હતું. ત્યા સુદિન્ન નામનો શ્રેષ્ઠિપુત્ર રહેતો હતો. કોઇ કારણસર પોતાના મિત્રો સાથે એ **વૈશાલી** આવ્યો; તથા ત્યા એક સભામાં **બુદ્ધનો** ધર્મ સાભળી એને સંસાર પ્રત્યે વૈરાગ્ય ઉત્પન્ન થયો. પણ માબાપની પરવાનગી વગર એનાથી ભિક્ષુ થઇ શકાય નહિ એમ **બુદ્ધે** કહ્યું. તેથી ઘેર જઈ સુદિન્ને માબાપની પરવાનગી માગી. પણ એમણે એ આપી નહિ. સુદિન્ન ખુલ્લી જમીન પર ભૂખ્યો પડી રહ્યો. એણે કહ્યું, “મને પરવાનગી મળશે તો જ અહીથી ઉઠીશ; નહિ તો અહી પડયો પડયો જ મરી જઇશ.” એવી રીતે એ સાત ટક ભૂખ્યો રહ્યો. ત્યારે. નિરુપાય થઇ માબાપે એને ભિક્ષુ થવાની રજા આપી; અને એ વૈશાલી આવી ભિક્ષુ થયો તથા અતિ ઉત્સાહથી વર્તવા લાગ્યો.

એક વખત **વજ્જીદેશમા** દુકાળ પડયો હતો. તે વખતે સુદિન્ન પોતાને ગામ પાછો આવ્યો, ત્યા પોતાને ઘેર એક દાસી વાશી અન્ન બહાર નાખી દેતી હતી એને જોઇ એણે કહ્યુ, ‘ જો એ બહાર નાખી દેવું હોય તો આ મારા પાત્રમા જ નાખ.” એ દાસીએ એને ઓળખ્યો અને એની માને એ વાત કહી. આ તરફ સુદિન્ન એક ભીતની પાછળ બેસી એ વાશી અન્ન ખાતો હતો. એના બાપે એ જોયુ અને ‘ઘેર ન જતા આ વાશી અન્ન કેમ ખાય છે ?’ એવું પૂછયું. સુદિન્ને એ અન્ન એને ત્યા જ મળ્યું હતું એમ કહ્યું. ત્યારે બાપ એનો હાથ પકડી એને ઘેર લઇ ગયો. અને ફરીથી જમવા માટે આગ્રહ કરવા લાગ્યો. પરંતુ ભોજન થઈ ગએલું હોવાથી સુદિન્ને ફરીથી જમવાની ના પાડી. તેથી બાપે એને બીજે દિવસે જમવા બોલાવ્યો.

બીજે દિવસે એ ઘેર ગયો. ત્યાં એના માબાપે ધનના બે મોટા ઢગલા કરી રાખ્યા હતા તથા એની સ્ત્રીને શણગારીને તૈયાર રાખી હતી. સુદિન્ન ત્યા જઈ પહોચ્યો ત્યારે ધનના ઢગલા એને બતાવી બાપે કહ્યું, “ આ બધુ તારા પૂર્વજોનું દ્રવ્ય છે. એનો ઉપભોગ કરી તું અહી સુખેથી રહે.”

સુદિન્ન બોલ્યો, "તમને માઠું ન લાગે તો એક વાત કહું."

"કહે, કહેવું હોય તે" એમ પિતાએ જવાબ આપ્યો.

સુદિન્ન બોલ્યો, "મોટા કોથળાઓ તૈયાર કરી એમાં આ દ્રવ્ય ભરો, અને ગંગાના મધ્યભાગમા પાણીમાં એ નાખી દો, કારણ કે આ ધનને લીધે તમને જે બીક લાગે છે તથા એનુ રક્ષણ કરવામાં જે ત્રાસ પડે છે તે બીક અને ત્રાસનો, આમ કરવાથી નાશ થશે."

એના બાપને આ બોલવું કેમ ગમે? એણે પોતાની પુત્રવધૂ દ્વારા પણ સુદિન્નનુ મન મનાવવાનો પ્રયત્ન કર્યો. ત્યારે સુદિન્ન બોલ્યો, "મને જો તમારે જમાડવો હોય તો જમાડો. આમ નકામો ત્રાસ શા માટે આપો છો?"

એને સારી રીતે જમાડયા પછી મા બોલી, "બેટા સુદિન્ન, આ અમારૂં કુટુંબ ઘણું મોટું છે. અમારા કુળમા ઘણું દ્રવ્ય છે. તેથી અમને છેવટે એક બીજક (વંશચલાવનાર પુત્ર) તો આપ જ. જો અમારા કુળમા છોકરો નહી હોય તો બધું દ્રવ્ય લિચ્છવી રાજાઓ લઈ જશે."

સુદિન્નને એ વાત પસદ પડી; તથા એણે ત્રણ વાર સ્ત્રીસંગ કર્યો. એથી એની સ્ત્રીને છોકરો થયો. એનું નામ **બી**જક પાડવામાં આવ્યુ; અને સુદિન્નને લોકો **બી**જક-પિતા કહેવા લાગ્યા. તેથી સુદિન્નને મનમા ઘણો સંતાપ થવા લાગ્યો. ભિક્ષુઓને આ વાતની ખબર પડી, ત્યારે એમણે એની ઘણી નિંદા કરી. બુદ્ધે આ વાત જાણી ત્યારે એમણે પણ એની નિંદા કરી; તથા ભિક્ષુઓ માટે નીચેનો નિયમ કર્યો.—'જે ભિક્ષુ મૈથુન કરે તેને પારાજિક માનવો. એ ભિક્ષુનો સહવાસ કરવો નહિ." આ નિયમ કર્યા પછી એક ભિક્ષુએ એક વાદરી સાથે સંગ કર્યો. તેથી એ નિયમમા વધારો કરવો પડયો. છેવટે નીચે પ્રમાણે પૂર્ણ નિયમ કરવામા આવ્યો:—

**જે ભિક્ષુ ભિક્ષુના નિયમોનો ત્યાગ કર્યા વગર અને**

**પોતાની નબળાઇ અગાઉ જાહેર કર્યા વગર માણસ સાથે કે પશુ સાથે મૈથુન-વ્યવહાર કરે તે પારાજિક છે તથા સહવાસ માટે લાયક નથી એમ માનવું.** ॥ ૧ ॥

૨. બુદ્ધ ભગવાન રાજગૃહમાં ગૃધ્રકૂટ પર્વત પર રહેતા હતા. તે વખતે કેટલાક નામાંકિત ભિક્ષુઓ ઇસિગિલિ પર્વતની તળેટીમાં ઘાસની ઝૂંપડીઓમાં ચોમાસુ પસાર કરવા રહ્યા. ધનિય નામે ભિક્ષુ જે એક કુંભારનો છોકરો હતો તે પણ એક ઘાસની ઝૂંપડીમાં ચોમાસા માટે રહેલો. ચોમાસું પૂરૂં થયું ત્યારે ઘાસના ઝૂંપડા ભાંગી નાખી ઘાસ તથા લાકડા એમની મૂળ જગ્યાએ મૂકી એ ભિક્ષુઓ પ્રવાસે નીકળી પડયા. પણ ધનિય આખું વરસ ત્યાં જ પડી રહ્યો. તે જ્યારે ભિક્ષા માટે ગામમાં જતો ત્યારે લાકડા વીણનારી બૈરીઓ એનું ઝૂંપડું ભાગી નાખી લાકડાં તથા ઘાસ તાણી જતી. ધનિય પોતાનું ઝૂંપડું ફરીથી બાધતો અને સ્ત્રીઓ એ ફરીથી ભાંગી નાખી લાકડા વગેરે લઇ જતી. ત્રણ વખત આની આ જ વાત બની. ધનિય કુંભારનું કામ જાણતો જ હતો. એટલે લાકડાની ઝૂંપડીથી કંટાળી એણે માટીની ઝૂંપડી બનાવી, તથા લાકડા તથા ઘાસથી એને પકવી નાખી. એ કુટિકા ઘણી જ સુંદર થઈ. એનો રંગ મેઘધનુષ્ય જેવો હતો તથા એમાથી ઘંટડી જેવો અવાજ નીકળતો. ભગવાને આ વાત જાણી; ત્યારે ભિક્ષુઓએ આવી રીતે બધી ઝૂંપડી માટીની બનાવવી એ યોગ્ય નથી એમ કહી એમણે ભિક્ષુઓ પાસે એ ભાંગી નંખાવી. ત્યાર પછી ધનિયના મનમા એવો વિચાર આવ્યો કે હવે મારે સરકારી વખારના અધિકારી પાસે જવું. એ મારો મિત્ર છે. તેથી એની પાસેથી લાકડા માગી આણવા અને લાકડાની કુટિકા બનાવવી. એ પ્રમાણે તે અધિકારી પાસે ગયો અને એને બધી હકીકત નિવેદન કરી લાકડાંની માગણી કરી. પણ એ અધિકારીએ કહ્યું, " આ સરકારી લાકડાં એવી જ કોઈ ખાસ જરૂરિયાત ઉભી થાય તો તેવે પ્રસંગે વાપરવા માટે સઘરી રાખેલા છે. જો રાજા

સાહેબ આપવાની હા પાડે તો ભલે લઇ જાઓ." ધનિયે કહ્યું, "રાજાએ તો એ આપેલાં જ છે." એ અધિકારીએ વિચાર કર્યો કે આ શાક્યપુત્રીય શ્રમણો ધર્મચારી, સમચારી, બ્રહ્મચારી, સત્ય-વાદી, શીલવંત તથા કલ્યાણ કરનારા હોય છે; તથા રાજાની પણ એમના પર કૃપા છે. તેથી રાજાએ ન આપ્યા હોય તો આપેલા છે. એવું આ ન કહે. તેથી એણે ધનિયને કહ્યું, ' એમ હોય તો લઈ જાઓ." ધનિયે કુટિકાને માટે એ લાકડાંના જોઇએ તેવા કકડા કરાવી એમની કુટિકા બનાવી.

મગધમહામાત્ર વસ્સકાર બ્રાહ્મણ રાજગૃહના જૂદાં જૂદાં કામોનું નિરીક્ષણ કરવા માટે ફરતો હતો. ફરતા ફરતા એ સરકારી વખારમાં આવી પહોંચ્યો. ત્યાંના સરકારી લાકડાં રાજહૂકમથી ધનિયને આપવામાં આવ્યાનું એણે જાણ્યુ; અને રાજાના આ બેહૂદા આચરણ માટે એને દિલગીરી થઇ. બિંબિસાર રાજા પાસે જઇ આ બાબતની એણે તપાસ કરી. રાજાએ વખારના અધિકારીને બાધી આણવાનો હૂકમ કર્યો એને બાંધીને લઇ જતા હતા ત્યારે વાટમા ધનિય મળ્યો. એણે પૂછ્યુ, " તમને બાંધીને શા માટે લઇ જવામા આવે છે ? " અધિકારીએ જવાબ આપ્યો, " ભદંત, તમને લાકડા આપવાને કારણે મને બાધીને લઇ જાય છે" ધનિય બોલ્યો, " તમે આગળ થાઓ; હુ પણ તમારી પાછળ પાછળ આવું છું. " અધિ-કારીએ કહ્યું, " રાજા મારો શિરચ્છેદ કરે ત્યાર પહેલાં આવો એટલે થયું ! "

ધનિય બિંબિસાર રાજાના મહેલમા ગયો અને ત્યા એને માટે ગોઠવેલા આસન પર બેઠો, બિંબિસાર રાજા એને નમસ્કાર કરી એક બાજૂએ બેઠો અને બોલ્યો, " ભદંત, મેં તમને સરકારી લાકડાં આપેલાં એ વાત શું ખરી છે ? " " હા, મહારાજ " ધનિયે જવાબ આપ્યો. રાજાએ કહ્યું, " અમે રાજાલોક એટલે અમારે અનેક કામ રહ્યાં. તેથી આપેલાં હોવા છતાં એ દાનનું વિસ્મરણ

થાય એ બનવાજોગ છે. તેથી મેં લાકડાં ક્યારે આપેલા તે યાદ દેવડાવો તો ઠીક." ધનિય બોલ્યો, "જ્યારે તમારો રાજ્યભિષેક થયો ત્યારે 'મેં શ્રમણ તથા બ્રાહ્મણને પાણી, લાકડાં તથા ઘાસ આપેલા છે' એવું તમે બોલ્યા હતા તે યાદ છે કે?" રાજાએ કહ્યું "હા, મને એ યાદ છે. સાધુવૃત્તિવાળા તથા સજ્જન શ્રમણ-બ્રાહ્મણો ઘણા છે. નાનીસૂની બાબતમાં પણ એમને શંકા ઉત્પન્ન થાય છે. તેથી એમને ઉદ્દેશીને હું આવું બોલ્યો હતો: અને મારા આ ઉદ્ગાર પણ જેનો કોઇ ધણી નથી એવાં જંગલમાના ઘાસ અને લાકડા વિષે હતા. પણ તમે એટલા શબ્દો પકડી લઇ મેં ન આપેલા લાકડા પણ લઇ જાઓ છો એ કેવું? મારા જેવો રાજા દેશમાં રહેનાર કોઈ શ્રમણ કે બ્રાહ્મણનો શિરચ્છેદ કરાવે, કોઇને કેદખાનામા નાખે કે દેશનિકાલ કરે એ શોભે નહિ. તમે અહીંથી હવે ચાલ્યા જાઓ. મરતા મરતા બચ્યા છો એમ સમજો; ને ફરીથી આવું કામ કરશો નહિ."

આ વાત લોકોએ જાણી, ત્યારે તેઓ ભિક્ષુઓની નિંદા કરવા લાગ્યા. ભિક્ષુઓએ આ વાત જાણી ત્યારે તેઓ ધનિયને દોષ દેવા લાગ્યા. એમણે એ વાત ભગવાનને કહી. ભગવાને પણ ધનિયને ઠપકો આપ્યો અને ભિક્ષુઓ માટે, આવી પરિસ્થિતિમા નીચેનો નિયમ કર્યો:—

"જે ભિક્ષુ ન આપેલો, ચોરીનો માલ—જેને માટે રાજાઓ ચોરને પકડી, તું ચોર છું, મૂરખ છું, મૂઢ છુ, સ્તેન છું એમ કહી માર મારે, કેદમા પૂરે કે હદપાર કરે તેવો માલ-લે તે પણ પારાજિક થાય છે; સહવાસ માટે નાલાયક બને છે."

આ નિયમ કરવામા આવ્યો ત્યાર પછી ષડ્વર્ગીય ભિક્ષુઓએ જંગલમાં એક ધોબીનું લૂગડાંનું પોટલું ચોર્યું; અને બીજા ભિક્ષુ-ઓએ 'તમે આ કેમ કર્યું?' એમ પૂછ્યું ત્યારે 'ભગવાને કરેલો નિયમ માત્ર ગામ પૂરતો જ છે, જંગલ માટે નથી' એવો જવાબ આપ્યો. તેથી પહેલાંના નિયમમાં ભગવાને નીચે પ્રમાણે ફેરફાર કર્યો:—

**જે ભિક્ષુ ગામમાંથી કે જંગલમાંથી ન આપેલો, ચોરીનો માલ—જેને માટે રાજાઓ ચોરને પકડી, તું ચોર છું મૂર્ખ છું, મૂઢ છું, સ્તેન છું એમ કહી માર મારે, કેદમાં પૂરે કે હદપાર કરે તેવો માલ—લે તે પણ પારાજિક થાય છે, સહવાસ માટે નાલાયક બને છે. ॥ ૨ ॥**

૩. **બુદ્ધ ભ**ગવાન વૈશાલીમા મહાવનમા કૂટાગારશાલામાં રહેતા હતા તે વખતે એ ભિક્ષુઓને શરીર અશુભ છે એવી ભાવના કરવાનો ઉપદેશ કરતા, અને શરીરની અશુભતાનું ચિંતન કરવાની સ્તુતિ કરતા. એક વખતે **ભ**ગવાને ભિક્ષુઓને કહ્યું,– "એક પખવાડીયા સુધી હું એકાંતવાસ કરવા ઇચ્છું છું. એ મુદત દરમિયાન ભિક્ષા લઇને આવનાર ભિક્ષુ વગર બીજા કોઇએ મારી પાસે આવવું નહિ." એ પ્રમાણે **ભ**ગવાન એકાંતમા રહ્યા. આ તરફ ભિક્ષુઓ શરીરની અશુભતાનો વિચાર કરવા લાગ્યા; અને તેથી એમને શરીર ઉપર કંટાળો આવવા લાગ્યો. એમાથી કેટલાકે આત્મહત્યા કરી; કેટલાકે એકબીજાને મારી નાખ્યા, કેટલાકે મિગલંડિક નામનો એક વેષધારી શ્રમણ હતો તેની પાસે જઈ કહ્યુ, "જો તું અમને મારી નાખે તો અમારા પાત્ર તથા ચીવર તને આપીશું." મિગલંડિકે મહેનતાણામા પાત્ર ચીવરોનો સ્વીકાર કરી એમને મારી નાંખ્યા; અને લોહીથી ખરડાએલી તરવાર લઇ એ વગ્ગુમુદા નદી પર ગયો. ત્યા તરવાર ધોતા ધોતા એના મનમા પશ્ચાત્તાપ થવા લાગ્યો. મેં આ કેટલુ બધું ખરાબ કૃત્ય કર્યું એવું એને લાગવા માડ્યું. એટલામા **માર**લોકની એક દેવતા ત્યાં પાણી પર પ્રગટ થઇ, અને બોલી, "હે સત્પુરુષ, તેં ઘણું સારૂ કૃત્ય કર્યુ છે. જેઓ મોક્ષ મેળવી શકયા નહિ તેમને મોક્ષ મેળવી આપી તેં પુષ્કળ પુણ્ય પ્રાપ્ત કર્યું છે." દેવતાનું એ ભાષણ સાભળી મિગલંડિકને ઘણો આનંદ થયો; અને હાથમાં તીક્ષ્ણ તરવાર લઇ, દરેક વિહારમા જઇ એ કહેવા લાગ્યો કે 'મોક્ષ ન મળ્યો હોય એવો કોણ છે? હું કોને મુક્તિ આપું?'

એનું એ ભાષણ સાભળી જેમના રાગદ્વેષ નષ્ટ ન થયા હોય તેમને બીક લાગતી, પણ જેઓ વીતરાગ હતા તેમના પર કંઇ જ અસર થતી નહિ મિગલ ડિક દરરોજ એકથી સાઠ ભિક્ષુઓને સ્વધામ પહોચાડતો.

એ પખવાડિયુ પૂરૂ થયુ ત્યારે **ભ**ગવાન એકાતમાથી બહાર આવ્યા અને **આન**ંદને કહ્યુ, "ભિક્ષુઓની સંખ્યા આમ ઓછી કેમ દેખાય છે ?" **આન**ંદે બનેલી વાત કહી સંભળાવી, ત્યારે **આન**ંદને મોકલી વૈશાલીની આસપાસ રહેતા ભિક્ષુઓને **ભ**ગવાને કૂટાગારશાલામા ભેગા કર્યા અને કહ્યુ, "ભિક્ષુઓ, જો આ પ્રાણાપાન સ્મૃતિસમાધિનુ ચિંતન કરવામા આવે તો સુંદર ને મધુર સુખ પ્રાપ્ત થાય છે: અને મનમા ઉત્પન્ન થએલા પાપવિચારો એકદમ નાશ પામે છે. ઉન્હાળાના અંતમા વંટોળીયાને લીધે ઉડતી ધૂળ જેમ વરસાદ થોડો વખત પડવાથી ત્યાની ત્યા જ શાત થાય છે, તેવી રીતે આ સમાધિ ઉત્પન્ન થએલા પાપવિચારોને ત્યાને ત્યાં જ શાત કરે છે. ભિક્ષુઓ, આ સમાધિનો અભ્યાસ કેવી રીતે થાય છે ? કોઈ એક ભિક્ષુ જંગલમાં ઝાડ નીચે કે એકાતસ્થલે જઇ, શરીર સીધું રાખી ઘણી સાવધાનતાથી બેસે છે. તે સાવધાનતાથી શ્વાસ લે છે અને સાવધાનતાથી ઉચ્છ્વાસ મૂકે છે. ઉડો શ્વાસ લેતો હોય તો ઉડો શ્વાસ લઉ છું એવી ભાવના કરે છે, અને ઉચ્છ્વાસ ઉડો મૂકતી વખતે ઉડો ઉચ્છ્વાસ મૂકું છું એવી ભાવના કરે છે. ટૂંકો શ્વાસ લેતો હોય તો ટૂંકો શ્વાસ લઉ છું એવી ભાવના કરે છે, અને ટૂંકો ઉચ્છ્વાસ મૂકતો હોય ત્યારે ટૂંકો ઉચ્છ્વાસ મૂકું છું એવો વિચાર કરે છે. સર્વ દેહની સ્મૃતિ કાયમ રાખી શ્વાસોચ્છ્વાસ કરે છે. કાયસંસ્કાર શાત કરી શ્વાસ ને ઉચ્છ્વાસની ક્રિયા કરવાનો અભ્યાસ કરે છે. આનંદનો અનુભવ કરતો કરતો શ્વાસપ્રશ્વાસ કરવાનો અભ્યાસ કરે છે. સુખનો અનુભવ કરતો શ્વાસોચ્છ્વાસ કરે છે. ચિત્તસંસ્કારો તરફ ધ્યાન રાખી શ્વાસપ્રશ્વાસનો અભ્યાસ કરે છે. ચિત્તસંસ્કાર શાત કરીને આશ્વાસ-પ્રશ્વાસની ક્રિયા કરે છે. ચિત્તના જ્ઞાનથી શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરે

છે. ચિત્તને આનંદિત કરી શ્વાસપ્રશ્વાસ કરવાનો અભ્યાસ કરે છે. ચિત્તનું સમાધાન કરીને આશ્વાસપ્રશ્વાસની ક્રિયા કરે છે. ચિત્તને મુક્ત કરી શ્વાસોચ્છ્વાસ કરવાનો અભ્યાસ કરે છે. ક્ષણભંગુરતાનું ભાન રાખી શ્વાસપ્રશ્વાસ કરે છે. વૈરાગ્યનું સ્વરૂપ જાણી શ્વાસોચ્છ્વાસ કરવાનો અભ્યાસ કરે છે. તૃષ્ણાનો નિરોધ કેવી રીતે કરવો તે જાણી' શ્વાસપ્રશ્વાસની ક્રિયા કરવાનો અભ્યાસ કરે છે. ત્યાગનુ સ્વરૂપ ઓળખી શ્વાસોચ્છ્વાસ કરે છે. આવી રીતે પ્રાણાપાનસ્મૃતિસમાધિની ભાવના કરવામા આવે તો ઉત્પન્ન થએલા પાપસંસ્કારો એકદમ શાંત થાય છે.'

ત્યાર પછી **ભ**ગવાને ભિક્ષુઓને ભેગા કરી, તેઓ આત્મહત્યા કરે છે કે **મિ**ગલંડિક પાસે જઇ પોતાનો વધ કરવા કહે છે તેની તપાસ કરી, અને એ વાતનો નિષેધ કરી, ભિક્ષુઓ માટે નીચેનો નિયમ કર્યો:—

"જે ભિક્ષુ જાણી જોઇને માણસને મારી નાખે અથવા એ માટે શસ્ત્ર ખોળે તે પણ પારાજિક થાય છે; સહવાસ માટે નાલાયક બને છે."

એ વખતે એક ઉપાસક માંદગી ભોગવતો હતો. એની સ્ત્રી અત્યંત દેખાવડી હતી. એને જોઇ ષડ્વર્ગીય ભિક્ષુઓની નજર બગડી. એમણે વિચાર્યું કે આ ઉપાસક મરી જાય તો આ સ્ત્રી આપણા હાથમાં આવે. તેઓએ એ ઉપાસક પાસે જઈ કહ્યું, "હે ઉપાસક, તું સાધુપુરુષ છે. તેં ઘણું પુણ્યકર્મ કર્યું છે. ભયભીત માણસોનું સંરક્ષણ કર્યું છે. દુષ્ટ પાપકર્મ કર્યું નથી. હવે તારે આ દુ:ખી જીવનનું શું પ્રયોજન છે? જીવવા કરતા મરવામા જ તારૂં વધારે શ્રેય છે. જો આવી સ્થિતિમાં તારૂં મરણ થાય તો તારો સ્વર્ગમા જન્મ થઇ તું ખૂબ મોજમજા ભોગવી શકીશ." એ ઉપાસકને ષડ્વર્ગીયોનું આ ભાષણ પસંદ પડ્યું; અને ખાવાપીવામાં કુપથ્ય સેવન કરી એણે દેહત્યાગ કર્યો. ત્યારે એની સ્ત્રીએ ષડ્વર્ગીયોને ઘણો ઠપકો આપ્યો. આ લોકોએ મરણના ખૂબ વખાણ કરી

મારા પતિને મારી નાખ્યો એવું એ કહેવા લાગી. એણે કરેલો આક્ષેપ સાભળી બીજા લોકો પણ ભિક્ષુઓને દોષ દેવા લાગ્યા. ભગવાને જ્યારે આ વાત જાણી ત્યારે તેમણે ઉપરના નિયમમા નીચે પ્રમાણે ફેરફાર કર્યો —

**જે ભિક્ષુ જાણી જોઇને માણસને મારી નાંખે અથવા એ માટે શસ્ત્ર ખોળે અથવા મરણની સ્તુતિ કરી મરવાને ઉત્તેજન આપે-' હે માણસ, તારે આ દુ:ખી જીવનનું શું પ્રયોજન છે? જીવવા કરતાં મરવામાં જ તારૂં વધારે શ્રેય છે,' આમ અનેક રીતે મરણની સ્તુતિ કરે, મરવાને ઉત્તેજન આપે-તે પણ પારાજિક થાય છે, સહવાસ માટે નાલાયક બને છે. ॥ ૩ ॥**

૪. બુદ્ધ ભગવાન વૈશાલીમા મહાવનમા કૂટાગારશાળામાં રહેતા હતા. તે વખતે કેટલાક નામાંકિત ભિક્ષુઓ ચોમાસા માટે વગ્ગુમુદા નદીને કાંઠે રહેતા હતા. તે વરસે વજ્જિદેશમા દુકાળ પડ્યો હતો. તેથી એ ભિક્ષુઓને ગુજરાન કેમ ચલાવવું એની મોટી ચિંતા પેઠી. કેટલાકે કહ્યું, "આપણે ગૃહસ્થલોકના કામ પર દેખરેખ રાખી નિર્વાહ કરીશું." કેટલાકે કહ્યું, "આપણે ગૃહસ્થ લોકોનું દૂતકર્મ કરીશું અને ગુજરાન ચલાવીશું." પણ બીજા કેટલાકે કહ્યું, "એમ કરવામાં કંઇ લાભ નથી. આપણે તો ગૃહસ્થો આગળ અમુક ભિક્ષુને પ્રથમ ધ્યાન પ્રાપ્ત થયું છે, કોઇને દ્વિતીય ધ્યાન, તૃતીય ધ્યાન, ચતુર્થ ધ્યાન પ્રાપ્ત થયું છે, અમુક સ્રોતઆપન્ન છે, સકૃદાગામી, અનાગામી, અર્હત્, ત્રૈવિદ્ય, ષડભિજ્ઞ છે એમ એકબીજાની સ્તુતિ કરીશું. એથી તેઓ અમને ભિક્ષા આપશે, અને અમે સુખશાંતિથી વર્ષાઋતુ પસાર કરીશું." આ વાત બધાને જ ગમી ગઈ. એમણે ગૃહસ્થલોકો આગળ એક બીજાની સ્તુતિ કરવા માંડી; અને ગૃહસ્થોનો એમના પર વિશ્વાસ બેઠો અને તેઓ જાતે હાડમારી વેઠીને પણ એમને જોઇએ તેટલી ભિક્ષા આપવા લાગ્યા. ખાવાપીવાની

બિલકુલ કચાશ ન હોવાથી એ ભિક્ષુઓ સારી રીતે હૃષ્ટપુષ્ટ થયા.

દેશમાં બધે દુકાળ હોવાથી ઘણાખરા ભિક્ષુઓ કૃશ અને દુર્બળ દેખાતા હતા. પણ વગ્ગુમુદા નદીને તીરે રહેનારા ભિક્ષુઓ જ્યારે ભગવાનની નજરે પડ્યા ત્યારે તેઓ સારી રીતે હૃષ્ટપુષ્ટ માલમ પડ્યા. એમણે વર્ષાકાળ કેવી રીતે પસાર કર્યો, તેની ભગવાને તપાસ કરી. અને ગૃહસ્થો આગળ એક બીજાની સ્તુતિ કરી એમણે યથેચ્છ ભિક્ષા મેળવવાની કેવી રીતે જોગવાઇ કરી હતી તે વાત જ્યારે એમણે જાણી ત્યારે એમણે એમની નિંદા કરી, તથા સર્વ ભિક્ષુઓને ભેગા કરી કહ્યું, " ભિક્ષુઓ, આ પાચ જાતના ચોર આ લોકમા નજરે પડે છે (૧) કોઈ મોટા ચોરને એવો વિચાર થાય છે કે સેકડો કે હજારો લોકોને સાથે લઈ, મારઝૂડ ને લૂટફાટ કરતો, ગામ, નગર અને રાજધાનીમા હું ક્યારે ફર્યા કરીશ ? કેટલોક કાળ વીત્યા બાદ પોતાના વિચાર પ્રમાણે સો કે હજાર માણસો સાથે લઈ ગામ, નગર અને રાજધાનીમા થઇ મારપીટ અને લૂટફાટ કરતો એ ફરવા માડે છે. તેવી જ રીતે કોઇ પાપી ભિક્ષુને એવો વિચાર થાય છે કે સો કે હજાર ભિક્ષુઓ સાથે લઇ લોકો તરફથી માનને સત્કારનો સ્વીકાર કરતો કરતો ગામ, નગર અને રાજધાનીમા હુ કયારે ફર્યા કરીશ ? કેટલાક વખત પછી એ સો કે હજાર ભિક્ષુઓ સાથે લઇ, આવી રીતે ગામ, નગર અને રાજધાનીમા ધામધૂમથી ફર્યા કરે છે. આ પહેલો મહા-ચોર છે એમ જાણવું. (૨) બીજો એક પાપભિક્ષુ તથાગતે ઉપદેશેલો ધર્મ શીખે છે, અને એ ધર્મ મેં જાતે જ જાણ્યો છે એમ કહેતો ફરે છે. આ બીજો મહાચોર. (૩) ત્રીજો કોઇ પાપભિક્ષુ શ્રદ્ધાવાન સબ્રહ્મચારી શુદ્ધ બ્રહ્મચર્યનું પાલન કરતો હોય તેને ખોટો આરોપ કરી બ્રહ્મચર્યથી ભ્રષ્ટ કરવાની દાનત રાખે છે. આ ત્રીજો મહાચોર. (૪) ચોથો કોઇ પાપભિક્ષુ, આરામ, આરામની જગ્યા, વિહાર, વિહારની જગ્યા, પલંગ, આસન, ઓશીકું, લોઢાની કઢાઇ તથા અન્ય વાસણો, કોહાડી, કોદાળી વગેરે ઓજારો, વાંસ, ઘાસ, માટી,

લાકડાનાં કે માટીના વાસણો વગેરે સંઘની વસ્તુઓ ગૃહસ્થોને આપી તેમને લલચાવે છે. આ ચોથો મહાચોર. (૫) પણ જે પોતાના-ઓમા ન હોય એવો અલૌકિક ધર્મ (ધ્યાન, સમાધિ વગેરે) પ્રસિદ્ધ કરે છે તે આખી દુનિયામા મોટામા મોટો ચોર છે."

આ પ્રમાણે **ભ**ગવાને અનેક રીતે **વ**ગ્ગુમુદાનદીને કાંઠેથી આવેલા ભિક્ષુઓની નિંદા કરી અને ભિક્ષુઓ માટે નિચેનો નિયમ કર્યો—

"જે ભિક્ષુ ન જાણવા છતા આર્યજ્ઞાનદર્શનમા ઉપયોગી થઇ પડે એવો અલૌકિક ધર્મ પોતાને પ્રાપ્ત થયો છે એવું બતાવવાનો ડોળ કરે, અને આગળ જતા કોઇ તપાસ કરે કે ન કરે તો પણ પોતે દૂષિત થઇ શુદ્ધ થવાની ઇચ્છાથી કહે કે હુ અજાણતાં જ, જોયા વગર જ જૂઠું બોલ્યો તે પણ પારાજિક થાય છે; સહવાસ માટે નાલાયક બને છે."

એ વખતે કેટલાક ભિક્ષુઓને પોતાને અર્હત્ત્વ પ્રાપ્ત થયુ છે એવી ભ્રાતિ થઇ હતી એમણે એ વાત જાહેર કરી. પરંતુ આગળ જતા એ ભ્રમ હતો એવું એમને માલૂમ પડ્યુ. આ વાત **ભ**ગવાનને કાને આવી. ત્યારે તેમણે ઉપરના નિયમમા નીચે પ્રમાણે ફેરફાર કર્યો—

**જે ભિક્ષુ ન જાણવા છતાં આર્યજ્ઞાનદર્શનમાં ઉપયોગી થઇ પડે એવો અલૌકિક ધર્મ પોતાને પ્રાપ્ત થયો છે એવું બતાવવાનો ડોળ કરે, અને આગળ જતાં કોઇ તપાસ કરે કે ન કરે તો પણ પોતે દૂષિત થઇ શુદ્ધ થવાની ઇચ્છાથી કહે કે હું અજાણતાં જ, જોયા વગર જ જૂઠું બોલ્યો—જો એને ભ્રમ ન થયો હોય તો—તે પણ પારાજિક થાય છે, સહવાસ માટે નાલાયક બને છે. ॥ ૪ ॥**

## તેર સંઘાદિશેષ

૫. **બુદ્ધ ભ**ગવાન **શ્રા**વસ્તીમાં **જે**તવનમા **અ**નાથપિંડિકના આરામમાં રહેતા હતા. તે વખતે આયુષ્માન **સે**ય્યસકને બ્રહ્મચર્ય-

પાલનમાં અસંતોષ રહેતો; અને તેથી તે અત્યંત કૃશ તથા કદરૂપો દેખાતો હતો. એને જોઇ ઉદાયીએ પૂછ્યું, "તું આમ કૃશ અને ફીકો કેમ દેખાય છે? તને બ્રહ્મચર્યપાલનથી અસંતોષ તો નથી થતો ને?" સેય્યસકે 'મને અસંતોષ થાય છે' એવો જવાબ આપ્યો. ત્યારે ઉદાયીએ કહ્યું, "જો એમ હોય તો તું યથેચ્છ જમ, યથેચ્છ ઉંઘ લે અને યથેચ્છ સ્નાન કર, અને જ્યારે તારા મનમા કામવિકાર ઉત્પન્ન થાય ત્યારે હાથથી વીર્યપાત કર" સેય્યસકે કહ્યું, "પણ એમ કરવું ઉચિત છે શું?" ઉદાયી બોલ્યો, "હા, હું પણ એમ જ કરૂં છું." ત્યારથી સેય્યસક યથેચ્છ જમવા લાગ્યો, યથેચ્છ ઉંઘવા લાગ્યો તથા યથેચ્છ ન્હાવા લાગ્યો; અને જ્યારે જ્યારે કામવિકારથી પીડિત થાય ત્યારે ત્યારે હાથથી વીર્યપાત કરવા લાગ્યો. એથી એ ફરીથી હૃષ્ટપુષ્ટ દેખાવા લાગ્યો. ભિક્ષુઓએ એ કયા ઓસડથી સાજો થયો તથા પૂર્વસ્થિતિએ આવી પહોંચ્યો તે એને પૂછ્યું. ત્યારે એણે 'હું ઓસડથી નથી સાજો થયો; પણ અમુક ઉપાયથી સાજો થયો છું' એ વાત એમને કહી. તેઓએ કહ્યું, "હે સેય્યસક, જે હાથથી શ્રદ્ધાથી આપેલા અન્નનું તું સેવન કરે છે, તે જ હાથથી વીર્યપાત કરે છે શું?" તેમણે એ કૃત્ય માટે સેય્યસકની ઘણી નિંદા કરી. ભગવાને પણ એની નિંદા કરી; અને ભિક્ષુઓ માટે નીચેનો નિયમ કર્યો,

"ઇરાદાપૂર્વક કરેલો વીર્યપાત સંઘાદિશેષ થાય છે."

તે વખતે ભિક્ષુઓ ઉત્તમ જમણ જમી નિશ્ચિંતતાથી ઊંઘતા હતા; અને તેથી સ્વપ્નમા વીર્યપાત થતો. તેથી પોતાને હાથે સંઘાદિશેષ આપત્તિ થઇ એથી એમને શંકા થઇ. પરંતુ સ્વપ્નમાં બનેલી ક્રિયા પૂર્ણ રીતે ચેતનાયુક્ત કહી શકાય નહિ એમ કહી ભગવાને ઉપરના નિયમમાં નીચે પ્રમાણે ફેરફાર કર્યો.—

**સ્વપ્નાવસ્થામાં થએલા વીર્યપાત વગરનો ઇરાદાપૂર્વક કરેલો વીર્યપાત સંઘાદિશેષ થાય છે.** ॥ ૧ ॥

૬. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જેતવનમાં અનાથપિંડિકના** આરામમાં રહેતા હતા. તે વખતે ઉદાયી જંગલમાં રહેતો હતો. એનો વિહાર દર્શનીય તથા સુંદર હતો. વચમા બેસવાની જગ્યા તથા ચારે બાજૂ ઓસરી. આસનો વગેરે વ્યવસ્થિત રીતે ગોઠવેલા. પીવાનું પાણી તથા વાપરવાનું પાણી યોગ્ય જગ્યાએ મૂકેલુ તથા જગ્યા બધી સાફ, એવી સુદર વ્યવસ્થા ત્યાં હતી. ઉદાયીનો વિહાર જોવા માટે ઘણા લોકો આવતા હતા. એક દિવસ એક બ્રાહ્મણ પણ પોતાની સ્ત્રી સાથે ઉદાયીનો વિહાર જોવા માટે આવ્યો. બ્રાહ્મણ આમતેમ વિહાર જોવામા ગૂંથાએલો હતો ત્યારે એની સ્ત્રી પાછળ રહી ગઈ હતી. ઉદાયીએ એને પકડી વિહાર જોઈ રહ્યા પછી આનંદિત થઈ બ્રાહ્મણે કહ્યું, "ખરેખર, **શાક્યપુત્રીય શ્રમણ ધન્ય છે, જેઓ** આવા સુંદર જંગલમા રહે છે તેને આપ ઉદાયી પણ ધન્ય છો, જે આવા સુંદર સ્થાનમા રહે છે." એ બ્રાહ્મણી બોલી, "આ ધન્ય શાનો? આણે તમારી નજર ચૂકાવી મને પકડી." ત્યારે એ બ્રાહ્મણે ભિક્ષુઓની અતિ નિંદા કરવા માંડી. એમ કરતા કરતા **ભગવાનને** કાને ઉદાયીની વાત ગઇ; ત્યારે એમણે એને વખોડી કાઢ્યો અને ભિક્ષુઓ માટે નીચેનો નિયમ કર્યો:—

**જે કામાસક્ત ભિક્ષુ વિકારમય ચિત્તથી સ્ત્રીનો હાથ, ચોટલો કે બીજો કોઇ પણ ભાગ પકડે તેને સંઘાદિશેષ પ્રાપ્ત થાય છે. ॥ ૨ ॥**

૭. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જેતવનમા અનાથપિંડિકના** આરામમાં રહેતા હતા. તે વખતે ઉદાયી જંગલમાં રહેતો હતો. એક વખત એનો સુંદર વિહાર જોવા માટે ઘણી સ્ત્રીઓ ત્યા આવી. એમને પોતાનો વિહાર બતાવી ઉદાયી એમની સાથે અશ્લીલ ભાષણ કરવા લાગ્યો. એ સ્ત્રીઓમાં જે સ્ત્રીઓ નિર્લજ્જ હતી તેઓ સ્હામી ઉદાયીની મશ્કરી કરવા લાગી; પણ જેઓ સારી હતી, તેઓ એની નિંદા કરવા લાગી. આ વાત ભિક્ષુઓએ જાણી, અને એમણે એ

ભગવાનને સંભળાવી. ભગવાને ઉદાયીનુ વર્તન વખોડી કાઢ્યુ અને ભિક્ષુઓ માટે નીચેનો નિયમ કર્યો —

**જેવી રીતે કોઇ જુવાન પુરુષ કોઇ જુવાન સ્ત્રી સાથે મૈથુનગોષ્ઠી કરે તેવી રીતે જે કામાસક્ત ભિક્ષુ વિકારયુક્ત ચિત્તથી સ્ત્રીઓ સાથે અશ્લીલ ભાષણ કરે તેને સંઘાદિશેષ આપત્તિ પ્રાપ્ત થાય છે.** ॥ ૩ ॥

૮. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જેતવનમા અનાથપિંડિકના** આરામમા રહેતા હતા. તે વખતે ઉદાયી **શ્રાવસ્તીના** ઘણા ગૃહસ્થ લોકોને ત્યા જતો આવતો હતો. તેમાના એક ઘરમા એક અત્યત રૂપવતી વિધવા રહેતી હતી. ઉદાયી એને ઘેર ગયો અને એને સારી રીતે ધર્મોપદેશ કર્યો ત્યારે તે વિધવા બોલી, “ભદંત, તમારે શું જોઇએ છીએ તે મને કહો. ચીવર, ભિક્ષા વગેરે સર્વ પદાર્થો અમે તમને પૂરા પાડીશુ.” ઉદાયી બોલ્યો, “બહેન, આ પદાર્થો અમને દુર્લભ નથી. અમારે માટે જે દુર્લભ હોય તે તુ આપ.” વિધવા– “એ કઈ ચીજ ?” ઉદાયી–“મૈથુન.” વિધવા:–“ તમારે એની જરૂર છે ?” ઉદાયી—“હા, બહેન.” “આવો ત્યારે” એમ કહી ઓરડાનું બારણું ઉઘાડી એ અંદર પેઠી, અને સાલ્લો કાઢી નાખી પલંગ પર સૂઈ ગઈ. ઉદાયી પણ એની પાછળ પાછળ અંદર ગયો, અને આવી આ ગંદી ચીજને કોણ સ્પર્શ કરે એમ કહી જમીન પર થૂંક્યો અને ત્યાથી ચાલ્યો ગયો તેથી એ સ્ત્રીએ **શાક્યપુત્રીય** શ્રમણોની અતિશય નિંદા કરવા માડી. જોતજોતામા એ વાત **ભગવાનને** કાને ગઈ, ત્યારે એમણે ઉદાયીનું વર્તન વખોડી કાઢ્યુ અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો —

**જે કામાસક્ત ભિક્ષુ વિકારયુક્ત ચિત્તથી સ્ત્રી આગળ પોતાની સેવા કરવાનાં વખાણ કરે, મારા જેવા શીલવાન સાધુ બ્રહ્મચારીની મૈથુનપ્રદાનથી કરેલી સેવા સૌથી શ્રેષ્ઠ છે એમ કહે તેને સંઘાદિશેષ દોષ પ્રાપ્ત થાય છે.** ॥ ૪ ॥

૯. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જેતવનમા અનાથપિંડિકના આરામમા રહેતા હતા. તે વખતે ઉદાયી શ્રાવસ્તીમા ઘણા લોકોને ત્યા જતો આવતો કોઈ અવિવાહિત સ્ત્રી અને પુરુષ એના જોવામા આવે કે એ એમનો વિવાહ નક્કી કરવાની ખટપટ કરતો પહેલાં જેનો પતિ ગણક (કારકુન) હતો એવી એક સ્ત્રીને એક અતિ સુંદર દીકરી હતી. બીજા ગામમાથી આજીવકોના શ્રાવકો શ્રાવસ્તીમાં આવી એ ગણકી ( કારકુન સ્ત્રી ) પાસે પોતાના કુળમાના એક છોકરા માટે એ છોકરીનું માગું કરવા લાગ્યા. પણ એમની ઓળખાણ ન પડવાથી ગણકીએ દીકરી આપવાની ના પાડી શ્રાવસ્તીના કેટલાક લોકોને આ વાતની ખબર પડી ત્યારે તેમણે એ આજીવક શ્રાવકોને કહ્યું, "તમે જાતે જ પહેલા જઈ એ ગણકી પાસે છોકરીની માગણી કેમ કરી? જો તમે આર્ય ઉદાયીને એ વાત કહી હોત તો એણે એ છોકરી તમારા છોકરા માટે ક્યારની અપાવી હોત." એ સાભળી એ આજીવક શ્રાવકોએ ઉદાયીની મારફતે એ ગણકી સાથે વાત કરવી શરુ કરી અને એ છોકરીનું લગ્ન પોતાના છોકરા સાથે નક્કી કરાવ્યું. લગ્ન થઇ ગયા પછી તેઓ એક મહિના સુધી એ છોકરી સાથે સારી રીતે વર્ત્યા, અને પછીથી એની સાથે દાસી પ્રમાણે વર્તવા લાગ્યા. છોકરીએ પોતાને પિયર લઈ જવા માટે સંદેશો કહેવડાવ્યો એની માએ સાસરે જઈ છોકરીની સાથે સારી રીતે વર્તવા માટે સાસરીયાને વિનંતી કરી. ત્યારે તેમણે કહ્યું, "તું અમને પૂછનાર કોણ? અમારી બધી કબૂલાત ઉદાયી મારફતે થએલી છે." ગણકીએ આ વાત ઉદાયીને કહી. ત્યારે તેણે ત્યાં જઇ છોકરીની સાથે સારી રીતે વર્તવાનો ઉપદેશ કરવા માડયો. ત્યારે તેમણે જવાબ આપ્યો, "તું પૂછનાર કોણ? અમારો બધો કોલકરાર ગણકી સાથે થએલો છે." ગણકીએ ઉદાયીને ફરીથી ત્યા જવા માટે વિનંતી કરી; ત્યારે તેણે જવાની ના પાડી એટલે એ ઉદાયીની નિંદા કરવા લાગી અને એને ગાળો ભાંડવા લાગી. ઉદાયીએ નક્કી

કરી આપેલા લગ્નસંબંધને લીધે દુઃખ ભોગવતી અન્ય સ્ત્રીઓ પણ ઉદાયીને ગાળો ભાંડવા લાગી. આ વાત ભિક્ષુઓને કાને ગઈ અને એમની મારફતે ભગવાને જાણી. ત્યારે એમણે ઉદાયીનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

"જે ભિક્ષુ સ્ત્રીપુરુષોમાં મધ્યસ્થી કરે, લગ્નસંબંધમાં કે જારસંબંધમાં સ્ત્રીને પુરુષ માટે કે પુરુષને સ્ત્રી માટે પ્રેમ ઉત્પન્ન કરે, તેને સંઘાદિશેષ પ્રાપ્ત થાય છે."

એ વખતે કેટલાક ધૂર્ત લોકો બગીચામાં મોજ માણવા ગયા હતા. તેમણે એક વેશ્યાને ત્યાં બોલાવી. પણ તે ત્યાં જવા માટે કબૂલ થાય નહિ. ત્યારે તેમાંના એકે કહ્યું, "આ કામ ઉદાયી કરશે." ત્યાં એક બુદ્ધોપાસક હતો; તે બોલ્યો, "શાક્યપુત્રીય શ્રમણ આવું કામ કદી પણ કરે નહિ. ઉદાયી પણ આ કામ નહિ કરે." ખૂબ ચર્ચા થયા પછી એમણે હોડ બકી, અને એકને ઉદાયી પાસે મોકલ્યો. ઉદાયીએ એ વેશ્યાનું મન મનાવી એને ત્યાં મોકલી. ત્યારે એ ઉપાસકે એની ખૂબ નિંદા કરી. એણે આ વાત ભિક્ષુઓને કહી અને એમણે એ ભગવાનને જણાવી ત્યારે ભગવાને ઉદાયીનો નિષેધ કર્યો અને ઉપરના નિયમમાં નીચે પ્રમાણે ફેરફાર કર્યો:—

**જે ભિક્ષુ સ્ત્રીપુરુષોમાં મધ્યસ્થી કરે, લગ્નસંબંધમાં કે જારસંબંધમાં સ્ત્રીને પુરુષ માટે કે પુરુષને સ્ત્રી માટે પ્રેમ ઉત્પન્ન કરે—કેવળ તેટલા વખત પૂરતી વેશ્યા સાથે પણ મધ્યસ્થી કરે—તેને સંઘાદિશેષ પ્રાપ્ત થાય છે. ॥ ૫ ॥**

૧૦. બુદ્ધ ભગવાન રાજગૃહમાં વેળુવનમાં રહેતા હતા. તે વખતે આળવીમાં રહેતા ભિક્ષુઓ ગૃહસ્થો પાસે યાચના કરી પોતાને માટે જેના પર કોઇની પણ માલિકી ન હોય એવી હદ ઉપરાંતની વધારે મોટી ઝુંપડીઓ બાંધતા અને એ પૂરી થતી નહિ. તેથી એમને ઘણી યાચના કરવી પડતી. માણસ આપો, બળદ આપો, ગાડું આપો, કોહાડી આપો, કોદાળી આપો, વાંસ આપો, ઘાસ

આપો એમ તેઓ લોકોને કહેતા. તેથી કંટાળી જઈ, ભિક્ષુઓને જુવે કે ગૃહસ્થો આમ તેમ નાસી જતા, મ્હો બીજી બાજૂ ફેરવતા અથવા બારણા બંધ કરી અંદર ભરાઇ બેસતા. દૂરથી ગાયને જુએ તોપણ એને ભિક્ષુ માની લોકો નાસી જતા. આયુષ્માન મહાકાશ્યપ રાજગૃહમાં વર્ષાકાળ પસાર કરી ફરતો ફરતો આળવીમા આવી પહોચ્યો. ત્યા ભિક્ષા માગવા માટે આળવીમાં ગયો ત્યારે લોકો એને જોઈ મોઢું ફેરવવા લાગ્યા અથવા ત્યાથી નાસી જવા લાગ્યા. પહેલાં આળવીમા સહેલાઇથી ભિક્ષા મળી શકતી; પણ હવે આમ કેમ બધું બદલાઇ ગયું છે એની મહાકાશ્યપે જયારે તપાસ કરી ત્યારે એને ઉપરનું કારણ જણાઈ આવ્યુ.

ચોમાસું પૂરૂ થયું ત્યારે બુદ્ધ ભગવાન પણ રાજગૃહથી આળવી આવી પહોચ્યા. ત્યારે મહાકાશ્યપે બનેલી બીના ભગવાનને કહી સંભળાવી. એમણે એ ભિક્ષુઓનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**ગૃહસ્થો પાસે યાચના કરી, જે ભિક્ષુને પોતાને માટે, જેના ઉપર કોઇની પણ માલિકી ન હોય એવી ઝૂંપડી બનાવવાની ઇચ્છા હોય તેણે તે નીચેના પ્રમાણમાં બનાવવી. લંબાઇ ૧૨ સુગતવિતસ્તિ [1]અને પહોળાઇ સાત સુગતવિતસ્તિ. જગ્યા બતાવવા માટે ભિક્ષુઓને લઇ જવા. એમણે અનારંભ અને સપરિક્રમણ હોય એવી જગ્યા બતાવવી. ગૃહસ્થો પાસે યાચના કરી સારંભ અને અપરિક્રમણ જગ્યામાં જો કુટી બનાવવામાં આવે, અથવા જગ્યા બતાવવા માટે ભિક્ષુઓને લઇ જવામાં ન આવે, અથવા પ્રમાણથી વધારે મોટી કુટી બાંધવામાં આવે તો સંઘાદિશેષ થાય છે. ॥ ૬ ॥**

જગ્યા બતાવવા માટે ભિક્ષુઓને આ પ્રમાણે લઈ જવા:— કુટી બતાવનાર ભિક્ષુએ જગ્યા સાફ કરી સંઘ પાસે જઇ ભિક્ષુઓને

1. એક સુગતવિતસ્તિ એટલે દોઢ હાથ એવું ટીકાકારનું કહેવું છે.

ત્યાં મોકલવા માટે યાચના કરવી. બધો સંઘ જોવા જઇ શકે એવું હોય તો આખા સંઘે જગ્યા જોવી. એમ ન થઈ શકે તેમ હોય તો જગ્યા જોવા માટે લાયક ભિક્ષુઓની પસંદગી કરવી. સંઘના ઠરાવ પ્રમાણે 'એ જગ્યા જો અનારંભ અને સપરિક્રમણ હોય તો ભિક્ષુ-ઓએ એ જોવી. જો તેવી ન હોય તો ત્યાં કુટી બાંધીશ નહિ એવું એ ભિક્ષુને કહેવું. જગ્યા લાયક છે એમ નક્કી થાય તો સંઘની પરવાનગીથી ત્યાં કુટી બાંધવી.

**સારંભ** એટલે જ્યાં કીડીયોનો કે ઉધઇનો રાફડો હોય; જ્યાં ઉંદર, સાપ, કે વીંછી કે કાનખજૂરાના દર હોય; જ્યાં હાથી, ઘોડા, સિંહ, વાઘ, રીંછ, તરસ કે બીજા પ્રાણીઓની રહેવાની જગ્યા હોય; જે સ્થાન ખેતરની નજીક હોય, અપરાધીઓને શિક્ષા કરવાના સ્થાનની નજીક હોય કે રાજાની જગ્યા, હાથીશાળા, ઘોડાની પાયગા, કેદખાનું, દારૂનું પીઠું, કસાઇખાનું, ગલ્લી, સભાસ્થાન કે ધોવાના ઘાટની પાસે હોય.

**અપરિક્રમણ** એટલે જ્યાં ગાડું જઈ શકે નહિ અને જ્યાં ઝૂંપડાની આસપાસ છાપરૂં સંચારનારો માણસ નીસરણી લઈ જઈ શકે નહિ એવું.

૧૧. **બુદ્ધ ભગવાન** કૌશામ્બીમાં ઘોષિતારામમાં રહેતા હતા. તે વખતે ભિક્ષુના ઉપસ્થાયક ગૃહસ્થે એને માટે એક વિહાર બાંધ-વાનું નક્કી કર્યું, છન્ને વિહારની જગ્યા સાફ કરાવતી વખતે ત્યાં બધા લોકો જેને પૂજ્ય માનતા હતા એવું એક ઝાડ હતું તે તોડાવી નાખ્યું. તેથી લોકો એની નિંદા કરવા લાગ્યા. **ભગવાનને** આ વાતની ખબર પડી. ત્યારે તેમણે છન્ન ભિક્ષુનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો—

**પોતાને માટે ગૃહસ્થની માલિકીનો મોટો વિહાર બંધાવનારા ભિક્ષુએ જગ્યા બતાવવા માટે ભિક્ષુઓને લઇ જવા. એણે અનારંભ તથા સપરિક્રમણ એવી જગ્યા બતાવવી.**

**સારંભ અને અપરિક્રમણ જગ્યામાં જે ભિક્ષુ મોટો વિહાર તૈયાર કરાવે, અથવા જગ્યા બતાવવા માટે ભિક્ષુઓને લઇ ન જાય, તેને સંઘાદિશેષ પ્રાપ્ત થાય છે.** ॥૭॥

૧૨. **બુદ્ધ ભગ**વાન રાજગૃહમા વેળુવનમા રહેતા હતા. તે વખતે દબ્બ **મલ્લ**પુત્ર ભિક્ષુએ સાત વરસની ઉમરે **અર્હ**ત્પદ મેળવ્યુ હતુ. આગળ જતાં એ ઉંમરલાયક થયો ત્યારે એને સંઘના શયનાસનની તથા ભોજનની વ્યવસ્થા પોતાના હાથમા લેવાનો વિચાર થયો. એણે **ભગ**વાનને એ વિચાર જણાવ્યો **ભગ**વાને સંઘને કહી એ કામ પર એને નીમ્યો. એ દરેક ભિક્ષુની યોગ્યતા પ્રમાણે એની સુવાની વ્યવસ્થા કરતો; અને ગૃહસ્થોએ ભિક્ષુઓને નિયમિત ભોજન માટે નિમંત્રણ આપ્યુ હોય તો વારાફરતી ભિક્ષુઓને ત્યા મોકલતો.

તે વખતે કલ્યાણભક્તિક નામનો એક માણસ સંઘને નિત્ય દાન આપતો હતો. એક દિવસ વિહારમાં આવી, આવતી કાલે મારે ત્યા કયા ભિક્ષુઓ આવવાના છે એવુ એણે પૂછ્યું. એ દિવસે **મે**ત્તિય તથા ભુમ્મજક એ બે ભિક્ષુઓનો વારો હતો. તે પ્રમાણે એ બે આવવાના છે એવું દબ્બે કહ્યુ પણ આ ભિક્ષુઓ સજ્જન નહોતા તેથી એ ઉપાસકને ઘણું ખોટુ લાગ્યુ. ઘેર જઇ એણે પોતાની દાસીને કહ્યું કે જો એ ભિક્ષુઓ આવે તો ઓરડીમા એમના આસનો ગોઠવી એમને કણકીનો ભાત ને ખટાઇ પીરસજે. દાસીએ એ પ્રમાણે કર્યું. તેથી એ બે ભિક્ષુઓને અત્યંત ક્રોધ ચડયો. એમને લાગ્યું કે દબ્બ **મલ્લ**પુત્રે જ એ ઉપાસકને એવું કરવા કહ્યું હશે. એમણે **મે**ત્તિયા નામની ભિક્ષુણીને દબ્બ **મલ્લ**પુત્ર પર પોતાના પર જુલમ ગુજાર્યાનું આળ મૂકવાને ઉશ્કેરી. એણે **ભગ**વાન પાસે જઇ દબ્બ **મલ્લ**પુત્રે મારા પર જુલમ ગુજાર્યો એવી ફરિયાદ કરી. પરંતુ આગળ તપાસ કરતાં આ આરોપ ખોટો હતો એવું માલમ પડયું. ત્યારે એ ભિક્ષુણીને સંઘમાંથી કાઢી મૂકી અને ભગવાને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ દ્વેષબુદ્ધિથી બ્રહ્મચર્યથી (સંઘમાંથી) ભ્રષ્ટ કરવાના હેતુથી ભિક્ષુને પારાજિકા આપત્તિ લાગુ પાડે પણ આગળ તપાસ કરતાં કે તપાસ ન કરતાં એમને એમ પણ એ વાત નિરાધાર છે અને તેથી એ ભિક્ષુ ( ખોટો આરોપ કરનાર) ગુન્હેગાર છે એમ નક્કી થાય તો તેને સંઘાદિશેષ દોષ પ્રાપ્ત થાય છે. ॥ ૮ ॥**

૧૩. બુદ્ધ ભગવાન રાજગૃહમા વેળુવનમાં રહેતા હતા તે વખતે મેત્તિય તથા ભુમ્મજક એ બે ભિક્ષુઓએ ગૃધ્રકૂટ પર્વત પરથી નીચે ઉતરતાં એક બકરાનો બકરીની સાથે સંગ થતો જોયો એમ એ બકરાનું નામ દબ્બ મલ્લપુત્ર પાડ્યું, તથા બકરીનુ મેત્તિયા ભિક્ષુણી પાડ્યું; અને દબ્બે પારાજિક આપત્તિ કર્યાનુ અમે જાતે જોયું એમ કહેવા લાગ્યા. આગળ તપાસ કરતાં ખરી હકીકત બહાર પડી. ત્યારે ભગવાને એમનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચેલો તેમણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ દ્વેષબુદ્ધિથી બીજી કોઈ વાતનો લેશ માત્ર આધાર લઇ બ્રહ્મચર્યથી ( સંઘમાંથી ) ભ્રષ્ટ કરવાના હેતુથી કોઇ ભિક્ષુને પારાજીકા આપત્તિ લાગુ પાડે—આગળ પર તપાસ કરતાં કે તપાસ ન કરતાં પણ એ પ્રકરણ કંઇ બીજું જ છે એમ સિદ્ધ થાય, અને એનો લેશમાત્ર સંબંધ અહિં જોડી દેવામાં આવ્યો છે એવું માલમ પડે અને એ ભિક્ષુ ગુન્હેગાર છે એમ સિદ્ધ થાય—તેને સંઘાદિશેષ પ્રાપ્ત થાય છે. ॥ ૯ ॥**

૧૪. બુદ્ધ ભગવાન રાજગૃહમા વેળુવનમા રહેતા હતા. તે વખતે દેવદત્તે, કોકાલિક[1] તથા સમુદ્રદત્ત એ ભિક્ષુઓ પાસે જઇ એમને

---

૧. મૂળ વાક્ય ‘ **कोकालिको कोटमारकतिस्सको खण्डदेविया पुत्तो समुद्ददत्तो** ’ એવું છે. ૨૯ મા **પાચિત્તિય**મા ‘ **अय्यो कोकालिको, अय्यो कोटमारकतिस्सको, अय्यो खण्डदेविया पुत्तो, अय्यो समुद्ददत्तो** ’

કહ્યું, “ચાલો આપણે શ્રમણ ગોતમના સંઘમાં તડ પાડીએ.” કોકાલિક બોલ્યો, “પણ શ્રમણ ગોતમ મહાનુભાવ છે, એના સંઘમાં ભેદ કેવી રીતે પાડી શકાશે?” દેવદત્તે કહ્યું, “આપણે એમની પાસે જઈ આ પાંચ ચીજોની યાચના કરીશું. આપણે કહીશું, ‘ભદંત, આપ અનેક રીતે સંતોષ અને સાદાઈની સ્તુતિ કરો છો અને આ પાંચ વાતો સંતોષ અને સાદાઈની પોષક છે—(૧) ભિક્ષુઓએ આજીવન જંગલમાં રહેવું. જે ગામ પાસે રહે તેને દોષ પ્રાપ્ત થાય છે એમ જાણવું. (૨) આજીવન ભિક્ષા માગી ગુજરાન ચલાવવું. જમવાનું આમંત્રણ સ્વીકારે તેને અપરાધી ગણવો (૩) આજીવન ચીથરાનાં જ ચીવરો વાપરવાં. જે ગૃહસ્થોએ આપેલાં ચીવરનો સ્વીકાર* કરે તેને અપરાધી ગણવો. (૪) આજીવન ઝાડ નીચે રહેવું. જે છાપરા નીચે રહે તેને અપરાધી ગણવો. (૫) આજીવન માસ-મચ્છનું ભક્ષણ કરવું નહિ. જે માસમચ્છનું ભક્ષણ કરે તેને અપ-

એવું વાકય જોવામાં આવે છે, અને એ ઉપરથી આ ચાર જુદા જુદા ભિક્ષુઓ હોવા જોઈએ એવું પ્રથમ દર્શને લાગે છે પરંતુ વિચાર કરતાં, આ બીજા વાકયમાં કંઈ ગોટાળો થએલો હોવો જોઇએ એવું જણાય છે. કારણ કે આગળના (૧૧ મા) સંઘાદિ શેષમાં ‘तस्सेव खो पन भिक्खुस्स भिक्खू होन्ति अनुवत्तका वग्गवादका, एको वा द्वे वा तयो वा’ આ વાકય છે દેવદત્તના મિત્રો ચાર ભિક્ષુઓ હોત તો અહીંઆં ‘चत्तारो वा’ એવું હોવું જોઇએ એટલું જ નહિ પણ ચાર સાથીઓ હોય તો તો એમનો સંઘ બને છે અને મોટા સંઘને એ ચારના સંઘનો બહિષ્કાર કરવાનો અધિકાર નથી. બુદ્ધઘોષાચાર્ય કહે છે—“यस्मा पन तिण्ण उपरि कम्मारहा न होन्ति, न हि संघो संघस्स कम्म करोति, तस्मा एको वा द्वे वा तयो वा ति वुत्तं.” સારાંશ એ કે અહીંઆં कोकालिक कोटमारकतिस्सक એ એક, તથા ખંડદેવીનો પુત્ર समुद्ददत्त એ બીજો એવા બે જ દેવદત્તના સાથીઓ હતા એમ માનવું ઈષ્ટ છે.

રાખી જાણવો.' આ પાચ વાતો શ્રમણ ગોતમ કબૂલ કરશે નહિ, અને આપણે એમની મદદથી લોકોને આપણા તરફ વાળીશું, અને શ્રમણ ગોતમના સંઘમા તડ પાડીશું, કારણ કે કડક આચરણ પર લોકોની ભક્તિ થાય છે." એ પ્રમાણે બુદ્ધ પાસે જઇ એણે આ પાચ ચીજો અમલમા આણવાની પરવાનગી માગી. અર્થાત્ બુદ્ધ એ ન આપી; અને એને લીધે દેવદત્તે સંઘમા ભેદ ઉત્પન્ન કર્યો. ત્યારે બુદ્ધ એનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો —

**જે ભિક્ષુ સલાહસંપથી ચાલતા સંઘમાં ભેદ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરે, અથવા ભેદ ઉત્પન્ન થાય એક પ્રકરણ ઉપસ્થિત કરી હઠ ઝાલી બેસે તેને ભિક્ષુઓએ કહેવું કે આયુષ્મન્, સલાહસંપથી ચાલતા સંઘમાં ફૂટ પાડવાનો પ્રયત્ન કરીશ નહિ, અથવા જેથી કરીને ફૂટ પડે એવું પ્રકરણ ઉપસ્થિત કરી હઠ લઈ બેસીશ નહિ. સંઘની સાથે તું એકતાથી વર્ત, કારણ કે એકતાથી ચાલતો સંઘ આનંદથી, લડવાડ વગર, એક ધ્યેય નજર આગળ રાખી સુખી રહે છે. ભિક્ષુઓ એમ કહેતા હોય તે છતાં જો ભિક્ષુ પોતાનો દુરાગ્રહ કાયમ રાખે તો ભિક્ષુઓએ દુરાગ્રહ છોડી દેવા માટે એને ત્રણ વાર સમજાવવો. ત્રણ વાર સમજાવવાથી જો એ દુરાગ્રહ છોડી દે તો ઠીક છે, અને ન છોડે તો એને સંઘાદિશેષ પ્રાપ્ત થાય છે. ॥ ૧૦ ॥**

૧૫ **બુદ્ધ ભગવાન રાજગૃહમા વેળુવનમા** રહેતા હતા. તે વખતે દેવદત્ત સંઘમા ફૂટ પાડવાનો પ્રયત્ન કરી રહ્યો હતો ભિક્ષુઓએ કહ્યું કે 'દેવદત્ત અધર્મવાદી અને અવિનયવાદી થઇને સંઘમાં ભેદ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરે છે એનુ શુ?' એ સાંભળી કોકાલિક અને સમુદ્રદત્તે એમને કહ્યું, "તમે એમ મા કહો. દેવદત્ત ધર્મવાદી તથા વિનયવાદી છે. તે અમારા વિચાર પ્રમાણે વર્તે છે. અમારો વિચાર એ જાણે છે અને એ પ્રમાણે એ બોલે છે. અમને એનું કહેવું પસંદ

છે." ભગવાને જ્યારે આ વાત જાણી ત્યારે એમણે એ ભિક્ષુઓનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો—

**એ જ ( સંઘમાં ફૂટ પાડવાનો પ્રયત્ન કરનાર ) ભિક્ષુના મત પ્રમાણે વર્તનારા, ટેકો ઉપસ્થિત કરનારા એક, બે કે ત્રણ ભિક્ષુઓ કહે છે કે આયુષ્મત્, તમે એ ભિક્ષુને કંઇ ન કહો. એ ધર્મવાદી અને વિનયવાદી છે. એ અમારા વિચાર પ્રમાણે વર્તે છે. એ અમારો અભિપ્રાય જાણે છે અને એ પ્રમાણે બોલે છે. અમને એ પસંદ છે; તે ભિક્ષુઓને બીજા ભિક્ષુઓએ કહેવું કે આયુષ્મન્ તમે એમ મા કહો. એ ભિક્ષુ ધર્મવાદી નથી અને વિનયવાદી પણ નથી. તમે પણ સંઘ-ભેદને પસંદ ન કરો. સંઘની સાથે એકતાથી રહો; કારણ કે એકતાથી ચાલનારો સંઘ આનંદથી, કલહ વગર અને એક ધ્યેય આગળ રાખી સુખથી રહે છે. એ પ્રમાણે કહેવામાં આવે તે છતાં એ ભિક્ષુઓ દુરાગ્રહને વળગી જ રહે તો બીજા ભિક્ષુઓ ત્રણ વાર એમને દુરાગ્રહ છોડી દેવા માટે સમજાવવા. ત્રણ વાર સમજાવવાથી તેઓ પોતાનો દુરાગ્રહ છોડી દે તો ઠીક; ન છોડી દે તો એમને સંઘાદિશેષ પ્રાપ્ત થાય છે. ॥ ૧૧ ॥**

૧૬. બુદ્ધ ભગવાન કૌશામ્બીમા ઘોષિતારામમા રહેતા હતા. એ વખતે છન્ન ભિક્ષુનું વર્તન સારૂ નહોતું. બીજા ભિક્ષુઓ એને કહેતા કે આયુષ્મન્ છન્ન, તું આવી રીતે ના વર્ત; આમ વર્તવું ઠીક નથી. એ કહેતો, "તમે મને કેમ ઉપદેશ કરી શકો? હું જ તમને ઉપદેશ કરવાને લાયક છું. બુદ્ધ અમારો છે અને ધર્મ પણ અમારો છે. અમારા માલિકે ધર્મ શોધી કાઢ્યો છે. જેવી રીતે વંટો-ળીયો ઘાસ, લાકડાં, પાદડા, કચરો વગેરેને એકત્ર કરે છે, અથવા જેવી રીતે ડુંગરમાથી વહેતી કોઇ નદી છીપો, શેવાળ વગેરેને ભેગા કરે છે, તેવી રીતે તમે જૂદા જૂદાં નામના, જૂદા જૂદાં ગોત્રોના,

જૂદી જૂદી જાતિઓના અને જૂદા જૂદા કુળના લોકો પ્રવ્રજ્યા લઈ ભેગા મળ્યા છો. તમે અમને ઠપકો કેમ આપી શકો? હું જ તમને ઠપકો આપવાને લાયક છું." આથી ભિક્ષુઓએ છન્નની નિંદા કરી. અને આ હકીકત **ભ**ગવાનને નિવેદન કરી. **ભ**ગવાને એનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો.—

**ભિક્ષુ સ્વાભાવિક રીતે કડવું બોલે છે. ભિક્ષુઓના નિયમોને અનુલક્ષી જ્યારે બીજા ભિક્ષુઓ એને હંમેશની માફક ઠપકો આપે છે ત્યારે એ પોતાને અવચનીય (બોલવાને માટે નાલાયક) કરી મૂકે છે; એ કહે છે કે મને તમે સારૂં કે નરસું કશું જ ન કહો. મારી સાથે બોલવાનું છોડી દો. ભિક્ષુઓએ આવા ભિક્ષુને કહેવું કે આયુષ્મન્, તુ તારી જાતને અવચનીય ન કરી મૂક; વચનીય જ રાખ, તું પણ ભિક્ષુઓને નિયમાનુસાર કહેવા જેવું હોય તે કહે; અને ભિક્ષુઓ પણ તને કહેવા જેવું હશે તે કહેશે. કારણ કે એક બીજાને કહેવા જેવું હોય તે કહેવાથી અને એક બીજાની ભૂલ સુધારીને જ ભગવાન આ સંઘની અભિવૃદ્ધિ થએલી છે. આ પ્રમાણે કહેવામાં આવે તેમ છતાં પણ જો એ ભિક્ષુ પોતાનો દુરાગ્રહ ન છોડે તો તેને દુરાગ્રહ છોડી દેવા માટે ત્રણ વાર સમજાવવો. ત્રણ વાર સમજાવ્યાથી એ હઠ મૂકી દે તો ઠીક, અને ન મુકે તો એને સંઘાદિશેષ પ્રાપ્ત થાય છે. ॥ ૧૨ ॥**

૧૭. **બુદ્ધ ભ**ગવાન **શ્રા**વસ્તીમા **જે**તવનમા **અ**નાથપિંડિકના આરામમા રહેતા હતા. તે વખતે **અસ્સજી** અને પુનબ્બસુક એ બે ભિક્ષુઓ કીટાગિરીમા રહેતા હતા. તે પહેલા ભાગની ૭૪ મી કલમ.માં કહ્યા પ્રમાણે જૂદી જૂદી જાતના અનાચાર કરતા હતા. એ જ કલમમા જણાવ્યા પ્રમાણે એમને **સારિપુત્ત** તથા **મોગ્ગલ્લાન**ની મારફતે ત્યાથી કાઢી મૂકવામા આવ્યા. આવી રીતે પ્રવ્રાજનીયકર્મ કરવામાં આવ્યા છતાં તેઓ સારી રીતે વર્તતા નહિ; ભિક્ષુઓની મારી

ન માગતાં એમને ગાળો ભાડતા, કહેતા કે ભિક્ષુઓ છંદગામી (સ્વચ્છંદી), દ્વેષગામી, મોહગામી અને ભયગામી છે. એ સાંભળી ભિક્ષુઓએ એમનો નિષેધ કર્યો, અને એ હકીકત **ભ**ગવાનને જણાવી; ત્યારે **ભ**ગવાને ભિક્ષુઓ માટે નીચેનો નિયમ કર્યો:—

**કોઈ ભિક્ષુ કોઇક ગામ કે શહેરની નજીક રહેતો હોય, એ કુટુંબોની (લોકોની) શ્રદ્ધા બગાડતો હોય અને ખરાબ આચરણ કરતો હોય, એના પાપાચરણની વાતો સંભળાતી હોય અને એ નજરે પણ પડતાં હોય, લોકોની શ્રદ્ધા બગાડયાની વાતો પણ સંભળાતી હોય અને એવા દાખલા નજરે પડતા હોય તો એવા ભિક્ષુને બીજા ભિક્ષુઓએ કહેવું કે આયુષ્મન્ તું લોકોની શ્રદ્ધા બગાડનારો અને પાપાચારી છે. તારાં પાપાચરણની વાતો સંભળાય છે અને એ નજરે પણ પડે છે. તેં લોકોની શ્રદ્ધા બગાડી નાંખી છે એવું નજરે પડે છે અને સંભળાય છે પણ ખરૂં. તેથી તું અહિંથી ચાલ્યો જા. તું અહિં રહી શકીશ નહિ. ભિક્ષુઓ આમ કહે ત્યારે એ જો કહે કે ભિક્ષુઓ છંદગામી, દ્વેષગામી, મોહગામી અને ભયગામી છે; તેઓ આવી આપત્તિ માટે કોઇને કાઢી મૂકે છે ને કોઇને કાઢી નથી પણ મૂકતા, તો ભિક્ષુઓએ એને કહેવું કે આયુષ્મન્, તું આમ મા બોલ. ભિક્ષુઓ છંદગામી, દ્વેષગામી, મોહગામી અને ભયગામી નથી. તું લોકોની શ્રદ્ધા બગાડનારો અને દુરાચારી છે. તારાં પાપાચરણ સાંભળવામાં અને જોવામાં આવે છે. તેં લોકોની શ્રદ્ધા બગાડી નાંખ્યાની વાતો પણ સાંભળવામાં અને જોવામાં આવે છે. તેથી તું અહિંથી ચાલ્યો જા. તું અહિંઆં રહી શકીશ નહિ. એમ કહ્યા છતાં પણ જો એનો દુરાગ્રહ કાયમ જ રહે તો ભિક્ષુઓએ એને ત્રણ વાર એ મૂકી દેવા સમજાવવું. ત્રણ વાર સમજાવવાથી જો એ હઠ મૂકી દે તો ઠીક છે; ન મૂકે તો એને સંઘાદિશેષ પ્રાપ્ત થાય છે. ॥ ૧૩ ॥**

## બે અનિયત આપત્તિઓ

૧૮. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જેતવનમાં અનાથપિંડિકના** આરામમાં રહેતા હતા. એ વખતે આયુષ્માન્ ઉદાયી **શ્રાવસ્તીના** ઘણા કુટુંબોમાં જતો આવતો હતો એની ઓળખીતી એક જુવાન કુમારિકાનું લગ્ન બીજા કોઈ ઘરના માણસ સાથે થયું હતું. એક દિવસ ઉદાયી એ કુમારિકાને સાસરે જઈ એકાંતમાં એ બાળા સાથે વાતો કરતો બેઠો એ વખતે **વિશાખાને** ઘણા નિરોગી પુત્ર અને પૌત્રો હતા. લોકો એને યજ્ઞમાં, મંગલકાર્યમાં અને ઉત્સવમાં આમંત્રણ કરી અગ્રભોજનનું માન આપતા. આમંત્રણ આવવાથી **વિશાખા** એ કુટુંબમાં ગઈ હતી. ઉદાયીને એકાંતમાં એ જુવાન સ્ત્રી સાથે વાતો કરતો જોઈ એ બોલી. "ભદંત, આવી રીતે એકાંતમાં સ્ત્રી સાથે બેસવું ઠીક નથી તમે કામવિકારથી મુક્ત હો તો પણ ઘણા લોકો એ વાત નહિ માને " એણે આમ કહ્યું છતાં ઉદાયીએ માન્યું નહિ. ત્યારે વિશાખાએ એ હકીકત ભિક્ષુઓને કહી. ભિક્ષુઓએ એની નિંદા કરી અને એ વાત **ભગવાનને** જણાવી. **ભગવાને** ઉદાયીનો નિષેધ કર્યો, અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ કોઇ સ્ત્રી સાથે એકલો, સ્ત્રીસંગ માટે યોગ્ય એવી એકાંત પ્રચ્છન્ન જગ્યામાં બેસે; અને જો કોઇ વિશ્વાસુ ઉપાસિકા એને જોઇ, એને પારાજિકા, સંઘાદિશેષ અથવા પાચિત્તિય એ ત્રણમાંથી કોઇ આપત્તિ લાગુ કરે, અને જો એ ભિક્ષુ ત્યાં બેઠાનું કબૂલ કરે તો એ વિશ્વાસુ ઉપાસિકા કહે તે પ્રમાણે એને પારાજિકા, સંઘાદિશેષ અથવા પાચિત્તિય આપત્તિ લાગુ કરવી. આ આપત્તિ અનિયત ( અનિશ્ચિત ) છે, ॥ ૧ ॥**

૧૯. **બુદ્ધભગવાન શ્રાવસ્તીમાં જેતવનમાં અનાથપિંડિકના** આરામમાં રહેતા હતા. એ વખતે **ભગવાને, સ્ત્રી સાથે એકાંતમાં**

પ્રચ્છન્ન જગ્યામા બેસવાની મનાઇ કરેલી હોવાથી ઉદાયી ખુલ્લી જગ્યામાં એ જ સ્ત્રી સાથે એકલો બેસી સભાષણ કરતો હતો. વિશાખાએ એને ત્યા જોયો; અને એવી રીતે બેસવું એ પણ ઠીક નથી એમ કહ્યુ. પણ ઉદાયીએ એના બોલવા તરફ ધ્યાન આપ્યું નહિ. ત્યારે એણે એ વાત ભિક્ષુઓને કહી અને એમણે એ ભગવાનને કહી. ભગવાને ઉદાયીનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો—

**સ્ત્રીસંગ માટે જોઇએ તેવી પ્રચ્છન્ન જગ્યા ન હોય પરંતુ સ્ત્રી સાથે અગ્ર્ય ભાષણ કરી શકાય એટલુ એકાંત હેય એવી જગ્યાએ જે ભિક્ષુ સ્ત્રી સાથે એકલો બેસે અને વિશ્વાસુ ઉપાસિકા એને જોઈ સંઘાદિશેષ અથવા પાચિત્તિય એ બેમાંથી એક આપત્તિ લાગુ કરે; અને જો એ ભિક્ષુ ત્યાં બેઠાનું કબૂલ કરતો હોય તો એ વિશ્વાસુ ઉપાસિકા કહે તે પ્રમાણે એને સંઘાદિશેષ કે પાચિત્તિય આપત્તિ લાગુ કરવી. આ આપત્તિ પણ અનિયત (અનિશ્ચિત) છે. ॥ ૨ ॥**

## નિસ્સગ્ગિય પાચિત્તિય

૨૦. બુદ્ધ ભગવાન વૈશાલીમા ગોતમક ચેતિયમા રહેતા હતા. એ વખતે ભગવાને ભિક્ષુઓને ત્રણ ચીવરો વાપરવાની પરવાનગી આપી હતી. ષડ્વર્ગીય ભિક્ષુઓ ત્રણ ચીવરો વાપરવાની પરવાનગી મળેલી છે એમ કહી ગામમા જતી વખતે ત્રણ જૂદા ચીવરો અને આરામમા જૂદા ત્રણ ચીવરો તથા ન્હાતી વખતે વળી જૂદાં ત્રણ ચીવરો વાપરતા. જે ભિક્ષુઓ સાદાઇથી રહેતા હતા તેમણે એમનો નિષેધ કર્યો; અને આ વાત ભગવાનને કહી. ભગવાને પણ એમનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

"જે ભિક્ષુ અતિરેક (ત્રણ ચીવરો કરતા વધારે) ચીવર રાખે તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

એ વખતે આયુષ્માન્ **આનંદને** એક અતિરેક ચીવર મળ્યું હતું; અને એનો વિચાર એ ચીવર **સારિપુત્તને** આપવાનો હતો. પણ **સારિપુત્ત** તે વખતે **સાકેતમા** રહેતો હતો તેથી આવા સંજોગોમાં કેવી રીતે વર્તવું એની **આનંદને** ગૂચ પડી; અને એણે **ભગવાનને** એનો ખુલાસો પૂછ્યો. **ભગવાને** **સારિપુત્ત** ક્યારે આવવાનો છે એવું પૂછ્યુ. અને **આનંદે**, નવમા કે દસમા દિવસે અહિં આવી પહોચશે એવો જવાબ આપ્યો ત્યારે **ભગવાને** દસ દિવસ સુધી અતિરેક ચીવર રાખી મૂકવાની રજા આપી, અને ઉપરના નિયમમા આ પ્રમાણે ફેરફાર કર્યો —

**ચીવર તૈયાર કર્યા પછી તથા કઠિન[1] ખસેડી મૂકયા પછી ભિક્ષુએ દસ દિવસ સુધી અતિરેક ચીવર પોતાની પાસે રાખવું. એ કરતાં વધારે દિવસ રાખી મૂકે તો નિસ્સગ્ગિય પાચિત્તિય થાય છે. ॥ ૧ ॥**

નિસ્સગ્ગિય પાચિત્તિય એટલે એ ભિક્ષુએ એ ચીવર (અથવા એ ચીજ) સંઘને, ભિક્ષુઓને કે ભિક્ષુને સોપી દેવી જોઇએ, તથા એમની આગળ, પોતાને હાથે પાચિત્તિય આપત્તિ થઈ છે એવું કબૂલ કરવું જોઇએ. આ વસ્તુ એ જ્યા સુધી પોતાની પાસે રાખી મુકે ત્યા સુધી માત્ર આપત્તિ કબૂલ કરવાથી એ એ આપત્તિમાથી મુક્ત થતો નથી.

૨૧. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જેતવનમા અનાથપિંડિકના** આરામમા રહેતા હતા. તે વખતે કેટલાક ભિક્ષુઓ પોતાની સંઘાટી બીજા ભિક્ષુઓને સોપી, અંતરવાસક તથા ઉત્તરાસંગ એ બેજ ચીવર સાથે લઇ પ્રવાસ કરતા. એમણે રાખી મૂકેલા ચીવરો ગંધાઇ ઉઠતા, અને ભિક્ષુઓ એ તડકામા સૂકવતા. **આનંદે** એ જોયું અને આ ચીવરો કોનાં એવો એ ભિક્ષુઓને પ્રશ્ન કર્યો. એમણે આનંદને એ વાત કહી. **આનંદે** એનો નિષેધ કર્યો, અને એ વાત **ભગવાનને**

---

1. ભાગ ૧. કલમ ૫૯.

જણાવી. ભગવાને પણ એ વાતનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચેનો નિયમ કર્યો.

"ચીવર તૈયાર કરી રહ્યા પછી તથા કઠિન ખસેડી મૂક્યા પછી ભિક્ષુ જો ચીવર વિહારમા રાખી બીજે જાય તો એને નિસ્સગ્ગિય પાચિત્તિય આપત્તિ પ્રાપ્ત થાય છે."

એ વખતે કૌશામ્બીમાં એક ભિક્ષુ માંદો હતો. એના સગાવહાલાઓએ એને પોતાને ત્યા બોલાવ્યો પણ ત્રણ ચીવરો લઈ ચાલતા જવાની એનામા તાકાત ન હતી. તેથી ભગવાને માંદા ભિક્ષુને બે ચીવરો સાથે સંઘની અનુમતિથી બીજે જવાની રજા આપી. અને ઉપરના નિયમમાં આ પ્રમાણે ફેરફાર કર્યો:—

**ચીવર તૈયાર કરી રહ્યા પછી, તથા કઠિન ખસેડી મૂક્યા પછી, જો કોઇ ભિક્ષુ સંઘની અનુમતિ વગર ચીવર વિહારમાં રાખી બીજે જાય તો એને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ।। ૨ ।।**

૨૨. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જેતવનમા અનાથપિંડિકના આરામમાં રહેતા હતા તે વખતે એક ભિક્ષુને અકાલચીવર[1] પ્રાપ્ત થયું હતુ. એનું ચીવર બનાવતા એ ટૂંકું પડવા લાગ્યું. તેથી એ એની કરચળીયો કાઢી નાખી લાબું પહોળું કરવા માટે એને પાણીમા પલાળી હાથ વતી દબાવતો હતો. એ જોઇ ભગવાને એને પૂછ્યુ કે તુ આ ચીવર ફરી ફરીથી કેમ દબાવી રહ્યો છે? એણે કહ્યું, "ભદંત, મને અકાલચીવરવસ્ત્ર મળ્યું છે. એનું ચીવર બનાવતા મને એ ટૂંકું પડે છે; તેથી હું આમ કરી રહ્યો છું." ભગવાને કહ્યું, "તને બીજું ચીવર વસ્ત્ર મળે એવી આશા છે કે?" એણે 'હા' એવો જવાબ આપ્યો. તેથી ભગવાને એ પરિસ્થિતિમા ભિક્ષુઓને બોલાવી કહ્યું, "અકાલચીવરવસ્ત્ર મળ્યું હોય અને અન્ય વસ્ત્ર મળવાની આશા હોય તો એ રાખવાની હું રજા આપુ છું."

---

**૧. અકાલચીવર** એટલે કઠિનના મહિના વગર અન્ય મહિનામાં મળેલું વસ્ત્ર.

ભગવાને એમ કરવાની પરવાનગી આપી છે એમ કહી ભિક્ષુઓ અકાલચીવરવસ્ત્રો ભેગા કરી. એમના પોટલા બાંધી એક મહિના કરતા વધારે દિવસ સુધી વળગણીએ લટકાવી મૂકતા એ જોઈ આનંદે એમનો નિષેધ કર્યો અને આ વાત ભગવાનને કહી. ભગવાને પણ એમનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો —

**ચીવર તૈયાર કરી રહ્યા પછી, તથા કઠિન બેસેડી મૂક્યા પછી જો ભિક્ષુને અકાલચીવરવસ્ત્ર મળે તો એણે એનો સ્વીકાર કરવો અને જલદીથી એનું ચીવર બનાવવું. જો કપડું ટૂંકું પડે તેમ હોય અને બીજું વસ્ત્ર મળવાની આશા હોય તો એણે એ વસ્ત્ર એક મહિના સુધી રાખી મૂકવું. બીજુ વસ્ત્ર મળવાની આશા હોવા છતાં પણ જો એ મહિના• કરતાં વધારે દિવસ સુધી રાખી મૂકે તો એને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૩ ॥**

૨૩. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જેતવનમા અનાથપિંડિકના આરામમા રહેતા હતા તે વખતે ઉદાયીની પૂર્વાશ્રમની સ્ત્રી ભિક્ષુણી થઈ હતી........એને એણે પોતાનું અંતરવાસક ચીવર ધોવા આપ્યુ........ભગવાને એનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચેનો નિયમ કર્યો:—

**જે ભિક્ષુ પોતાની કૂળવંશની ન હોય એવી ભિક્ષુણીને ધોવા માટે, રંગવા માટે કે ઝૂડવા માટે પોતાનું જીનું ચીવર આપે તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૪ ॥**

૨૪. બુદ્ધ ભગવાન રાજગૃહમા વેણુવનમાં રહેતા હતા. તે વખતે ઉત્પલવર્ણા ભિક્ષુણી શ્રાવસ્તીમા રહેતી હતી. સવારના પહોરમા શ્રાવસ્તીમાં ભિક્ષાટન કરી ભોજનથી પરવાર્યા પછી, એ અંધવનમા જઈ વિશ્રાન્તિ માટે એક ઝાડ નીચે બેઠી તે વખતે કેટલાક ચોરોએ ગાયને મારી નાખી એનું માસ લઇ અંધવનમા પ્રવેશ કર્યો. એમના આગેવાને ઉત્પલવર્ણાને જોઇ અને એવો વિચાર કર્યો

કે જો મારા સાથીઓ આ ભિક્ષુણીને જોશે તો તેઓ એને નાહક ત્રાસ આપશે. તેથી એ બીજે જ રસ્તે વનમા પેઠો. ત્યા એ ચોરોએ એ માંસ શેકીને તૈયાર કર્યું એ આગેવાને એમાથી ઉત્તમ માસ એક પડીયામાં ભરી એ પડીયો ઉત્પલવર્ણાની નજીક એક ઝાડની ડાળીએ ટાગ્યો; અને 'જે શ્રમણ કે બ્રાહ્મણ આ માસ જૂવે એને જ આ અર્પણ કરેલું છે એમ સમજી એણે એ લઇ જવું' એમ કહી એ ત્યાથી ચાલ્યો ગયો. ઉત્પલવર્ણાએ સમાધિમાથી ઉઠતાં ઉઠતા એ ચોરનાયકના આ શબ્દો સાભળ્યા, અને એ માસ લઇ એ પોતાના ઉપાશ્રયમા ગઇ. બીજે દિવસ સ્હવારે એ માસ તૈયાર કરી એની પોટલી બાધી એ અંતરિક્ષમાથી વેળુવનમાં ઉતરી. એ વખતે ભગવાન ભિક્ષા માટે ગામમાં ગયા હતા, અને ઉદાયી વિહારરક્ષક હતો. ઉત્પલવર્ણાએ એ માસ ભગવાનને આપવા માટે ઉદાયીને સ્વાધીન કર્યું. ત્યારે ઉદાયીએ એને કહ્યું, " બ્હેન, ભગવાનને તેં માસ આપ્યુ. ત્યારે મને આટલુ ચીવર આપને " ઉત્પલવર્ણા પાસે ભિક્ષુણીને જોઇતા માત્ર પાચ જ ચીવરો હતા. એણે કહ્યું, " સ્ત્રીઓને વધારે દાન મળતુ નથી, અને આ મારૂ પાચમુ ચીવર છે. તેથી એ હું તમને કેવી રીતે આપુ ? " ઉદાયી બોલ્યો, " જેવી રીતે કોઇ માણસ હાથીનુ દાન કરી એના પટ્ટાનો લોભ કરે છે તેવી રીતે ભગવાનને માંસ આપી તુ મને અંતરવાસક આપતી નથી. " એવી રીતે એને ત્રાસ આપી ઉદાયીએ એની પાસેથી અ તરવાસક લીધુ. જ્યારે ઉત્પલવર્ણા ઉપાશ્રયમા આવી ત્યારે ભિક્ષુણીઓએ એ વાત જાણી; અને એમણે ઉદાયીના વર્તન પર ટીકા કરવા માડી. એમણે એ વાત ભિક્ષુઓને કહી અને ભિક્ષુઓએ એ ભગવાનને કહી. ભગવાને ઉદાયીનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

" જે ભિક્ષુ અજ્ઞાતિની ( ભિન્નકૂળની ) ભિક્ષુણી પાસેથી ચીવર લે તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. "

એ વખતે ભિક્ષુઓ ભિક્ષુણીઓ પાસેથી બીજી વસ્તુના

બદલામા ચીવર લેવાની ઇચ્છા રાખતા નહિ. ભિક્ષુણીઓને એ ગમ્યુ નહિ. ભિક્ષુઓએ એ વાત ભગવાનને કહી. ત્યારે ભગવાને ભિક્ષુઓને ભેગા કરી કહ્યું, “ભિક્ષુ, ભિક્ષુણી, શિક્ષણ લેતી સ્ત્રી, શ્રામણેર અને શ્રામણેરી એ પાચ પાસેથી બીજી વસ્તુના બદલામા ચીવર ગ્રહણ કરવાની હું પરવાનગી આપુ છુ.” એમ કહી એમણે ઉપરના નિયમમા નીચે પ્રમાણે ફેરફાર કર્યો—

**જે ભિક્ષુ બીજી વસ્તુ બદલામાં આપ્યા વગર અજ્ઞાતિની ભિક્ષુણી પાસેથી ચીવર લે છે તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૫ ॥**

૨૫. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જેતવનમા અનાથપિંડિકના આરામમા રહેતા હતા. તે વખતે ઉપનંદ શાક્યપુત્રીય ધર્મોપદેશક તરીકે પ્રસિદ્ધ હતો. એક શ્રેષ્ઠિપુત્ર એની પાસે આવી નમન કરી એક બાજુએ બેઠો. ઉપનદે એને ધર્મોપદેશ કર્યો. ત્યારે એણે કહ્યું, “તમારે ચીવર, પિંડપાત, શયનાસન અથવા ઓસડ એમાથી જે કંઇ જોઇતુ હોય તેની અમને ખબર આપજો અમે એ આપવાને સમર્થ છીએ ’ ઉપનદે એનુ ઉપવસ્ત્ર માગ્યું. શ્રેષ્ઠિપુત્રે એક દિવસ થોભવા કહ્યુ, તોપણ ઉપનંદ હઠ લઈ બેઠો. ત્યારે શ્રેષ્ઠિપુત્રે પોતાનુ ઉપવસ્ત્ર (શેલુ) એને આપ્યું રસ્તામા લોકોએ એને પૂછ્યું કે તમે આજે એક જ વસ્ત્ર સાથે કેમ નિકળ્યા છો ? એણે બનેલી હકીકત લોકોને કહી ત્યારે તેઓ શાક્યપુત્રીયો પર ટીકા કરવા લાગ્યા. ધીમે ધીમે ભગવાને એ વાત જાણી. ત્યારે એમણે ઉપનંદનનો નિષેધ કર્યો; અને ભિક્ષુઓ માટે તેમણે નીચેનો નિયમ કર્યો.—

“જે ભિક્ષુ અજ્ઞાતિ, ગૃહપતિ કે ગૃહપત્ની પાસેથી ચીવર માગી લે તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે.”

તે વખતે કેટલાક ભિક્ષુઓ સાકેત નગરથી શ્રાવસ્તી જતા હતા. રસ્તામાં ચોરોએ એમના ચીવર ખૂંચવી લીધાં. ત્યારે એ ભિક્ષુઓ અજ્ઞાતિ, ગૃહપતિ કે ગૃહપત્ની પાસે ચીવર માગવાની મનાઇ હોવાથી નાગા જ

શ્રાવસ્તીમાં આવ્યા અને વૃદ્ધ ભિક્ષુઓને નમસ્કાર કરવા લાગ્યા; ભિક્ષુઓએ કહ્યું, "ભિક્ષુઓને નમસ્કાર કરનારા આ આજીવકો ભલા દેખાય છે." તેમણે કહ્યું, "અમે આજીવકો નથી. પણ ભિક્ષુઓ છીએ." ભિક્ષુઓએ ઉપાલીને એ બાબતની તપાસ કરવા કહ્યું. ઉપાલીએ તપાસ કરી, તેઓ ભિક્ષુઓ હતા એવી ખાતરી કરી અને એમને ચીવરો અપાવ્યા. તેઓ નાગા જ આવ્યા એ સજ્જન ભિક્ષુઓને ગમ્યું નહિ. તેમણે કહ્યું, "આ લોકો નાગા કેમ આવે? એમણે તૃણપર્ણોથી પણ પોતાની લાજ ઢાકવી જોઈએ કે નહિ?" એ વાતની ભગવાનને ખબર આપવામા આવી ત્યારે તેમણે કહ્યું. "ભિક્ષુઓ જેનું ચીવર લેવામા આવ્યુ હોય અથવા નષ્ટ થયુ હોય તેણે અજ્ઞાતિ, ગૃહપતિ કે ગૃહપત્ની પાસેથી ચીવર ગ્રહણ કરવું. જે આવાસમા એ પ્રથમ આવે ત્યા સંઘનું, વિહારનું, પથારી પર પાથરવાનું, જમીન પર પાથરવાનુ ચીવર કે બિછાનાનુ ખોળીયુ લઈ, પાછું આપવાની શરતે એનો ઉપયોગ કરવો આ ચીજોમાથી કોઈ પણ ચીજ મળે એવી ન હોય તો તૃણપર્ણો પરિધાન કરી આવવું પરંતુ નાગા કદી પણ આવવું નહિ." આમ કહી ભગવાને ઉપરના નિયમમા આ પ્રમાણે ફેરફાર કર્યો —

**જે ભિક્ષુ પ્રસંગ વગર અજ્ઞાતિ, ગૃહપતિ કે ગૃહપત્ની પાસેથી ચીવર માગી લે તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. એ ભિક્ષુનું ચીવર ખૂંચવી લેવામાં આવ્યું હોય અથવા નષ્ટ થયું હોય તો તેવે પ્રસંગે ચીવર માગવામાં બાધ નથી. ॥ ૬ ॥**

૨૬. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જેતવનમા અનાથપિંડિકના આરામમા રહેતા હતા. તે વખતે કેટલાક ભિક્ષુઓનાં ચીવરો ખૂંચવી લેવામાં આવ્યા હતા. ષડ્વર્ગીય ભિક્ષુઓએ એમની પાસે જઈ કહ્યું, "ચીવર ખૂંચાવી લેવામાં આવ્યું હોય તો અજ્ઞાતિ, ગૃહપતિ કે ગૃહપત્ની પાસેથી ચીવર માગી લેવાની ભગવાને રજા આપી છે. તેથી તમે

ચીવરો માગી લો." તેમણે કહ્યું, "અમને ચીવર મળી ગયા છે." ષડ્વર્ગીયો બોલ્યા, "તમારે ન માગવા હોય તો તમારે માટે અમે માગણી કરીએ." તેઓ બોલ્યા, "ઠીક છે." ત્યારે ષડ્વર્ગીય ભિક્ષુઓએ લોકો પાસે યાચના કરી ઘણા ચીવર ભેગા કર્યા. કોઈ એક સભામાં એક માણસે બીજાને કહ્યું, "જેમના ચીવરો ખૂંચાવી લેવામાં આવ્યા હતાં તે ભિક્ષુઓ મારી પાસે આવ્યા હતા, મેં એમને ચીવરો આપ્યા." બીજાએ પણ એમ જ કહ્યું. ત્રીજો પણ એમ જ બોલ્યો. અને એ બધાએ કહ્યું કે આ શાક્યપુત્રીય શ્રમણો હદ ઉપરાંત, ઘણા ચીવરો ભેગા કેમ કરી શકે? તેઓ કાપડની દુકાન ખોલવાના છે કે શું? આવી રીતે સભામાં પણ થએલી ટીકા ભિક્ષુઓના કાન પર આવી. ભગવાને આ વાત સાભળી, ત્યારે તેમણે ષડ્વર્ગીય ભિક્ષુઓનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**તેવા ભિક્ષુ આગળ અજ્ઞાતિ, ગૃહપતિ કે ગૃહપત્ની ઘણાં ચીવરો લાવે અને એ લેવાની વિનંતી કરે તોપણ એણે અંતરવાસક અને ઉત્તરાસંગ એ બે જ ચીવરોનો સ્વીકાર કરવો. એથી વધારે લે તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૭ ॥**

૨૭. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જેતવનમા અનાથપિંડિકના આરામમા રહેતા હતા. તે વખતે એક માણસે પોતાની સ્ત્રીને કહ્યું, "હું આર્ય ઉપનંદને ચીવરો ઓઢાડવાનો છું." એનુ ભાષણ એક પિંડચારિક ભિક્ષુએ સાંભળ્યું; અને એણે ઉપનંદને કહ્યું, "આયુષ્મન્, તુ ધન્ય છે. અમુક ઘરમા રહેનાર માણસ પોતાની સ્ત્રીને કહે છે કે— હું આર્ય ઉપનંદને ચીવરો ઓઢાડવાનો છું." ઉપનંદે કહ્યું. "આયુષ્મન્, એ મારો ઉપસ્થાયક છે," પછીથી એણે એ માણસ પાસે જઈ કહ્યું "મને તું ચીવર ઓઢાડવાનો છે. એ શું ખરી વાત છે?" એણે કહ્યું, "હા." ત્યારે ઉપનંદે એને અમુક જાતનું ચીવરવસ્ત્ર

તૈયાર કરી આપ એમ કહ્યું. ત્યારે એણે ઉપનંદ પર ટીકા કરી. આ વાત ભગવાનના કાન પર ગઇ ત્યારે એમણે ઉપનંદનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો·—

**આ ચીવરદ્રવ્યથી ચીવર તૈયાર કરી એ અમુક ભિક્ષુને ઓઢાડીશ એવા હેતુથી કોઇ અજ્ઞાતિ, ગૃહપતિ કે ગૃહપત્નીએ ચીવરદ્રવ્ય ભેગું કરેલું હોય અને અનધીષ્ટ ભિક્ષુ ત્યાં જઇ, 'આયુષ્મન્, પુણ્યદૃષ્ટિ રાખી આ ચીવરદ્રવ્યથી આવી આવી જાતનું ચીવરવસ્ત્ર તૈયાર કરી મને ઓઢાડ' એમ કહી વિશિષ્ટ વસ્ત્રની અભિરુચિ દર્શાવે તો તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૮॥**

૨૮. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જેતવનમા અનાથપિંડિકના આરામમા રહેતા હતા. તે વખતે એક માણસે બીજાને કહ્યું, "હું આર્ય ઉપનંદને ચીવર ઓઢાડવાનો છુ" બીજાએ પણ એમ જ કહ્યું. પહેલાની માફક જ પિંડચારિક ભિક્ષુએ આ વાત ઉપનંદને કહી. ઉપનંદે એમની પાસે જઇ એમને કહ્યું, "મને આવી જાતનું ચીવર તૈયાર કરી આપો." ત્યારે તેમણે ઉપનંદ પર ટીકા કરી. ધીમે ધીમે આ વાત ભગવાનને કાને ગઇ, ત્યારે એમણે ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**આ ચીવરદ્રવ્યથી ચીવર તૈયાર કરી અમુક ભિક્ષુને અમે ચીવર ઓઢાડીશું, એવા હેતુથી બે અજ્ઞાતિ, ગૃહપતિઓ કે ગૃહપત્નીઓએ જૂદું જૂદુ ચીવરદ્રવ્ય ભેગું કરેલું હોય અને અનધીષ્ટ ભિક્ષુ ત્યાં જઈ, 'આયુષ્મન્, તમે પુણ્યબુદ્ધિ રાખી આ જૂદા જૂદા ચીવરદ્રવ્યથી આવી આવી જાતનું, એક જ ચીવર તૈયાર કરી બંને જણ મળી એવું એક જ ચીવર મને ઓઢાડો' એમ કહી વિશિષ્ટ ચીવર માટે અભિરુચિ બતાવે, તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૯॥**

૨૯. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જેતવનમા અનાથપિંડિકના** આરામમા રહેતા હતા. તે વખતે ઉપનંદના ઉપસ્થાયક મહામાત્રે, આ ચીવરદ્રવ્યથી ચીવર તૈયાર કરી ઉપનંદને ઓઢાડ એમ કહી દૂત દ્વારા ચીવરદ્રવ્ય મોકલાવ્યું. દૂતે એ દ્રવ્ય ગ્રહણ કરવાની ઉપનંદને વિનંતી કરી. ત્યારે એણે કહ્યું, "અમે ચીવરદ્રવ્ય ગ્રહણ કરતા નથી. યોગ્ય વખતે નિયમને અનુસરી અમે ચીવરનો સ્વીકાર કરીએ છીએ." દૂતે કહ્યું, "તમારૂ કામકાજ કરનાર કોઇ છે કે ?"

તે વખતે એક ઉપાસક કોઇ કામપ્રસંગે આરામમા આવ્યો હતો. ઉપનંદે એ દૂતને કહ્યું, "આ ઉપાસક ભિક્ષુઓનું કામકાજ કરે છે." એ દૂતે ઉપાસકને બધી હકીકત કહી સંભળાવી અને ઉપનંદને કહ્યું, "મારે જે કહેવુ હતું તે બધુ મેં આ ઉપાસકને કહી મૂક્યું છે. યોગ્ય સમયે આપ એને ત્યા જજો. એટલે એ આપને ચીવર ઓઢાડશે." ત્યાર બાદ એ મહામાત્રે એ ચીવર લેવા માટે દૂત દ્વારા સંદેશો મોકલાવ્યો. પણ ઉપનંદે એ ઉપાસકને કંઇ જ પૂછ્યુ નહિ. મહામાત્રે બીજી વાર અને ત્રીજી વાર પણ દૂત મોકલ્યો. પણ ઉપનંદે મૌન જ રાખ્યુ. એ વખતે નાગરિકોની સભા ભરાવાની હતી. એમણે એવો નિયમ કર્યો હતો કે જે વખતસર હાજર ન થાય તેને પચાસ કાર્ષાપણ દંડ કરવો ઉપનંદ એ જ દિવસે ઉપાસક પાસે જઇ ચીવર માગવા લાગ્યો, પણ એણે કહ્યું, "આપ આજનો દિવસ થોભી જાઓ; કારણ કે મારે સભામા હાજર થવાનું છે, અને જે વખતસર હાજર ન થાય તેને પચાશ કાર્ષાપણ દંડ આપવો પડે છે." તમારે મને આજને આજ ચીવર આપી દેવું જોઇએ એમ કહી ઉપનંદે એનું ધોતીયું પકડ્યુ. આવી રીતે ઉપનંદે હઠ પકડવાથી તે ઉપાસકે એ જ દિવસે એને ચીવરવસ્ત્ર લઈ આપ્યુ, અને સભામાં મોડો ગયો. બીજા સભાસદોએ એને પૂછ્યુ કે, "મોડો આવીને તેં પચાસ કાર્ષાપણ શા સારૂ ગુમાવ્યા ?" એણે બનેલી બીના કહી સંભળાવી. ત્યારે તે લોકો **શાક્યપુત્રીય શ્રમણો પર ટીકા કરવા લાગ્યા.**

ધીમે ધીમે આ વાત ભગવાનને કાને ગઇ. એમણે ઉપનંદનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**રાજાએ કે રાજાના અમલદારે, બ્રાહ્મણે કે ગૃહપતિએ, આ ચીવરદ્રવ્યથી ચીવરવસ્ત્ર લઇ અમુક ભિક્ષુને ચીવર ઓઢાડ એમ કહી, દૂત દ્વારા ચીવરદ્રવ્ય મોકલાવ્યું હોય, અને તે દૂત આવીને તે ભિક્ષુને કહે કે આપને માટે આ ચીવરદ્રવ્ય આણ્યું છે તે આપ ગ્રહણ કરો, તો તે ભિક્ષુએ એ દૂતને કહેવું, "અમે ચીવરદ્રવ્યનો સ્વીકાર કરતા નથી. યોગ્ય વખતે નિયમને અનુસરી ચીવર લઇએ છીએ." જો એ દૂત તે ભિક્ષુને કહે કે 'આપનું કોઇ કામકાજ કરનાર છે કે ?' તો જે ભિક્ષુને ચીવરની ગરજ હોય તેણે 'ભિક્ષુઓનું કામકાજ આ જુએ છે' એમ કહી કામકાજની દેખરેખ રાખનાર આરામિક કે ઉપાસક તરફ આંગળી બતાવવી. એ કામકાજની દેખરેખ રાખનારને બધી વ્યવસ્થા કરવાની સમજણ પાડી એ દૂત જો ભિક્ષુને કહે કે, "આપના કામકાજની દેખરેખ રાખનાર જે માણસને આપે બતાવ્યો તેની સાથે મેં બધી વ્યવસ્થા કરી દીધી છે, આપ ત્યાં વખતસર જશો, તો આપને ચીવર ઓઢાડશે," તો જે ભિક્ષુને ચીવર જોઇતું હોય તેણે એ વ્યવસ્થાપક પાસે જઈ 'મારે ચીવરની જરૂર છે' એમ બે ત્રણ વાર કહેવું અને યાદ દેવડાવવું. બે ત્રણ વાર કહીને અને યાદ દેવડાવીને એ ચીવરવસ્ત્ર મળે તો ઠીક; ન મળે તો ચાર પાંચ વખત કે વધારેમાં વધારે છ વખત એને ત્યાં જઇ ચૂપકીથી ઉભા રહેવું. ચાર, પાંચ કે છેવટે છ વાર ચીવર મેળવવાના ઉદ્દેશથી ત્યાં ઉભા રહીને જો મળે તો ઠીક. જે એથી વધારે પ્રયત્ન કરી એ ચીવરવસ્ત્ર મેળવે તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. જો એ ન મળે તો જેમના તરફથી ચીવરદ્રવ્ય**

**મળ્યું હોય તેમની પાસે જાતે જઇ કે દૂત મોકલીને કહેવું કે "ભિક્ષુને માટે તમે જે ચીવરદ્રવ્ય મોકલાવેલું તેનો એ ભિક્ષુને કંઇ પણ ઉપયોગ થયો નથી. તમારા દ્રવ્યની તપાસ કરો. એનો નાશ થવા દેશો નહિ." આવે પ્રસંગે આ શિષ્ટાચાર છે એવ સમજવું. ॥૧૦॥**

૩૦. **બુદ્ધ ભ**ગવાન **આ**ળવીમા **અ**ગ્ગાળવ ચૈત્યમા રહેતા હતા. તે વખતે પડ્વર્ગીય ભિક્ષુઓ રેશમવાળાઓ પાસે જઇ કહેતા કે, તમે ઘણા કોશેટા ઉકાળો છો, તેથી અમને પણ તેમાથી થોડા આપો અમે એ અમારી પથારી માટે વાપરીશું. એ રેશમવાળાઓ ભિક્ષુઓ પર ટીકા કરવા લાગ્યા, અને **ભ**ગવાને આ વાત જાણી. ત્યારે તેમણે નીચે પ્રમાણે નિયમ કર્યો —

**જે ભિક્ષુ રેશમમિશ્ર પથારી બનાવશે તેને નિસ્સગ્ગિય પાચિત્તિય આપત્તિ લાગશે. ॥૧૧॥**

૩૧. **બુદ્ધ ભ**ગવાન **વૈ**શાલીમા **મ**હાવનમા કૂટાગારશાલામા રહેતા હતા. તે વખતે **ષ**ડ્વર્ગીય ભિક્ષુઓ શુદ્ધ કાળા ઊનની પથારી તૈયાર કરાવતા હતા. લોકોમા એમના પર ટીકા થવા લાગી. આ **શા**ક્યપુત્રીય શ્રમણો મોજીલા ગૃહસ્થોની માફક શુદ્ધ કાળા ઊનનું બિછાનુ બનાવડાવે છે શાને ? આ વાત **ભ**ગવાનના કાન પર ગઈ ત્યારે એમણે **ષ**ડ્વર્ગીયોનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચેનો નિયમ કર્યો —

**જે ભિક્ષુ શુદ્ધ કાળા ઊનની પથારી બનાવડાવે તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૧૨॥**

૩૨. **બુદ્ધ ભ**ગવાન **શ્રા**વસ્તીમા **જે**તવનમા **અ**નાથપિંડિકના આરામમા રહેતા હતા. તે વખતે **ભ**ગવાને શુદ્ધ કાળા ઊનનું બિછાનું બનાવવાની મનાઇ કરેલી હોવાથી **ષ**ડ્વર્ગીય ભિક્ષુઓ થોડું ધોળું ઊન ભેળવીને શુદ્ધ કાળા ઊનનું બિછાનું બનાવતા. આ વાત

સજ્જન ભિક્ષુઓને પસંદ પડી નહિ, અને તેમણે એ **ભ**ગવાનને જણાવી. ત્યારે **ભ**ગવાને **પ**ડ્વર્ગીયોનો નિષેધ કર્યો અને ભિક્ષુએને માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**નવું બિછાનું બનાવનારા ભિક્ષુએ શુદ્ધ કાળા ઊનના બે ભાગ લેવા, ત્રીજો ભાગ ધોળા ઊનનો તથા ચોથો ભૂખરા રંગના ઊનનો લેવો. જે ભિક્ષુના બિછાનામાં બે ભાગ શુદ્ધ કાળા ઊનના, ત્રીજો ભાગ ધોળા ઊનનો અને ચોથો ભાગ ભૂખરા રંગના ઊનનો ન હોય તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૧૩॥**

૩૩. **બુદ્ધ ભ**ગવાન **શ્રા**વસ્તીમા **જે**તવનમા **અ**નાથપિંડિકના આરામમા રહેતા હતા. તે વખતમા ભિક્ષુઓ દર વરસે નવું બિછાનું બનાવતા; અને તેથી એમને ઊન માગતા ફરવું પડતું. લોકો એમના પર ટીકા કરવા લાગ્યા. **બુદ્ધ ભ**ગવાને આ વાત જાણી ત્યારે તેમણે ભિક્ષુઓનો નિષેધ કરી નીચે પ્રમાણે નિયમ કર્યો:—

"ભિક્ષુઓએ નવું બનાવેલું બિછાનું છ વરસ સુધી વાપરવું છ વરસ પહેલાં એ બિછાનાને કાઢી નાંખી અથવા એને કાઢી નાખ્યા વગર પણ જો કોઇ નવું બિછાનું બનાવે તો એને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

તે વખતે કૌશાંબીમા એક ભિક્ષુ માંદો હતો. અમે એની સંભાળ લઇશું એમ કહી એના જ્ઞાતિબંધુઓએ એને તેડવા માટે એની પાસે માણસ મોકલ્યો. ભિક્ષુઓએ પણ એને કહ્યું કે તું તારા જ્ઞાતિબંધુ-ઓને ત્યા જા; તેઓ તારી સેવા કરશે. એણે કહ્યું, "**ભ**ગવાને નિયમ કર્યો છે કે નવું બિછાનું ૭ વરસ સુધી વાપરવું. પણ હું માંદો હોવાથી બિછાનું સાથે લઇ જઇ શકું તેમ નથી; અને બિછાના વગર મને ચેન પડતું નથી. તેથી હું જઇશ નહિ." **ભ**ગવાને આ વાત જાણી; ત્યારે સંઘની અનુમતિથી માંદા ભિક્ષુએ નવું બિછાનું

બનાવવું એવી એમણે પરવાનગી આપી; અને ઉપરના નિયમમા આ પ્રમાણે ફેરફાર કર્યો—

**ભિક્ષુએ નવું બનાવેલું બિછાનું છ વરસ સુધી વાપરવું. સંઘની અનુમતિ વગર, છ વરસ પહેલાં, એ બિછાનું કાઢી નાંખી કે કાઢી નાંખ્યા વગર જે ભિક્ષુ નવું બિછાનું બનાવે તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૧૪ ॥**

૩૪. **બુદ્ધ ભ**ગવાન **શ્રા**વસ્તીમા **જે**તવનમા **અ**નાથપિંડિકના આરામમા રહેતા હતા. ત્યા **ભ**ગવાને ભિક્ષુઓને કહ્યું, "ત્રણ મહિના સુધી મારે એકાતમા રહેવું છે. એ વખત દરમિયાન ભિક્ષા લઇને આવનાર ભિક્ષુ વગર બીજા કોઇએ મારી પાસે આવવું નહિ. તે પ્રમાણે ભિક્ષુઓએ નિયમ કર્યો કે ભિક્ષા લઇને જનારા ભિક્ષુ વગર બીજા કોઇએ પણ **ભ**ગવાન પાસે જવું નહિ; જે જાય તેણે પાચિત્તિય આપત્તિ કબૂલ કરવી.

આયુષ્માન્ ઉપસેન **વં**ગંતપુત્ત પોતાના સાથીઓ સાથે **ભ**ગવાન પાસે આવ્યો અને નમસ્કાર કરી એક તરફ બેઠો. આગંતુક ભિક્ષુ સાથે સંભાષણ કરવાનો **બુદ્ધ ભ**ગવાનનો નિયમ હતો. તે પ્રમાણે **ભ**ગવાને ઉપસેનને કહ્યું, "ઉપસેન, તમારું ઠીક ચાલે છે ને? તમને પ્રવાસમાં ત્રાસ તો નથી પડ્યો ને?" ઉપસેને કહ્યું, "હા **ભ**ગવાન, અમારું ઠીક ચાલે છે. પ્રવાસમા અમને કોઈ પણ જાતની તકલીફ પડી નથી." ઉપસેનનો એક સાથી **ભ**ગવાનથી થોડે દૂર બેઠો હતો. તેને **ભ**ગવાને કહ્યું, "તારાં આ [1]પાંસુકૂલ ચીવર તને ગમે છે કે?"

તેણે કહ્યું "ના ભદંત; મને તે ગમતા નથી."

**ભ**૦—"ત્યારે તુ પાસુકૂલ ચીવર કેમ વાપરે છે?"

---

**૧. ધૂળમાં, સ્મશાનમાં** વગેરે ઠેકાણે પડેલાં **ચીથરાં** વીણીને **તેમાંથી** બનાવેલાં ભિક્ષુવસ્ત્ર **પાંસુકૂલ-ચીવર** કહેવાય **છે.**

"મારો ઉપાધ્યાય પાસુકૂલિક છે તેથી હું પણ પાસુકૂલિક છુ." તેણે કહ્યું.

ત્યારે **ભ**ગવાને ઉપસેનને કહ્યું, "આ તારા માણસો ઘણા સારા દેખાય છે. એમને તું કેવી રીતે શિક્ષણ આપે છે?" ઉપસેન બોલ્યો, "ભદંત, જે મારી પાસે આવી ઉપસંપદા માગે છે તેને હુ કહું છુ કે, હુ આરણ્યક (જંગલમા રહેનાર), પિંડપાતિક (ભિક્ષાન્ન પર નિર્વાહ કરનાર) અને પાસુકૂલિક (પાસુકૂલ ચીવર ધારણ કરનાર) છું, જો તુ પણ આરણ્યક, પિંડપાતિક અને પાસુ-કૂલિક થઈશ તો હુ તને ઉપસંપદા આપીશ. જો એ આ વાત કબૂલ કરે તો એને ઉપસંપદા આપું છુ; નહિ તો નથી આપતો તે જ પ્રમાણે જે નિશ્રય માગે છે તેને પણ આ વાત પસંદ હોય તો નિશ્રય આપુ છું, નહિ તો નથી આપતો. આવી રીતે હું મારાં માણસોને શિક્ષણ આપુ છું." **ભ**ગવાને કહ્યું, "ઘણું સારૂ. પણ ઉપસેન, **શ્રા**વસ્તીના સંઘે કરેલો નિયમ તું જાણે છે કે?" એણે નકારમાં જવાબ આપ્યો; એટલે **ભ**ગવાને એ નિયમ એને કહી સંભળાવ્યો. ત્યારે ઉપસેને કહ્યું, "અમે **બુ**દ્ધના શ્રાવકો ફાવે તેવો નિયમ કરતા નથી; અને કરેલો નિયમ તોડતા નથી; તથા નિયમ પ્રમાણે વર્તીએ છીએ. તેથી **શ્રા**વસ્તીનો સંઘ પોતાનો નિયમ પાળશે જ." ત્યારે **ભ**ગવાને એની સ્તુતિ કરી કહ્યું, "ઉપસેન, જે ભિક્ષુઓ આરણ્યક, પિંડપાતિક અને પાંસુકૂલિક વ્રત પાળે છે તેમને ફાવે ત્યારે મારી મુલાકાતે આવવાની હું રજા આપુ છું." તે વખતે ઉપસેનને પાચિત્તિય આપત્તિ લાગુ કરવાના ઉદ્દેશથી કેટલાક ભિક્ષુઓ દરવાજા બહાર ઉભા હતા. જ્યારે ઉપસેન પોતાની મંડળી સાથે બહાર આવ્યો ત્યારે એ ભિક્ષુઓએ **શ્રા**વસ્તીના સંઘે કરેલો નિયમ એને કહી સંભળાવ્યો. ત્યારે એણે કહ્યું કે આરણ્યક, પિંડપાતિક અને પાસુકૂલિક ભિક્ષુઓને ફાવે તે વખતે મળવા આવવાની **ભ**ગ-વાને રજા આપી છે.

આ વાત જ્યારે પ્રસિદ્ધ થઇ ત્યારે ભિક્ષુઓ ભગવાનને મળવાની ઇચ્છાથી પોતાના બિછાનાઓનો ત્યાગ કરી આરણ્યક, પિંડપાતિક અને પાસુકૂલિક વ્રત અંગીકારવા લાગ્યા. ત્રણ મહિના પછી ભિક્ષુઓના નિવાસસ્થાનનું અવલોકન કરતા આ બિછાના ભગવાનની નજરે પડયા. અને આ બિછાના કોણે નાંખી દીધા છે એવું એમણે' ભિક્ષુઓને પૂછ્યુ ભિક્ષુઓએ એમને બધી હકીકત કહી સંભળાવી ત્યારે ભગવાને ભિક્ષુઓને ભેગા કરી નીચે પ્રમાણે નિયમ કર્યો'—

**બેસવાનું આસન બનાવનારા ભિક્ષુએ જૂના આસનમાંથી, રંગ બદલવા માટે એક ચારે બાજૂ થઇ રહે એવો સુગતવિતસ્તિ જેટલો ભાગ લેવો. આવો કટકો લીધા વગર બેસવાનું આસન બનાવશે તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થશે. ॥ ૧૫ ॥**

૩૫. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦ આરામમા રહેતા હતા તે વખતે કોસલદેશમા પ્રવાસ કરી શ્રાવસ્તી આવતાં, માર્ગમા, એક ભિક્ષુને ઊન મળી આવ્યું. ઉત્તરાસગમા એનું પોટલું બાધી એ આગળ ચાલ્યો. એને જોઈ, 'તેં કેટલા પૈસા આપી આ ઊન વેચાતું લીધુ અને એ વેચતા તને શો નફો થશે?' એમ પૂછી પૂછી લોકો એની મશ્કરી કરવા લાગ્યા. આથી એ શરમાયો અને શ્રાવસ્તીના આરામમાં આવી પહોચ્યા પછી એણે એ ઊન ફેંકી દીધું. તેં આમ કેમ કર્યું એવું ભિક્ષુઓએ પૂછ્યું ત્યારે એ બોલ્યો, "આ ઊનને લીધે મારે લોકોએ કરેલી મશ્કરી સહન કરવી પડી." ભિક્ષુઓએ કહ્યું, "આ ઊન તેં કેટલે દૂરથી આણ્યું?" એ બોલ્યો, "મેં એ ત્રણ યોજન કરતા વધારે છેટેથી આણ્યું છે." એનું આ કૃત્ય સારા ભિક્ષુઓને ગમ્યું નહિ. તેમણે એ વાત ભગવાનને કરી; અને ભગવાને એ ભિક્ષુનો નિષેધ કરી ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**ભિક્ષુને વાટમાં ઊન મળી આવે અને એને જોઇતું**

**હોય તો એણે એનો સ્વીકાર કરવો; અને બીજો લઈ જનારો ન હોય તો ત્રણ યોજન સુધી જાતે લઈ જવું. એ કરતાં વધારે દૂર બીજો લઈ જનાર ન હોય તોપણ–લઈ જાય તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૧૬ ॥**

૩૬. **બુદ્ધ ભ**ગવાન **શા**ક્યદેશમા કપિલવસ્તુમાં **નિ**ગ્રોધારામમા રહેતા હતા તે વખતે **ષ**ડ્વર્ગીય ભિક્ષુઓ ભિક્ષુણીઓ પાસે ઊન ધોવડાવવા, રંગાવવા અને છૂટું કરવાની ફરજ પાડતા. તેથી તેમને અધિશીલ, અધિચિત્ત તથા અધિપ્રજ્ઞાનો અભ્યાસ કરવા વખત મળતો નહિ. **મ**હાપ્રજાપતી **ગો**તમી **ભ**ગવાનના દર્શન માટે ગએલી, ત્યારે ‘ભિક્ષુણીઓ દક્ષતાથી તો વર્તે છે ને?’ એવો **ભ**ગવાને પ્રશ્ન કર્યો. એણે કહ્યુ, “ભિક્ષુણીઓ હાલમા દક્ષતા લાવે ક્યાથી? ભિક્ષુઓ એમની પાસે ઊન ધોવડાવે છે, રંગાવે છે અને છૂટુ કરવાની ફરજ પાડે છે. તેથી એમને વખત જ મળતો નથી.” **ભ**ગવાને એને ધર્મોપદેશ કર્યો એટલે એ ત્યાથી ચાલી ગઇ. ત્યાર પછી **ભ**ગવાને ભિક્ષુઓને ભેગા કરી એ બાબતની તપાસ કરી. ત્યારે એ ભિક્ષુણીઓ **ષ**ડ્વર્ગીયોની જ્ઞાતિની નહોતી એવું એમને માલમ પડ્યું. તેથી **ભ**ગવાને **ષ**ડ્વર્ગીયોનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો.—

**જે ભિક્ષુ અજ્ઞાતિ ભિક્ષુણી પાસે ઊન ધોવડાવે, રંગાવે કે છૂટી કરવાની ફરજ પાડે તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૧૭ ॥**

૩૭. **બુદ્ધ ભ**ગવાન **રા**જગૃહમા **વે**ળુવનમાં રહેતા હતા. તે વખતે ઉપનદ **શા**ક્યપુત્રીય એક કુટુંબમાં જતો આવતો હતો. એને ત્યા ભિક્ષા મળતી; અને એ ઘરમા કોઇ નવી ખાવાની ચીજ બનાવવામાં આવી હોય તો તે ઉપનંદ માટે રાખી મૂકવામાં આવતી. એક દિવસે એ કુટુંબમાં માંસ તૈયાર કરવામાં આવ્યુ હતું, અને એમાંથી થોડુંક ઉપનંદ માટે રાખી મૂકવામાં આવ્યું હતું. પણ છોકરો

સવારમાં જ ઉઠીને ખાવા માટે રડવા લાગ્યો એટલે એ માસ એને આપવું પડ્યું જ્યારે ઉપનંદ આવ્યો ત્યારે એને આ વાત કરીને એ ગૃહસ્થે કહ્યું, "એ માસના બદલામા અમે તમારે માટે એક કાર્ષાપણ રાખી મૂક્યો છે. તેનુ હું તમને શુ લઈ આપુ?" ઉપનંદ બોલ્યો, "જો મને કાર્ષાપણનું દાન કરેલુ હોય તો એ જ મારા હાથમાં મૂકું એટલે થયુ." એ ગૃહસ્થે ઉપનંદને એ કાર્ષાપણ આપ્યો ખરો; પણ ઉપનંદનું કૃત્ય એને ગમ્યુ નહિ. એણે એ કૃત્ય પર ટીકા કરવા માડી. છેવટે એ વાત **ભ**ગવાનને કાને ગઈ **ભ**ગવાને ઉપનદનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો —

**જે ભિક્ષુ સોનારૂપાનું દ્રવ્ય લે, લેવડાવે કે નીચે મૂકેલાનો સ્વીકાર કરે તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૧૮ ॥**

૩૮. **બુદ્ધ ભ**ગવાન **શ્રા**વસ્તીમા **જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે **ષ**ડ્વર્ગીય ભિક્ષુઓ જૂદી જૂદી રીતે રૂપિયાની ધીરધાર કરતા હતા. ગૃહસ્થાશ્રમીઓની માફક આ **શા**કયપુત્રીય શ્રમણો રૂપિયા સાથે વ્યવહાર રાખે એ કેવું? એવી રીતે લોકો એમના પર ટીકા કરવા લાગ્યા **ભ**ગવાને આ વાત જાણી ત્યારે એમણે **ષ**ડ્વર્ગીયોનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો—

**જે ભિક્ષુ નાના પ્રકારે રૂપિયાનો વ્યવહાર (ધીરધાર વગેરે) કરે તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૧૯॥**

૩૯. **બુદ્ધ ભ**ગવાન **શ્રા**વસ્તીમા **જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે ઉપનંદ **શા**કયપુત્રીય ચીવર શીવવામા પ્રખ્યાત હતો. એણે લુગડાના કકડાઓમાથી એક સંઘાટી બનાવી, અને સારી રીતે રંગી તથા ઇસ્ત્રી કરી એ વાપરવા લાગ્યો. બીજા એક પરિવ્રાજકે એ જોઇ અને પોતાનું કિંમતી વસ્ત્ર આપી એના બદલામાં એની માગણી કરી. ઉપનંદે સંઘાટી આપી વસ્ત્ર લીધું. પરિવ્રાજકોના

આરામમા ગયા પછી, બીજા પરિવ્રાજકોની સાથે વાતચીત કરતાં એ પરિવ્રાજકને પોતાની ભૂલ માલમ પડી; અને એ ઉપનંદ પાસે આવી પોતાનું વસ્ત્ર પાછું માગવા લાગ્યો. તથા ઉપનંદે એ ન આપ્યું ત્યારે એના પર ટીકા કરવા લાગ્યો. આ વાત ભગવાનને કાને ગઈ ત્યારે એમણે ઉપનંદનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો.—

**જે ભિક્ષુ જૂદી જૂદી રીતે ક્રયવિક્રય કરે તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૨૦ ॥**

૪૦ બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦ આરામમા રહેતા હતા. તે વખતે ષડ્વર્ગીય ભિક્ષુઓ ઘણા ભિક્ષાપાત્ર સંઘરી રાખતા. વિહાર જોવા માટે આવેલા લોકો એ જોઇ ટીકા કરવા લાગ્યા કે જુઓને માટીના વાસણ વેચવાની દુકાન કાઢવી હોય તેમ આ ભિક્ષુઓએ કરેલા બધા પાત્ર સંઘરી રાખ્યા છે' આ વાત ભગવાને જાણી ત્યારે એમણે ષડ્વર્ગીયોનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો.—

"જે ભિક્ષુ (એક કરતાં) વધારે પાત્ર રાખશે તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થશે."

તે વખતે આયુષ્માન્ આનંદને એક અતિરેક (વધારાનું) પાત્ર પ્રાપ્ત થયુ હતું, અને એ સારિપુત્તને આપવાની એની ઇચ્છા હતી. સારિપુત્ત તે વખતે સાકેતમા રહેતો હતો. તે દસ દિવસની અંદર શ્રાવસ્તી આવનાર હતો. આ વાત આનંદે ભગવાનને કરી; ત્યારે એમણે દસ દિવસ સુધી અતિરેકપાત્ર રાખી મૂકવાની રજા આપી અને ઉપરના નિયમમા આ પ્રમાણે ફેરફાર કર્યો:—

**અતિરેક પાત્ર દસ દિવસ સુધી રાખી મૂકવું; એથી વધારે મુદત સુધી રાખી મૂકે તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૨૧ ॥**

૪૧. **બુદ્ધ ભગવાન શાક્યદેશમાં કપિલવસ્તુમાં નિગ્રોધારામમાં** રહેતા હતા તે વખતે એક કુંભારે, ભિક્ષુઓને પાત્ર જોઇતા હોય તો મને કહેવું એવી વિનંતી કરી હતી ભિક્ષુઓ જોઇએ તે કરતા વધારે પાત્રો એની પાસેથી લેવા લાગ્યા. જેમની પાસે નાના પાત્રો હતા તેઓ મોટા લેવા લાગ્યા અને જેમની પાસે મોટા હતા તેઓ નાના લેવા લાગ્યા. તેથી એ કુંભારને બીજા માટીના વાસણ બનાવવાને વખત મળતો નહિ, અને એથી એનો તથા એના છોકરા-છૈયાનો ભૂખમરો થવા લાગ્યો એ જોઇ લોકો ભિક્ષુઓની ટીકા કરવા લાગ્યા આ વાત **ભ**ગવાને જાણી, ત્યારે એમણે પાત્ર તૈયાર કરાવી લેવાની મનાઈ કરી. ત્યાર પછી એક ભિક્ષુનું પાત્ર ફૂટી ગયુ. **ભ**ગવાને પાત્ર તૈયાર કરાવી લેવાની મનાઇ કરેલી હોવાથી એ ભિક્ષુ પોતાના હાથમા જ ભિક્ષા ગ્રહણ કરવા લાગ્યો. લોકો કહેવા લાગ્યા કે "આ **શા**ક્યપુત્રીય શ્રમણો, બીજા પરિવ્રાજકોની (તિત્થિયોની) માફક અંજલિમા જ ભિક્ષા લે છે એ કેવું ?" આ વાત **ભ**ગવાને જાણી ત્યારે એમણે કહ્યું, "ભિક્ષુઓ, જેનું પાત્ર ફૂટી ગયું હોય તેને નવું પાત્ર તૈયાર કરાવી લેવાને મારી રજા છે." તે વખતે પાત્ર ફૂટી ગયુ હોય તો બીજુ તૈયાર કરાવી લેવાની **ભ**ગવાને રજા આપી છે એમ કહી **ષ**ડ્વર્ગીય ભિક્ષુઓ પાત્રને જરાક જેટલું નુકસાન થયું હોય તો પણ એ કુંભાર પાસેથી નવા પાત્રો તૈયાર કરાવી લેતા. તેથી પહેલાની માફક જ એ હેરાન થવા લાગ્યો. આ વાત **ભ**ગવાને જાણી; ત્યારે તેમણે **ષ**ડ્વર્ગીયોનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ પાંચ જગ્યાએ પાત્ર સાંધવાનો પ્રસંગ આવ્યા વગર બીજું પાત્ર તૈયાર કરાવી લે તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૨૨॥**

તે ભિક્ષુએ એ પાત્ર ભિક્ષુસંઘને આપવું; તથા ભિક્ષુસંઘે પોતાની પાસે જે કનિષ્ઠમાં કનિષ્ઠ પાત્ર હોય તે એને આપવું અને

'હે ભિક્ષુ, આ પાત્ર ફૂટે ત્યા સુધી તારે પોતાની પાસે રાખવુ,' એમ કહેવું. આવી પરિસ્થિતિમા આ શિષ્ટાચાર છે એમ સમજવું.

૪૨. **બુદ્ધ ભ**ગવાન **શ્રા**વસ્તીમા **જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે આયુષ્માન્ **પિ**લિંદવચ્છ **રા**જગૃહમા કોતરકામ કરાવવાના ઉદ્દેશથી એક ગુફા (લેણુ) સાફ કરાવતો હતો. **બિં**બિસાર રાજાએ એ જોઈ, ત્યા શા હેતુથી સાફસૂફ કરાવવામા આવે છે એવુ **પિ**લિંદવચ્છને પૂછ્યું. એણે રાજાને પોતાનો કોતરકામ કરાવવાનો ઉદ્દેશ જણાવ્યો. ત્યારે **બિં**બિસારે કહ્યું, "તમારે કોઇ [1]આરામિકની જરૂર છે?" **પિ**લિંદવચ્છે જવાબ આપ્યો, "**ભ**ગવાને આરામિક રાખવાની રજા નથી આપી." **બિં**બિસાર બોલ્યો, "એમ હોય તો **ભ**ગવાનને પૂછીને મને ખબર આપજો." **પિ**લિંદવચ્છે એક માણસની મારફત આ વાત **ભ**ગવાનને જણાવી. ત્યારે એમણે આરામિક રાખવાની ભિક્ષુઓને પરવાનગી આપી. બીજી વખત જયારે **બિં**બિસાર **પિ**લિંદવચ્છ પાસે આવ્યો ત્યારે એણે એ વાત રાજાને કહી. **બિં**બિસારે એને એક આરામિક મોકલી આપવાનું વચન આપ્યું. પરંતુ અનેક કાર્યોમા ગુંથાએલો હોવાથી આરામિક મોકલી આપવાની વાત એ ભૂલી ગયો. કેટલાક દિવસ પછી આ વાત એને યાદ આવી; ત્યારે આરામિક આપવાનું વચન આપ્યાને કેટલા દિવસ થઈ ગયા તેની એણે તપાસ કરી. મહામાત્રે ગણત્રી કરીને પાંચસો રાત થઈ ગઇ એવું રાજાને કહ્યુ; અને રાજાએ **પિ**લિંદવચ્છને એકદમ એટલા (પાચસો) આરામિકો મોકલી આપ્યા. એમનું એક ખાસું ગામડું વસ્યુ. એ **આરામિક-ગ્રામ** કે **પિલિંદ-ગ્રામ** એ નામથી ઓળખાવા લાગ્યું.

તે વખતે **પિ**લિંદવચ્છ એ ગામના કુટુંબોમાં ભિક્ષા માટે જતો હતો. એક દિવસ ત્યા ઉત્સવ હતો. ન્હાની છોકરીઓ, ઘરેણાં અને ફૂલના હાર ધારણ કરી રમતી હતી. **પિ**લિંદવચ્છ ભિક્ષા

---

૧. આરામમાં કામ કરનાર મજૂર.

ग्रहणु करतो करतो એક આરામિકને ત્યા જઇ પહોંચ્યો; અને ત્યા એને માટે ગોઠવેલા આસન પર બેઠો. એ આરામિકની છોકરી, ' મને ઘરેણાં આપો, મને હાર આપો, ' એમ કહી રડતી હતી, પિલિંદવચ્છે ' એ કેમ રડે છે ? ' એમ પૂછ્યુ, ત્યારે આરામિકે કહ્યું, " આ ઘરેણા અને હાર માગે છે. અમારા ગરીબ. લોકોને ત્યા ઘરેણા ને હાર ક્યાથી હોય ? " પિલિંદવચ્છે એક ઘાસનું ગુંછળું લઇ, આરામિકને એ છોકરીના માથા પર મૂકવાનું કહ્યું એ એના માથા પર મૂકતાની સાથે જ એનો એક સોનાનો હાર થઇ ગયો. એવી જાતનો સુવર્ણહાર રાજાના અંતપુરમા પણ ન હતો. આરામિકે એ ક્યાકથી ચોરી આણ્યો હશે એવો વહેમ આવવાથી એ આરામિક-કુટુબને પકડીને કેદ કરવામા આવ્યુ. ત્યારે પિલિંદવચ્છ જાતે રાજમહેલમાં ગયો અને 'આ આરામિક-કુટુંબને કેમ કેદ કરવામા આવ્યુ છે ?' એવો બિંબિસાર રાજાને પ્રશ્ન કર્યો રાજા બોલ્યો, " આવી જાતનો સુવર્ણહાર એ આરામિકના ઘરમા કયાથી હોય ? એણે એ ચોરી આણેલો જ હોવો જોઇએ; તેથી એ કુટુબને કેદ કરવામા આવ્યું છે. " રાજાનુ એ કથન સાભળી, પિલિંદવચ્છે, ' રાજમહેલ સોનાનો થાઓ, ' એવો સંકલ્પ કર્યો. તેથી રાજમહેલ સોનાનો દેખાવા લાગ્યો પછી પિલિંદવચ્છે રાજાને કહ્યું, " આટલુ બધુ સોનું આપની પાસે કયાથી આવ્યું ? " રાજાએ એની સિદ્ધિ જાણી અને એ આરામિક કુટુંબને છોડી મૂકયુ. રાજમહેલમા પોતાની સિદ્ધિનો પ્રભાવ દેખાડી આપવાથી પિલિંદવચ્છની લોકોમા ઘણી કીર્તિ ફેલાઇ. અને લોકો એને ઘી, માખણ, તેલ, મધ તથા ગોળનો રસ એ પાંચ ઓસડો આપવા લાગ્યા એના સાથીઓ ઘડાઓ ભરી ભરીને આ ઓસડો સંઘરી રાખવા લાગ્યા. તેથી વિહારમા ઉદરની સંખ્યા વધવા લાગી. એ જોઈ લોકો કહેતા કે આ શાકયપુત્રીય શ્રમણો બિંબિસાર રાજાની માફક વિહારમાં કોઠાર બનાવવા લાગ્યા છે. આ વાત ભગવાને

જાણી, ત્યારે તેમણે એ ભિક્ષુઓનો નિષેધ કર્યો અને બધા ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**ઘી, માખણ, તેલ, મધ તથા ગોળનો રસ આ પાંચ ઔષધો અશક્ત ભિક્ષુઓને કામ લાગે છે. એને ઉપયોગ માટે સાત દિવસ સુધી સંઘરી રાખવાં. એથી વધારે દિવસ સંઘરી રાખે તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૨૩॥**

૪૩. **બુદ્ધ ભગ**વાન **શ્રા**વસ્તીમા **જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે ચોમાસામાં પંચીયા વાપરવાની **ભ**ગવાને રજા આપી હતી. **ષ**ડ્વર્ગીય ભિક્ષુઓ **ભ**ગવાને રજા આપી છે એમ કહી ચોમાસુ શરુ થતા પહેલા જ પચીયુ લઈ વાપરતા અને એ ફાટી જતા વરસાદમાં [1]નાગા જ ઉભા રહેતા. એમનું એ કૃત્ય સારા ભિક્ષુઓને ગમ્યુ નહિ. **ભ**ગવાને આ વાત જાણી ત્યારે તેમણે **ષ**ડ્-વર્ગીયોનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:-

**ઉન્હાળાના છેલ્લા મહિનામાં ચોમાસામાં વાપરવાનું પંચીયું મેળવવું, અને ઉન્હાળાના છેલ્લા પખવાડિયામાં એ વાપરવાની શરુઆત કરવી. એ મહિના પહેલાં જે પંચીયું મેળવે અને એ છેલ્લા પખવાડિયા પહેલાં વાપરે, તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૨૪ ॥**

૪૪. **બુદ્ધ ભગ**વાન **શ્રા**વસ્તીમા **જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે ઉપનંદ **શા**ક્યપુત્રે પોતાના ભિક્ષુ-ભાઇને કહ્યું, “ચાલ, આપણે મુસાફરીએ જઇએ.” એનું ચીવર જીર્ણ થએલું હોવાથી એ મુસાફરીએ જવા માટે રાજી ન હતો. તેથી ઉપનંદે એને નવું ચીવર આપ્યું. આગળ જતા, એને ખબર પડી કે **ભ**ગવાન મુસાફરીએ જનાર છે, તેથી ઉપનંદની સાથે મુસાફરીએ ન જતા

**૧ ભિક્ષુઓ પાસે ત્રણ ચીવરો રહેતાં પરંતુ તે ચીવરો તેમને હમેશ વાપરવાં પડતાં. અને આટલા માટે ચોમાસામાં વાપરવા માટે બીજું પંચીયું રાખવું પડતું.**

ભગવાનની સાથે જ જવાનું એણે નક્કી કર્યું. એણે એ વિચાર ઉપ-નંદને જણાવ્યો. પોતાની સાથે આવવાને એ કબૂલ નથી એમ જોઇ ઉપનંદે એને આપેલું ચીવર લઇ લીધું. આ વાત સારા ભિક્ષુઓને ગમી નહિ; અને ભગવાને એ વાત જાણી ત્યારે તેમણે ઉપનંદનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જો ભિક્ષુ પોતે બીજા ભિક્ષુને ચીવર આપી, પછીથી રીસ ચઢાવી એ ખૂંચવી લે કે ખૂંચાવી લેવડાવે તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૨૫ ॥**

૪૫. **બુદ્ધ ભગવાન રાજગૃહમાં વેણુવનમા** રહેતા હતા. તે વખતે **ષડ્વર્ગીય** ભિક્ષુઓએ ચીવર બનાવવાની મોસમમા ઘણું સુતર માગી લીધુ. ચીવર બનાવી રહ્યા પછી પણ સુતર વધ્યું ત્યારે વધારે સુતર માગી આણી, એમણે વણકરો પાસેથી ચીવર વસ્ત્ર તૈયાર કરાવી લીધા. તોપણ સુતર વધ્યું. ફરીથી પણ સુતર માગી લઈ એમણે વધારે ચીવરવસ્ત્ર તૈયાર કરાવ્યાં. એ જોઇ લોકો એમના પર ટીકા કરવા લાગ્યા. આ વાત ભગવાને જાણી ત્યારે તેમણે એમનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો —

**જે ભિક્ષુ જાતે સુતર ભેગું કરી વણકરો પાસેથી ચીવરવસ્ત્ર વણાવી લે, તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૨૬ ॥**

૪૬. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જે૦ અ૦** આરામમા રહેતા હતા તે વખતે એક માણસે મુસાફરીએ નીકળતી વખતે પોતાની સ્ત્રીને કહ્યું, "સુતર કાતીને અમુક વણકરને આપજે અને ચીવર-વસ્ત્ર તૈયાર કરાવી લેજે. પાછો આવ્યા પછી હું આર્ય ઉપનંદને ચીવર ઓઢાડીશ." આ એનું કથન એક પિંડપાતિક ભિક્ષુએ સાભળ્યું, અને એણે એ વાત ઉપનંદને કહી. ઉપનંદે એ વણકર પાસે જઇ એને કહ્યું, "આ ચીવરવસ્ત્ર મારે માટે તૈયાર થાય છે. તુ એને લાબું, પહોળું, ઘટ્ટ, સારી રીતે વણેલું, સુંવાળું અને

અને ચળકતું તથા સારી રીતે ધોએલું એવું બનાવ." એણે કહ્યું, "ભદંત, મને એણે આટલું જ સુતર આપ્યું છે. આટલા સુતરથી લાંબું, પહોળું, ઘટ્ટ, સુંવાળું અને ચળકતુ, ચીવરવસ્ત્ર બનાવી શકાય તેમ નથી. પણ સારી રીતે વણેલું તથા સારી રીતે ધોએલું બનાવી શકાશે." પણ ઉપનંદે એ લાંબું, પહોળું તથા ઘટ્ટ જોઇએ એવો આગ્રહ કર્યો; અને એ સુતર તો ઓછું પડ્યું. તેથી એ વણકરે એ સ્ત્રી પાસે જઈ વધારે સુતરની માગણી કરી, અને એણે કારણ પૂછ્યું ત્યારે બનેલી બીના એને કહી સંભળાવી. એ સ્ત્રીએ એને પહેલા આપ્યું હતું એટલું જ બીજું વધારે સુતર આપ્યું, અને એ ચીવરવસ્ત્ર તૈયાર કરાવી લીધુ એનો પતિ ઘેર આવ્યો ત્યારે ઉપનંદ શાક્યપુત્ર એને ત્યા ગયો. એને જોઇ એ માણસને ચીવરવસ્ત્રનું સ્મરણ થયું. એણે સ્ત્રીને પૂછ્યું. સ્ત્રીએ એ વસ્ત્ર લાવી પતિને હવાલે કર્યું અને બનેલી સર્વ બીના કહી સંભળાવી. એણે એ ઉપનંદને આપ્યું તો ખરૂ; પણ એણે એના પર અને સામાન્ય રીતે શાક્યપુત્રીય શ્રમણો પર ટીકા કરવા માડી. અનુક્રમે આ વાત ભગવાનને કાને ગઇ. ભગવાને ઉપનંદનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો --

**કોઇ ભિક્ષુને માટે અજ્ઞાતિ ગૃહપતિ કે ગૃહપત્ની વણકરો પાસેથી ચીવરવસ્ત્ર વણાવતાં હોય અને અનધીષ્ટ ભિક્ષુ વણકર પાસે જઇ વિશિષ્ટ પ્રકારના ચીવર માટે પ્રેમ દર્શાવે; કહે કે આ ચીવર મારે માટે જ વણાવવામાં આવે છે; એને લાંબું, પહોળું, ઘટ્ટ, સારી રીતે વણેલું, સુંવાળું અને ચળકતુ અને સારી રીતે ધોએલું એવું બનાવો, એટલે અમે તમને કંઇ આપીશું. આમ કહી જો એ ભિક્ષુ એમને કંઈ—માત્ર ભિક્ષાન્ન પણ—આપે તો તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય** છે. ॥ ૨૭ ॥

૪૭. **બુદ્ધ** ભગવાન **શ્રાવસ્તીમાં જે૦ અ૦** આરામમાં રહેતા

હતા. તે વખતે એક મહામાત્રે મુસાફરીએ નીકળતી વખતે ભિક્ષુઓને સંદેશો મોકલ્યો કે તમારે આવીને ચોમાસામાં વાપરવા માટે ચીવર લઇ જવું. પરંતુ **ભ**ગવાને વર્ષાકાલિક ચીવર સ્વીકારવાની પરવાનગી ન આપેલી હોવાથી ભિક્ષુઓ આનાકાની કરવા લાગ્યા. એ મહામાત્રે કહ્યું, "મેં આવવા માટે સંદેશો મોકલાવ્યા છતાં ભદંત આવતા નથી એ કેવું? હુ લશ્કર સાથે જાઉં છું. કયારે મરીશ તેનો શો નિયમ?" **ભ**ગવાને આ વાત જાણી ત્યારે એ માટે ભિક્ષુઓને એમણે કહ્યું, "ભિક્ષુઓ, અત્યેક ચીવર લેવાની હું તમને રજા આપું છું." **ભ**ગવાને અત્યેક ચીવર ગ્રહણ કરવાની રજા આપી તેથી ભિક્ષુઓ અત્યેક ચીવરવસ્ત્રો ભેગા કરી એના પોટલા બાંધી મૂકવા લાગ્યા. **આ**નંદે એ જોયું; અને એણે એ વાત **ભ**ગવાનને જણાવી. **ભ**ગવાને એ ભિક્ષુઓનો નિષેધ કર્યો અને બધા ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો —

**કાર્તિક માસની પૂનમ પહેલાં દસ દિવસ ભિક્ષુઓને અત્યેક ચીવર આપવામાં આવશે. એ અત્યેક છે એમ લાગે તો એણે એનો સ્વીકાર કરવો, અને તે લઈ ચીવરવસ્ત્ર શીવતાં સુધી રાખી મૂકવું. એથી વધારે રાખી મૂકે તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૨૮ ॥**

૪૮. **બુદ્ધ ભ**ગવાન **શ્રા**વસ્તીમા **જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે ભિક્ષુઓ ચોમાસા પછી જંગલમાં રહેવા જતા. આ ભિક્ષુઓને ઘણા ચીવરો મળ્યા હશે એમ ધારી કાર્તિક મહિનામા ચોર લોકો એમને ત્રાસ આપતા. એ વાત **ભ**ગવાને જાણી. ત્યારે તે માટે ભિક્ષુઓને ભેગા કરી **ભ**ગવાને કહ્યું, "ભિક્ષુઓ, જંગલમાં રહેનારા ભિક્ષુઓને ત્રણમાથી એક ચીવર ગામમા મૂકી જવાની હું

* અત્યેક ચીવર એટલે મુસાફરીએ નીકળેલા માણસે, માંદા માણસે, ગર્ભિણી સ્ત્રીએ અથવા જેણે હમણાજ બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો છે એવા માણસે ચોમાસામાં આપેલું ચીવર.

રજા આપું છું." ભગવાનની પરવાનગી મળવાથી ભિક્ષુઓ ત્રણ-માંથી એક ચીવર ગામમાં રાખી વનમાં જતા. આવાં ચીવરો ઘણા દિવસ ગામમાં રહેવાથી નાશ પામતાં (ઉંદર વગેરે એ ફાડી ખાતા). આ વાતની ભગવાનને ખબર પડી; ત્યારે તેમણે ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો—

**ચોમાસું પૂરું થયા પછી–કાર્તિક માસની પૂનમ પછી–જે સ્થાનમાં ચોર વગેરેની બીક કે ત્રાસ હોય એવાં આરણ્યક–નિવાસસ્થાનોમાં રહેનારા ભિક્ષુઓએ જોઇએ તો ત્રણમાંથી એક ચીવર ગામમાં મૂકી જવું, અને કોઈ કારણસર જરૂર પડે તો છ દિવસ સુધી એ ચીવરથી દૂર રહેવું. ભિક્ષુઓની સંમતિ વગર એથી વધારે દિવસ એ ચીવરથી અળગો રહે તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૨૯ ॥**

૪૯. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે **શ્રાવસ્તીના** એક પૂગે[1] સંઘને માટે ભોજન તૈયાર કરી ચીવરવસ્ત્ર આપવાનો વિચાર કર્યો હતો. **ષડ્વર્ગીય** ભિક્ષુઓ એ પૂગ પાસે જઇ એ ચીવરવસ્ત્રો માગવા લાગ્યા. પણ પૂગના સભાસદોએ કહ્યું, "અમે દર વરસે સઘને જમાડી ચીવરવસ્ત્ર આપીએ છીએ તેથી આ ચીવરવસ્ત્રો તમને આપી શકાય નહિ.' ષડ્વર્ગીયોએ કહ્યું, "સંઘને દાન કરનારા ઘણા છે. પણ અમે માત્ર તમારા પર આધાર રાખીએ છીએ. તમે જો અમને ન આપો તો કોણ આપશે?" આમ અતિશય આગ્રહ કરવાથી એ પૂગે એ ચીવરવસ્ત્રો એમને આપ્યા. પછીથી સંઘને જમાડવામાં આવ્યા પછી બીજા ભિક્ષુઓએ કહ્યું, "હવે તમે તૈયાર કરી મૂકેલાં વસ્ત્ર સંઘને અર્પણ કરો." ત્યારે પૂગના સભાસદોએ કહ્યું, "અમે વસ્ત્ર ભેગા કર્યા હતા ખરાં; પરંતુ **ષડ્વર્ગીયોના** આગ્રહને લીધે એમને આપવા પડયાં." સારા ભિક્ષુઓને આ વાત ગમી નહિ; અને **ભગવાનને**

---

૧. પૂગ એટલે કારીગર લોકોનો સંઘ.

કાને એ વાત ગઈ ત્યારે **ભ**ગવાને **ષ**ડ્વર્ગીયોનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ જાણી જોઇને સંઘને થનારો લાભ પોતે મેળવી લે તેને નિસ્સગ્ગિય પાચિત્તિય પ્રાપ્ત થાય છે ॥૩૦॥**

## બાણું પાચિત્તિય

૫૦. **બુદ્ધ ભ**ગવાન **શ્રા**વસ્તીમા **જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે **હ**ત્થક **શા**ક્યપુત્ર વાદવિવાદ કરવામા ગૂંથાએલો હતો. બીજા પંથના પરિવ્રાજકો સાથે વાદવિવાદ કરતી વખતે, એક વખત પોતાનો અમુક મુદ્દો છે એમ કહી બીજી જ ક્ષણે એ મુદ્દો પોતાનો નથી જ એવું પ્રતિપાદન કરતો, અથવા એ વાત ઉડાડી દઈ બીજી જ વાત કરવા માડતો. અમુક વખતે અમુક ઠેકાણે વાદ માટે હાજર રહીશ એમ કહી તે વખતે હાજર થતો નહિ. ઇતર પંથના પરિવ્રાજકો તેના આ વર્તન પર ટીકા કરવા લાગ્યા **ભ**ગવાને આ વાત જાણી ત્યારે તેમણે એનો નિષેધ કર્યો. અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો —

**જે ભિક્ષુ જાણી જોઈને જૂઠું બોલે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૧॥**

૫૧. **બુદ્ધ ભ**ગવાન **શ્રા**વસ્તીમા **જે૦ અ૦** આરામમાં રહેતા હતા. તે વખતે **ષ**ડ્વર્ગીય ભિક્ષુઓ વિદ્વાન્ ભિક્ષુઓ સાથે કલહ કરી એમને ગાળો ભાડતા. તેથી એમનો નિષેધ કરી **ભ**ગવાને નીચે પ્રમાણે નિયમ કર્યો —

**કાળજામાં લાગે એવું બોલનારને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૨॥**

૫૨. **બુદ્ધ ભ**ગવાન **શ્રા**વસ્તીમાં **જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે **ષ**ડ્વર્ગીય ભિક્ષુઓ જેમનામા લઢવાડ કે ટંટો થયો હોય તેમની પરસ્પર ચાડી કરતા. તેથી **ભ**ગવાને એમનો નિષેધ કરી નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**ભિક્ષુની ચાડી કરનારને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૩॥**

૫૩. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે **પડ્વર્ગીય** ભિક્ષુઓ ઉપાસકો સાથે [1]શબ્દશઃ ધર્મ-વચનો બોલતા. તેથી ભિક્ષુઓ માટે ઉપાસકોના મનમાં જે માન હતુ તે ઓછું થવા લાગ્યુ. એ વાત સારા ભિક્ષુઓને ગમી નહિ. અને **ભગવાને** એ વાત જાણી ત્યારે એમણે **પડ્વર્ગીયોનો** નિષેધ કરી નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ અનુપસંપન્ન[2] સાથે શબ્દશઃ ધર્મવચન બોલે, તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૪॥**

૫૪. **બુદ્ધ ભગવાન આળવીમા અગ્ગાળવ ચેતિયમા** રહેતા હતા. તે વખતે ઉપાસકો ધર્મશ્રવણ માટે આરામમા આવતા. ધર્મ-દેશના થઇ રહ્યા પછી સ્થવિર ભિક્ષુઓ પોતાના વિહારમા જતા રહેતા. પણ નવક ભિક્ષુઓ ત્યા ઉપાસકો સાથે એક જ ઉપસ્થાન-શાલામા સૂઇ જતા. તેઓ કેટલીક વાર નાગા થઇ જતા. તેથી ઉપાસકો એમના પર ટીકા કરવા લાગ્યા. **ભગવાને** આ વાત જાણી ત્યારે તેમણે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

"જે ભિક્ષુ અનુપસંપન્નની સાથે એક સ્થાનમા સૂઈ જાય, તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

આ નિયમ કરી **ભગવાન આળવીથી કૌશાબી** આવ્યા અને ત્યા **બદરિકારામમા** રહેવા લાગ્યા. તે વખતે **રાહુલ** શ્રામણેર હતો તેને ભિક્ષુઓએ કહ્યું, "આપણે અનુપસંપન્નની સાથે એક સ્થાનમાં સૂઇ શકીએ તેમ નથી. તેથી તું તારી સૂવાની તજવીજ કરી લે." **રાહુલને** સૂઈ જવા માટે બીજી જગ્યા ન મળવાથી વર્ચકુટીમા (પાયખાનામાં) સૂઇ રહેવું પડ્યું. સવારમાં **ભગવાન** ત્યા ગયા ત્યારે

---

**૧ પ્રત્યેક શબ્દ પોતે બોલી સામા પાસે બોલાવવો તે.**

**૨ અનુપસંપન્ન એટલે જેને ઉપસંપદાવિધિથી સંઘમાં દાખલ કરવામાં આવ્યો ન હોય તેવો પુરુષ કે સ્ત્રી.**

એમણે રાહુલને ત્યાં જોયો. પોતાને ત્યાં કેમ સૂઇ જવું પડ્યું તે રાહુલે એમને કહી સંભળાવ્યું. ત્યારે ભિક્ષુઓને બોલાવી ભગવાને કહ્યું, "અનુપસંપન્નની સાથે બે ત્રણ રાત એક સ્થળે સૂઇ જવાની હું રજા આપુ છું." એમ કહી એમણે ઉપરના નિયમમાં આ પ્રમાણે ફેરફાર કર્યો—

**જે ભિક્ષુ અનુસંપન્નની સાથે બે ત્રણ રાત કરતાં વધારે રાત એક ઠેકાણે સૂવે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૫૫॥**

૫૫. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જે૦ અ૦ આરામમાં રહેતા હતા. તે વખતે આયુષ્માન્ અનુરુદ્ધ કોસલ દેશમા પ્રવાસ કરતો હતો ત્યારે શ્રાવસ્તી જતા માર્ગમા એક ગામમા તે આવી પહોંચ્યો. ત્યાં એક સ્ત્રીનું [1]આવસથાગાર હતુ. અનુરુદ્ધે એ સ્ત્રી પાસે ત્યાં એક રાત પડી રહેવાની રજા માગી; અને એ સ્ત્રીએ તે આપી. ત્યાર પછી ત્યા કેટલાક મુસાફરો આવી પહોચ્યા. એમને પણ અનુરુદ્ધની સંમતિથી એ આવસથાગારમા જગ્યા આપવામા આવી. અનુરુદ્ધને જોતાની સાથે જ તે સ્ત્રીનું મન વિકારવશ થયુ; અને એણે એને કહ્યું, "ભદંત, અહિં સૂવામાં તમને ઘણી ભીડ થશે. હું તમારી અંદર સૂવાની વ્યવસ્થા કરાવું છું." કંઇ પણ બોલ્યા વગર અનુરુદ્ધે એ વાત માન્ય કરી. રાત્રે એ સ્ત્રી સર્વ શણગાર સજી જે ઓરડીમા અનુરુદ્ધ સૂતો હતો ત્યા આવી અને એને કહ્યું, "ભદંત, આપ અત્યંત રૂપવાન છો, અને હું પણ કંઇ ઓછી રૂપવાન નથી. મને આપની અર્ધાંગી બનાવો." અનુરુદ્ધ કંઇ પણ બોલ્યો નહિ. ત્યારે તે સ્ત્રી ફરીથી બોલી, "મારો તમે સ્વીકાર કરો એટલુંજ નહિ, પણ મારી સંપત્તિનો પણ સ્વીકાર કરો." તોપણ અનુરુદ્ધ કંઇ પણ બોલ્યો નહિ. એટલે લૂગડા કાઢી નાખી એ સ્ત્રી અનુરુદ્ધની સામે આમથી તેમ ફરવા લાગી. ઘડીકમા એની સામે ઉભી રહે, ઘડીકમાં બેસે, ઘડીકમાં સૂઈ જાય. પણ અનુરુદ્ધે પોતાની ઇંદ્રિયોનું દમન કરી

---

૧ મુસાફરોને ઉતરવાનું સ્થાન–ધર્મશાળા.

એના તરફ બિલકુલ જોયું પણ નહિ. તેથી તે સ્ત્રી આશ્ચર્યચકિત થઇ, અને ફરીથી લૂગડાં પહેરી અનુરુદ્ધના પગ પર માથું મૂકી એની માફી માગી. અનુરુદ્ધે એને ક્ષમા કરી અને બીજે દિવસે એને ધર્મોપદેશ કરી એ ત્યાથી શ્રાવસ્તી ગયો. ત્યા એણે ભિક્ષુઓને આ વાત નિવેદન કરી. જ્યારે ભગવાને આ વાત જાણી ત્યારે તેમણે એનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ સ્ત્રી સાથે એક સ્થળે સૂઈ જાય તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૬ ॥**

૫૬. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦ આરામમાં રહેતા હતા. તે વખતે ઉદાયી શ્રાવસ્તીનાં ઘણા કુટુંબોમા આવજા કરતો હતો. આવા એક કુટુંબમા સાસુ બહારના દરવાજામાં બેઠી હતી; અને વહૂ અંદરના દરવાજામાં બેઠી હતી. ઉદાયી આ તરફ આવી સાસુના કાનમા ધર્મોપદેશ કરી વહૂ તરફ ગયો; અને એને પણ એણે એમ જ કાનમા ધર્મોપદેશ કર્યો. ત્યારે એ બંનેને એક બીજા માટે સંશય ઉત્પન્ન થયો; અને ઉદાયી કાન આગળ આવીને શું બોલતો હતો એવું બંનેએ એકબીજાને પૂછ્યું. એણે માત્ર ધર્મોપદેશ જ કર્યો હતો એવું જાણવામાં આવ્યું ત્યારે એ બંને એના પર ટીકા કરવા લાગ્યા. ક્રમે ક્રમે આ વાત ભગવાનને કાને ગઈ. એમણે ઉદાયીનો નિષેધ કરી ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

" જે ભિક્ષુ સ્ત્રીને ધર્મોપદેશ કરે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

તે વખતે ઉપાસિકાઓ ભિક્ષુઓને જોઈ અમને ઉપદેશ કરો એવી વિનંતિ કરતી. ભિક્ષુઓ કહેતા કે એમ કરવું તે બરાબર નથી. તેઓ કહેતી કે છેવટે પાચ છ વાક્યોથી પણ ધર્મોપદેશ કરો. પરંતુ ભિક્ષુઓ એમનું કહેવું ધ્યાનમાં લેતા નહિ. તેથી તેઓ ભિક્ષુઓ પર ટીકા કરવા લાગી. જ્યારે ભગવાને આ વાત જાણી ત્યારે તેમણે

સ્ત્રીઓને પાંચ છ વાક્યોથી ઉપદેશ કરવાની ભિક્ષુઓને રજા આપી અને ઉપરના નિયમમા આ પ્રમાણે ફેરફાર કર્યોઃ—

"જે ભિક્ષુ સ્ત્રીઓને પાચ છ વાક્યો કરતાં વધારે ધર્મોપદેશ કરે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

તે વખતે ષડ્વર્ગીય ભિક્ષુઓ ભગવાને આવી રીતે રજા આપેલી હોવાથી કોઈ અજાણ માણસને સ્ત્રી પાસે બેસાડી ખૂબ ધર્મોપદેશ કરતા. આ વાત ભગવાને જાણી; ત્યારે તેમનો નિષેધ કરી તેમણે ઉપરના નિયમમા આ પ્રમાણે ફેરફાર કર્યો—

**જે ભિક્ષુ સુજ્ઞ માણસની ગેરહાજરીમાં સ્ત્રીને પાંચ છ વાક્યોથી વધારે ધર્મોપદેશ કરે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૭॥**

૫૭. બુદ્ધ ભગવાન વૈશાલીમા મહાવનમા કૂટાગારશાલામા રહેતા હતા. તે વખતે કેટલાક નામાંકિત ભિક્ષુઓએ ચોમાસામા વલ્ગુમુદા નદીને કાઠે મુકામ કર્યો. [ બધી હકીકત કલમ ૪ પ્રમાણે સમજી લેવી. ] ચોમાસું પૂરૂં થયા પછી જ્યારે તેઓ ભગવાનના દર્શન માટે આવ્યા ત્યારે તેમણે એક બીજાને લોકોત્તર ધર્મજ્ઞાન થયુ છે એવું ગૃહસ્થોને કહેલું એ વાત ભગવાનના જાણવામા આવી. એમનામાંના ઘણાખરાને સાચેસાચું જ લોકોત્તર ધર્મનું જ્ઞાન થયું હતું. તો પણ એમનો નિષેધ કરી ભગવાને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો —

**જે ભિક્ષુ લોકોત્તર ધર્મ પ્રાપ્ત થયો છે એવું અનુપસંપન્નને કહે—આ વાત ખરી હોય તો પણ—તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૮ ॥**

૫૮. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જે૦ અ૦ આરામમા રહેતા હતા. તે વખતે ઉપનંદ શાક્યપુત્રની ષડ્વર્ગીય ભિક્ષુઓ સાથે લડવાડ થઇ હતી. એનાથી ચેતનાયુક્ત (ઇરાદા પૂર્વક કરેલો) વીર્યપાત કરવાની આપત્તિ થઇ હતી, અને સંઘે તેને એ માટે પરિવાસ

આપ્યો હતો. આવા સંજોગોમાં શ્રાવસ્તીમા એક પૂગે સંઘને નિમંત્રણ આપ્યું હતું. ત્યા ઉપનંદ એક બાજૂએ બેઠો. ષડ્વર્ગીય ભિક્ષુઓએ એ પૂગના માણસોને કહ્યું, "આ ઉપનંદને તમે ઘણું માન આપો છો, પણ એ જે હાથે દાયકોએ આપેલી ભિક્ષા ગ્રહણ કરે છે તેજ હાથે વીર્યપાત કરે છે. એ અપરાધને લીધે સંઘે એને પરિવાસ આપ્યો છે; અને તેથી એ બધાથી દૂર બેઠો છે. એમનું આ કથન સારા ભિક્ષુઓને ગમ્યું નહિ. ભગવાને જ્યારે આ વાત જાણી ત્યારે તેમણે ષડ્વર્ગીયોનો નિષેધ કર્યો, અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ સંઘની સંમતિ વગર બીજા ભિક્ષુની સંઘાદિશેષ આપત્તિ અનુપસંપન્નને કહે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૯ ॥**

૫૯. બુદ્ધ ભગવાન આળવીમા અગ્ગાળવ ચેતિયમા રહેતા હતા. તે વખતે આળવીના ભિક્ષુઓ બાધકામ કરવા માટે જમીન ખોદાવતા હતા. લોકો એમના પર ટીકા કરવા લાગ્યા. ભગવાને જ્યારે આ વાત જાણી ત્યારે તેમણે એ ભિક્ષુઓનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો·—

**જે ભિક્ષુ જમીન ખોદે કે ખોદાવે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૧૦ ॥**

૬૦. બુદ્ધ ભગવાન આળવીમાં અગ્ગાળવ ચેતિયમા રહેતા હતા. તે વખતે આળવીના ભિક્ષુઓ બાંધકામ માટે ઝાડો તોડતા અને તોડાવતા. આવી રીતે એક ભિક્ષુ એક ઝાડ કાપી નાખતો હતો ત્યારે એ વૃક્ષ પર રહેનારી વૃક્ષદેવતાએ એને કહ્યું, "ભદંત, તારૂં ઘર બનાવવા માટે મારા ઘરનો નાશ કરીશ નહિ." એનું વચન ન સાંભળતા ભિક્ષુએ એ ઝાડ કાપી નાખ્યું. એ નીચે પડયું ત્યારે એ દેવતાને તથા એના છોકરાઓને ઘણે ઠેકાણે વાગ્યું. એના મનમાં એ ભિક્ષુને ઠાર મારી નાંખું એવો વિચાર આવ્યો; પરંતુ

મન પર કાબુ રાખી, **ભગવાનની પાસે જઈ એણે બધી બીના** કહી સંભળાવી. એણે એ ભિક્ષુને મારી ન નાખ્યો તે માટે **ભગવાને** એની સ્તુતિ કરી અને ત્યાંથી થોડે દૂર એક છૂટું ઝાડ હતું તેના પર નિવાસ કરવા કહ્યું. ભિક્ષુઓ ઝાડ કાપી નાખતા તેથી લોકો પણ ભિક્ષુઓ પર ટીકા કરવા લાગ્યા. છેવટે **ભગવાને** ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**વનસ્પતિનો નાશ કરે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૧૧ ॥**

૧૧. **બુદ્ધ ભગવાન કૌશાબીમા ઘોષિતારામમા** રહેતા હતા. તે વખતે **છન્ન** ભિક્ષુ અનાચાર કરતો અને સંઘમા તપાસ થવા માંડે કે ફાવે તેમ બોલતો: કહેતો કે કોને આપત્તિ થઇ છે? કેવી રીતે થઇ? કોને વદતા? કેવી રીતે બોલતા? સારા ભિક્ષુઓને આ વાત ગમી નહિ; અને **ભગવાને** એ જાણી ત્યારે એમણે **છન્ન** ભિક્ષુનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો.—

"ફાવે તેમ બોલે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

તે વખતે **છન્ન** ભિક્ષુ ફાવે તેમ બોલવાથી આપત્તિ થાય છે એમ ધારી સંઘમાં ચૂપચાપ બેસી રહેતો; અને તેથી સંઘને ત્રાસ થતો. આ વાત **ભગવાને** જાણી ત્યારે તેમણે ઉપરના નિયમમા આ પ્રમાણે ફેરફાર કર્યો:—

**ફાવે તેમ બોલે અથવા મૌન ધારણ કરી સંઘને ત્રાસ આપે, તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૧૨ ॥**

૧૨. **બુદ્ધ ભગવાન** રાજગૃહમાં **વેળુવનમા** રહેતા હતા. તે વખતે સંઘની સૂવાની ને જમવાની વ્યવસ્થા **દબ્બ મલ્લપુત્ત** રાખતો હતો. **મેત્તિય** અને **ભુમ્મજક** એ બે ભિક્ષુઓ એની અવગણના કરવા લાગ્યા. તેથી **ભગવાને** ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

"અવગણના કરવાથી પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

અવગણના કરવાથી પાચિત્તિય થતું હોવાથી મેત્તિય અને ભુમ્મજક દબ્બની નિંદા કરવા લાગ્યા. તેથી ભગવાને ઉપરના નિયમમાં આ પ્રમાણે ફેરફાર કર્યો.

**અવગણના કે નિંદા કરવાથી પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૧૩ ॥**

૬૩. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦ આરામમા રહેતા હતા. તે વખતે શિયાળામા ભિક્ષુઓ ખુલ્લી જગ્યામાં માંચડો કે આસન નાખી તડકામા બેસતા; અને તેને પાછું સ્થાને મૂકી દીધા વગર કે બીજા કોઇને સુપરત કર્યા વગર ત્યા જ પડી રહેવા દઇ ચાલ્યા જતા. આ વાત ભગવાને જાણી ત્યારે એમનો નિષેધ કરી ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:--

**જે ભિક્ષુ સંઘનો માંચડો, બાજઠ, બિછાનું કે સાદડી ખુલ્લી જગ્યામાં પાથરી કે પથરાવી, જતી વખતે એને ઠેકાણે ન મૂકી દે કે બીજા પાસે મૂકાવી ન દે, અથવા બીજાને કહ્યા વગર ચાલ્યો જાય તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૧૪ ॥**

૬૪. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦ આરામમાં રહેતા હતા. તે વખતે સપ્તદશવર્ગીય ભિક્ષુઓ એક બીજા સાથે મિત્રતાથી વર્તતા. તેઓ એકત્ર જ રહેતા અને સાથે જ મુસાફરી કરતા. એક દિવસ તેઓ એક સાંઘિક વિહારમા પથારીઓ પાથરી સૂઇ ગયા અને જતી વખતે બિછાનાં એમના એમ રહેવા દઈ ચાલ્યા ગયા. તેથી પથારીઓને ઊધઇ લાગી. આ વાત ભગવાને જાણી ત્યારે એમનો નિષેધ કરી ભગવાને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ સાંઘિક વિહારમાં પથારીઓ પાથરી કે પથરાવી જતી વખતે એમને ઠેકાણે મૂકાવી દીધા વગર અથવા**

**કોઇને કહ્યા વગર ચાલ્યો જાય તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૧૫ ॥**

૬૫. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે **ષડ્વર્ગીય** ભિક્ષુઓ સારી સારી જગ્યાએ સૂવાના ઉદ્દેશથી પહેલેથી જ જઇ બેસતા. સ્થવિર ભિક્ષુઓ તેમને ત્યાથી ઉઠાડી મૂકતા; પણ **ષડ્વર્ગીય** ભિક્ષુઓ ભીડ કરી ત્યા જ સૂઇ જતા. આમ કરવામા એમનો એટલો જ હેતુ હતો કે જેમને ભીડ થાય તે ત્યાથી ઉઠીને ચાલ્યો જાય. એ વાત **ભ**ગવાને જાણી ત્યારે તેમણે ષડ્વર્ગીયોનો નિષેધ કરી ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો –

**જે ભિક્ષુ, સાંઘિક વિહારમાં પહેલેથી આવીને રહેલા ભિક્ષુઓને ભીડ થાય અને તેઓ ત્યાંથી ચાલ્યા જાય એ હેતુથી જાણી જોઇને ભીડ કરી સૂઈ જાય, તેને એ જ કારણ-થી પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૧૬ ॥**

૬૬. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે **સપ્તદશવર્ગીય** ભિક્ષુઓએ એક ગામડી વિહાર સાફ-સૂફ કરવા માડયો હતો. એ સાફસૂફ થઇ રહેતા સુધી **ષડ્વર્ગીય** ભિક્ષુઓએ રાહ જોઇ; અને વિહાર સાફસૂફ થઈ રહ્યા પછી **સપ્ત**-દશવર્ગીયોને ત્યાથી કાઢી મૂકી પોતે જ ત્યા રહેવા લાગ્યા. **સપ્તદશ**-વર્ગીયોએ એમને ખૂબ વિનવ્યા, પણ **ષડ્વર્ગીયો**એ એમને અંદર રહેવા દીધા નહિ. આ વાત **ભ**ગવાનને કાને ગઈ ત્યારે તેમણે ષડ્વર્ગી-યોનો નિષેધ કરી ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો —

**જે ભિક્ષુ બીજા ભિક્ષુ પર રીસ ચઢાવી સાંઘિક વિહારમાંથી એને બહાર કાઢી કે કઢાવી મૂકે, તેને પાચિ-ત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૧૭ ॥**

૬૭. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જે૦ અ૦** આરામમાં રહેતા હતા તે વખતે બે ભિક્ષુઓ સાઘિક વિહારમા બે માળની કુટીરમા

એક નીચલે માળે ને બીજો ઉપલે માળે એમ રહેતા હતા. ઉપલે માળે જમીનમાં ખોડેલો પાયાવાળો એક ખાટલો હતો. ઉપલે માળ રહેનારો ભિક્ષુ એકદમ જોરથી એ ખાટલાપર બેઠો. તેથી ખાટલાનો પાયો નીચે ખસ્યો અને નીચલે માળ રહેનારા ભિક્ષુના માથાને વાગવાથી ઘણી ઇજા થઈ; અને એણે બૂમાબૂમ કરી મૂકી. સારા ભિક્ષુઓને આ વાત ગમી નહિ, અને ભગવાને આ વાત જાણી ત્યારે તેમણે નીચે પ્રમાણે નિયમ કર્યો.—

**જે ભિક્ષુ સાંઘિક વિહારમાં બે માળની કુટીરમાં ઉપલા માળપર, જેના પાયા જમીનમાં ખોડેલા હોય એવા ખાટલા કે આસન પર બેસે અથવા સૂઈ જાય તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૧૮॥**

૬૮. બુદ્ધ ભગવાન કૌશામ્બીમા ઘોષિતારામમાં રહેતા હતા. તે વખતે આયુષ્માન્ છન્નના ઉપસ્થાયક મહામાત્રે છન્ન માટે એક વિહાર બનાવ્યો. છન્ન એ વિહારને છાપરા ઉપર છાપરૂ ચડાવતો અને ઉપરાઉપરી એની ભીતોને ધોળાવતો. તેથી ભાર વધી જઇ વિહાર પડવા લાગ્યો. એ સમો કરવા માટે તૃણકાષ્ઠ ભેગા કરતા છન્ને એક બ્રાહ્મણનું જવનું ખેતર બગાડી નાખ્યું. તેથી એ બ્રાહ્મણ ભિક્ષુઓ પર ટીકા કરવા લાગ્યો. ક્રમે ક્રમે આ વાત ભગવાનને કાને ગઇ. એમણે છન્નનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો—

**મોટો વિહાર કરાવનાર ભિક્ષુએ દરવાજાની બાજુએ ભૂંગળ રાખવાની જગ્યા સુધી તથા બારીઓ તરફ ધોળાવવા માટે તથા બે ત્રણ વખત છપ્પર તૈયાર કરવા માટે જ્યાં અનાજ વગેરે ન હોય એવી જગ્યાએ રહી ગોઠવણ કરવી. અનાજ વગેરે ન હોય એવી જગ્યાએ રહીને પણ એથી વધારે ધોળાવવાની કે છાપરૂં નાંખવાની ગોઠવણ કરે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૧૯॥**

૬૯. **બુદ્ધ ભગવાન આળવીમાં અગ્ગાળવ ચૈત્યમાં** રહેતા હતા. તે વખતે **આળવીના** ભિક્ષુઓ બાંધકામ કરતી વખતે જંતુઓ-વાળા પાણીથી ઘાસ તથા માટી પલાળતા અથવા બીજાઓ પાસે પલાળાવતા. આ વાત સારા ભિક્ષુઓને ગમી નહિ; અને એ **ભગવાનને** કાને જતા **ભગવાને** નીચે પ્રમાણે નિયમ કર્યો:— .

**જે ભિક્ષુ જાણી જોઇને જંતુઓવાળા પાણીથી ઘાસ કે માટી પલાળે કે બીજા પાસે પલાળાવે, તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૨૦॥**

૭૦. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જે૦ અ૦** આરામમાં રહેતા હતા તે વખતે સ્થવિર ભિક્ષુઓ ભિક્ષુણીઓને ઉપદેશ કરતા; અને તેથી તેમને ચીવર, પિંડપાત વગેરેનો લાભ થતો. એ જોઈ **ષડ્વર્ગીય** ભિક્ષુઓને લાગ્યું કે ભિક્ષુણીઓને ઉપદેશ કરવામાં લાભ રહેલો છે. તેથી ભિક્ષુણીઓ પાસે જઈ તેમણે કહ્યું, "બહેનો, અમે રહીએ છીએ તે તરફ આવતા રહેજો, એટલે અમે પણ તમને ઉપદેશ કરીશું." જ્યારે એ ભિક્ષુણીઓ એમની પાસે ગઇ ત્યારે એમણે ધર્મોપદેશ ઘણો જ થોડો કર્યો, અને નકામી વાતો ઘણી કરી ત્યાથી તેઓ **ભગવાનના** દર્શન માટે ગઇ, અને **ભગવાને** પૂછવાથી બનેલી બધી હકીકત કહી સંભળાવી. તેથી **ભગવાને** બધા ભિક્ષુઓને ભેગા કર્યા; અને **ષડ્વર્ગીયોનો** નિષેધ કર્યો; તથા ભિક્ષુણીઓને ઉપદેશ કરવા માટે સંઘે રીતસર ભિક્ષુની ચૂંટણી કરવી એવો નિયમ કર્યો. સંઘે પસંદ કરેલા ભિક્ષુએ ભિક્ષુણીને ઉપદેશ કરવો એવી અનુજ્ઞા આપી **ભગ-વાને** નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**સંઘની પસંદગી મેળવ્યા વગર જે ભિક્ષુઓ ભિક્ષુણી-ને ઉપદેશ કરે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૨૧ ॥**

**ભગવાને** આવો નિયમ કર્યો તેથી **ષડ્વર્ગીય** ભિક્ષુઓ પોતા-નામાથી કોઇની પસંદગી કરી ભિક્ષુણીઓને ઉપદેશ કરાવતા. તેથી **ભગવાને** તેમનો નિષેધ કરી ભિક્ષુઓને કહ્યું, "ભિક્ષુઓ, (૧)

જે ભિક્ષુ ચારિત્રવાન્ હોય, (૨) બહુશ્રુત હોય, (૩) જેને ભિક્ષુ–પ્રાતિમોક્ષ તથા ભિક્ષુણી–પ્રાતિમોક્ષ કંઠસ્થ હોય, (૪) જે ઉત્તમ વક્તા હોય, (૫) ભિક્ષુણીઓને જેનો ઉપદેશ ગમતો હોય, (૬) જે શક્તિમાન્ હોય, (૭) પ્રવ્રજ્યા લીધા પછીથી જેને હાથે સંઘાદિશેષ જેવી આપત્તિ ન થઇ હોય, તથા (૮) જેની ઉંમર વીસ વરસ કરતાં વધારે હોય, તેને જ ભિક્ષુણીઓને ઉપદેશ કરવા માટે પસંદ કરવો. આ આઠ ગુણોથી યુક્ત હોય તેને ભિક્ષુણીઓને ઉપદેશ કરવા માટે ચૂંટી કાઢવો એવી હું રજા આપું છું."

૭૧. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦ આરામમાં રહેતા હતા. તે વખતે સ્થવિર ભિક્ષુઓ વારા ફરતી ભિક્ષુણીઓને ઉપદેશ કરતા એક દિવસે ચૂળપંથકનો વારો હતો. ભિક્ષુણીઓએ કહ્યું, "આજે આર્ય ચૂળપંથક આપણને વિસ્તારથી ઉપદેશ ન કરતા, ફરી ફરીથી ઉદ્ગારગાથા જ સંભળાવ્યા કરશે." એમનું આ અનુમાન ખરૂ પડ્યુ. તેઓ ઉપદેશ સાભળવા માટે આવી ત્યારે ચૂળપંથકે આ ગાથા ગાઇ સંભળાવી—

**अधिचेतसो अप्पमज्जतो मुनिनो मोनपथेसु सिक्खतो ।**
**सोका न भवन्ति तादिनो उपसन्तस्स सदा सतीमतो ॥**

(સમાધિમાં અપ્રમત્ત રહેનાર, મૌનમાર્ગમા આત્મદમન કરતા શીખનાર, શાંત અને હંમેશા સ્મૃતિમાન્ મુનિને શોક કરવાનો પ્રસંગ આવતો નથી.)

પોતે કરેલું અનુમાન ખરૂં પડ્યું એમ ભિક્ષુણીઓ અંદર અંદર કહેવા લાગી. એમનું બોલવું ચૂળપંથકે સાભળ્યું; અને સિદ્ધિના બળથી આકાશમા ચંક્રમણ કરવા લાગ્યો–ઘડીકમા ઉભો રહે, બેસી જાય, સૂઈ જાય, ધૂમાડો ઉત્પન્ન કરે, અગ્નિ પ્રકટાવે, ઘડીકમા અદૃશ્ય થઈ જાય, અને ઉપરની જ ઉદ્ગારગાથા તથા બીજાં અનેક બુદ્ધવચન બોલ્યાં કરે. એ સાંભળી ભિક્ષુણીઓ કહેવા લાગી, "ચૂળપંથકના જેવો પ્રભાવશાળી ઉપદેશ અમે કદી પણ સાંભળ્યો નથી." પણ આ

ચૂળપંથકના ઉપદેશને લીધે ભિક્ષુણીઓને શહેરમા જતા મોડુ થયું; અને દરવાજા બંધ થઇ જવાથી રાત શહેર બહાર પસાર કરી સવારે શહેરમા જવું પડ્યું. એમને જોઈ લોકો કહેવા લાગ્યા કે આ ભિક્ષુણીઓ અબ્રહ્મચારિણી છે. રાત ભિક્ષુઓ સાથે પસાર કરી સવારે શહેરમા આવે છે. એમ થતા એ વાત ભગવાનને કાને ગઈ. એમણે ચૂળપંથકનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**સંઘે ચૂંટી કાઢેલો ભિક્ષુ પણ જો સૂર્યાસ્ત પછી ભિક્ષુણીને ઉપદેશ કરે તો એને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૨૨॥**

૭૨. **બુદ્ધ ભગવાન શાક્યદેશમા** કપિલવસ્તુમાં **નિગ્રોધારામમા** રહેતા હતા. તે વખતે **ષડ્વર્ગીય** ભિક્ષુઓ ભિક્ષુણી-ઉપાશ્રયમા જઇ ભિક્ષુણીઓને ઉપદેશ કરતા. આ વાત **ભગવાને** જાણી ત્યારે તેમણે **ષડ્**-વર્ગીયોનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો –

" જે ભિક્ષુ ભિક્ષુણી-ઉપાશ્રયમા જઈ ભિક્ષુણીને ઉપદેશ કરે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે.'

તે વખતે **મહાપ્રજાપતી ગોતમી** માદી હતી સ્થવિર ભિક્ષુઓ એની ખબર કાઢવા ગયા. એમને ધર્મોપદેશ કરવાની એણે વિનતિ કરી. પણ એમ કરવાની મનાઇ છે એમ કહી તેમણે ઉપદેશ કર્યો નહિ. ત્યાર પછી **ભગવાન મહાપ્રજાપતીને** મળવા માટે ગયા એણે એમને આ વાત કહી. ત્યારે **ભગવાને** ભિક્ષુઓને બોલાવી કહ્યું, " માદી ભિક્ષુણીને ભિક્ષુણીના ઉપાશ્રયમા જઇ ઉપદેશ કરવાની હું રજા આપુ છું." એમ કહી એમણે ઉપરના નિયમમા આ પ્રમાણે ફેરફાર કર્યો ––

**જે ભિક્ષુ યોગ્ય પ્રસંગ વગર ભિક્ષુણીના ઉપાશ્રયમાં જઈ ભિક્ષુણીને ઉપદેશ કરે, તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ભિક્ષુણી માંદગી ભોગવતી હોય તો એ પ્રસંગ આ બાબતમાં ઉપદેશ માટે યોગ્ય છે એમ સમજવું. ॥૨૩॥**

૭૩. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જે૦ અ૦ આરામમા રહેતા હતા. તે વખતે ભિક્ષુણીઓને ઉપદેશ કરવાને લીધે સ્થવિર ભિક્ષુઓને ચીવર, પિંડપાત વગેરેનો લાભ થતો. ષડ્વર્ગીય કહેતા કે સ્થવિર ભિક્ષુઓ માત્ર લાભની ખાતર જ ભિક્ષુણીઓને ઉપદેશ કરે છે. ભગવાને આ વાત જાણી ત્યારે તેમણે ષડ્વર્ગીયોનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**સ્થવિર ભિક્ષુઓ માત્ર લાભની ખાતર જ ભિક્ષુણીઓને ઉપદેશ કરે છે એમ જે ભિક્ષુ કહે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૨૪ ॥**

૭૪. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦ આરામમાં રહેતા હતા. તે વખતે એક ભિક્ષુ શ્રાવસ્તીની એક શેરીમા ભિક્ષા માગતો હતો. એક ભિક્ષુણી પણ ત્યા જ ભિક્ષા માટે જતી હતી. ત્યા એ બંનેને ઓળખાણ થયુ. એક વખત એ ભિક્ષુએ પેલી ભિક્ષુણીને ચીવર આપ્યુ. આ વાત સારા ભિક્ષુઓને ગમી નહિ....અને ભગવાને નીચે પ્રમાણે નિયમ કર્યો—

"જે ભિક્ષુ અજ્ઞાતિ ભિક્ષુણીને ચીવર આપે, તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

આવો નિયમ થવાથી કોઈ ચીજના બદલામા ભિક્ષુણી ચીવર માગે તો પણ ભિક્ષુઓ આપતા નહિ. ભગવાને આ વાત જાણી ત્યારે ચીજના બદલામાં ચીવર આપવાની એમણે રજા આપી; અને ઉપરના નિયમમાં આ પ્રમાણે ફેરફાર કર્યો:—

**જે ભિક્ષુ કોઇ ચીજના બદલા વગર અજ્ઞાતિ ભિક્ષુણીને ચીવર આપે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૨૫ ॥**

૭૫. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જે૦ અ૦ આરામમાં રહેતા હતા. તે વખતે ઉદાયી ભિક્ષુ ચીવર શીવવામાં પ્રખ્યાત હતો. એક ભિક્ષુણીએ એને ચીવર શીવી આપવા વિનંતી કરી. એણે ચાવર ઘણું સુંદર તૈયાર કર્યું; પણ એના પર એક બીભત્સ ચિત્રામણ

કાઢયું અને એ ભિક્ષુણીને કહ્યું કે, "આ ચીવરની ગઠી ભાંગ્યા વગર એમને એમ રહેવા દે, અને જ્યારે ભિક્ષુણી-સંઘ ઉપદેશ સાંભળવા માટે જાય ત્યારે એ ઓઢી બધાની પાછળ જજે." ભિક્ષુણીએ એમ કર્યું અને સ્વાભાવિક રીતે જ એ બીભત્સ ચિત્ર એની કે બીજી કોઈ ભિક્ષુણીની નજરે પડયું નહિ. પણ માર્ગમાં એ ચિત્રામણ જોઈ. લોકો ભિક્ષુણીઓની નિંદા કરવા લાગ્યા. આગળ જતા એ વાત ભગવાનના કાન પર ગઈ; ત્યારે તેમણે ઉદાયીનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ અજ્ઞાતિ ભિક્ષુણીનું ચીવર શીવે કે બીજા પાસે શીવડાવે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૨૬ ॥**

૭૬. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જે૦ અ૦ આરામમા રહેતા હતા. તે વખતે ષડ્વર્ગીય ભિક્ષુઓ અગાઉથી સંકેત કરી ભિક્ષુણીઓ સાથે પ્રવાસ કરતા....તેથી ભગવાને નીચે પ્રમાણે નિયમ કર્યો—

"જે ભિક્ષુ અગાઉથી સંકેત કરી ભિક્ષુણી સાથે એક માર્ગે પ્રવાસ કરે-માત્ર એક ગામમાથી બીજા ગામમાં પણ જાય-તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

એક વખત કેટલાક ભિક્ષુઓ તથા ભિક્ષુણીઓ સાકેતથી શ્રાવસ્તી આવતા હતા. એ ભિક્ષુણીઓએ ભિક્ષુઓ સાથે પ્રવાસ કરવાનો પોતાનો વિચાર દર્શાવ્યો પણ ઉપરના નિયમને લીધે ભિક્ષુઓ તેમની વિનંતીને માન આપી શક્યા નહિ. તેમણે કહ્યું, "આપણે સાથે પ્રવાસ કરી શકીએ તેમ નથી. તમે આગળ જાઓ. અમે પાછળથી આવીશું." ભિક્ષુણીઓ બોલી, "ભિક્ષુઓનો દરજ્જો મોટો. તેથી તમે જ આગળ જાઓ. અમે પાછળ આવીશું." ભિક્ષુઓ આગળ ગયા, અને ભિક્ષુણીઓ પાછળથી આવતી હતી તેવામાં રસ્તામાં એમને ચોરોએ ઘેરી લીધી, એમના ચીવર હરી લીધાં અને એમના પર બળાત્કાર કર્યો. આ વાત ભગવાને જાણી ત્યારે તેમણે ઉપરના નિયમમાં આ પ્રમાણે ફેરફાર કર્યો—

**જે ભિક્ષુ યોગ્ય પ્રસંગ વગર સંકેત કરી ભિક્ષુણી સાથે એક માર્ગે પ્રવાસ કરે—માત્ર એક ગામમાંથી બીજા ગામમાં પણ જાય—તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. જે રસ્તે સથવારા સાથે જ પ્રવાસ કરવાનો હોય અને ચોર વગેરેની બીક હોય તે પ્રસંગને આ બાબતમાં યોગ્ય પ્રસંગ જાણવો. ॥ ૨૭ ॥**

૭૭. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે ષડ્વર્ગીય ભિક્ષુઓ સંકેત કરી ભિક્ષુણીઓ સાથે હોડીમાં પ્રવાસ કરતા. એમને જોઈ લોકો કહેવા લાગ્યા કે જેવી રીતે અમે અમારી સ્ત્રીઓ સાથે હોડીમા બેસી ક્રીડા કરીએ છીએ તેવી રીતે આ **શાક્યપુત્રીય શ્રમણો** ભિક્ષુણીઓ સાથે હોડીમા બેસી ક્રીડા કરે છે....તેથી **ભગવાને** આ પ્રમાણે નિયમ કર્યો:—

"જે ભિક્ષુ સંકેત કરી નદીની ઉપરવાશ કે નીચે જતી હોડીમા ભિક્ષુણી સાથે બેસે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

તે વખતે કેટલાક ભિક્ષુઓ અને ભિક્ષુણીઓ **સાકેતથી શ્રાવસ્તી** આવતા હતા. માર્ગમાં એક નદી આવી. ત્યા ભિક્ષુઓએ એમને કહ્યું, "તમે આગળ જાઓ; અમે પાછળથી આવીએ છીએ." ભિક્ષુણીઓએ ભિક્ષુઓને જ આગળ જવાને કહ્યું. તેઓ નદીપાર ગયા એટલામાં ચોરોએ ભિક્ષુણીઓના ચીવર હરી લીધા, અને એમના પર બળાત્કાર કર્યો. આ વાત જાણવામા આવી ત્યારે ભિક્ષુઓએ અને ભિક્ષુણીઓએ નદીપાર જનારી હોડીમાં સાથે બેસવું એવી રજા આપી **ભગવાને** ઉપરના નિયમમા આ પ્રમાણે ફેરફાર કર્યો:—

**જે ભિક્ષુ સંકેત કરી, નદીપાર જતી હોડી ઉપરાંત નદીની ઉપરવાશ કે નીચે જતી હોડીમાં ભિક્ષુણી સાથે બેસે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૨૮ ॥**

૭૮. **બુદ્ધ ભગવાન રાજગૃહમાં વેળુવનમાં** રહેતા હતા. તે

વખતે થુલ્લનંદા ભિક્ષુણી એક કુટુંબમાં આવજા કરતી હતી. એ કુટુંબમા એક દિવસે **સારિપુત્ત, મહામોગ્ગલ્લાન** વગેરે મહાસ્થવિરોને આમંત્રણ હતું. આ વાત જ્યારે થુલ્લનંદા ભિક્ષુણીએ જાણી ત્યારે તેણે એ ગૃહસ્થને કહ્યું, "તેં દેવદત્ત જેવા મોટા ભિક્ષુઓને નિમંત્રણ ન કરતાં આમને નિમંત્રણ કર્યું એ કેવું?" ભિક્ષુણી દ્વારા લોકોને કહી દેવદત્ત ભિક્ષા પ્રાપ્ત કરે છે એ વાત જ્યારે બહાર પડી ત્યારે **ભ**ગવાને એનો નિષેધ કરી ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો.—

"જે ભિક્ષુ જાણી જોઇને ભિક્ષુણીના કહેવાથી પ્રાપ્ત થએલું ભિક્ષાન્ન ખાય તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

તે વખતે એક ભિક્ષુ પોતાના કોઇ સગાને ત્યા ગયો. ઘણાં વર્ષો પછી ઘેર ગએલો હોવાથી એના સગાવહાલાઓએ એને માટે સારૂં ભોજન તૈયાર કર્યું. એ કુટુંબમાં આવજા કરનારી કોઈ ભિક્ષુણીએ કહ્યું, "ઠીક છે! આ આર્યને તમે જમાડો." ભિક્ષુણીના કહેવાથી પોતાને આ જમણ પ્રાપ્ત થાય છે એવી ભિક્ષુને શંકા આવી અને એણે એ અન્ન ગ્રહણ કર્યું નહિ. એ દિવસે ભિક્ષાટનનો સમય પણ થઇ ગએલો હોવાથી એને ઉપવાસ કરવો પડ્યો. આ વાત જાણવામા આવી ત્યારે **ભ**ગવાને ભિક્ષુઓને કહ્યું, "ગૃહસ્થોએ પ્રથમથી તૈયારી કરી મૂકેલી હોય છતાં ભિક્ષુણીના કહેવાથી અન્ન પ્રાપ્ત થાય તો પણ તે ગ્રહણ કરવાની હું રજા આપું છું." એમ કહી એમણે ઉપરના નિયમમાં આ પ્રમાણે ફેરફાર કર્યો:—

**જે જાણી જોઇને—ગૃહસ્થોએ પ્રથમથી તૈયારી ન કરેલી હોય ત્યારે—ભિક્ષુણીના કહેવાથી પ્રાપ્ત થએલું ભિક્ષાન્ન ખાય તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે ॥ ૨૯ ॥**

૭૯. **બુદ્ધ** ભગવાન **શ્રા**વસ્તીમા **જે૦ અ૦** આરામમા રહેતા હતા તે વખતે આયુષ્યમાન્ ઉદાયીની પૂર્વાશ્રમની સ્ત્રી ભિક્ષુણી થઈ હતી. એક દિવસે ઉદાયી એકલો જ એની સાથે વાતો કરતો બેઠો.

આ વાત સારા ભિક્ષુઓને ગમી નહિ; અને ભગવાને એ જાણ્યું ત્યારે ઉદાયીનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે આ પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ એકલો એકલી ભિક્ષુણી સાથે એકાંતમાં બેસે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૩૦ ॥**

૮૦. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦ આરામમા રહેતા હતા. તે વખતે શ્રાવસ્તીથી થોડે દૂર એક પૂગે શ્રમણોને ભિક્ષાન્ન આપવાનું શરૂ કર્યું હતું (એને આવસથ–પિંડ કહેતા.). ષડ્વર્ગીય ભિક્ષુઓ શ્રાવસ્તીમાં ભિક્ષા માટે ગએલા. ત્યા તેમને કંઇ પણ ન મળ્યું એટલે તેઓ તે પૂગના આવસથ તરફ ગયા. એમનો ત્યા સારી રીતે સત્કાર કરવામાં આવ્યો. એટલે ષડ્વર્ગીય ભિક્ષુઓ હંમેશા ત્યાં જ ભિક્ષા માટે જવા લાગ્યા. પછીથી એમણે એવો વિચાર કર્યો કે આરામમા જવાનું પણ શું કામ છે? પાછું બીજે દિવસે અહી આવવાનું જ છે. તેથી આપણે અહીયાં જ વાસો કરીએ. એ પ્રમાણે વિચાર કરી તેઓ ત્યાં જ રહ્યા. એમને જોઇ બીજા પંથના શ્રમણોએ ત્યાં જવાનું મૂકી દીધું. લોકો કહેવા લાગ્યા, "આ શાકયપુત્રીય શ્રમણો અહીંયાં જ મુકામ રાખી આવસથ–પિંડ ખાયાં કરે છે એ કેવું? આવસથ–પિંડ માત્ર આમને માટે જ નથી; પણ સર્વ પંથોના શ્રમણો માટે છે." ક્રમેક્રમે આ વાત ભગવાનને કાને ગઇ. તેમણે ષડ્વર્ગીયોનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

"આવસથ–પિંડ એક જ દિવસ ગ્રહણ કરવો. એથી વધારે દિવસ ગ્રહણ કરે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

તે વખતે આયુષ્માન્ સારિપુત્ત કોસલ દેશમાં પ્રવાસ કરતા કરતાં એક આવસથમા આવી પહોંચ્યો. ઘણે કાળે સ્થવિર આવેલો છે એમ કહી ત્યાંના લોકોએ એનો ઘણો સત્કાર કર્યો. તે જ દિવસે સાંજે એ માંદો પડયો, અને એ આવસથમાંથી બીજે

ઠેકાણે જઇ શક્યો નહિ. બીજે દિવસે એને માટે લોકોએ ભોજન તૈયાર કર્યું. પરંતુ **ભગવાને** એક કરતાં વધારે દિવસ આવસથ-પિંડ ગ્રહણ કરવાની મનાઈ કરેલી હોવાથી **સારિપુત્તે** એનો સ્વીકાર કર્યો નહિ. પછીથી એ વાત **ભગવાને** જાણી ત્યારે તેમણે માંદા ભિક્ષુને એકથી વધારે દિવસ આવસથમાં રહી ભિક્ષા ગ્રહણ કરવાની પરવાનગી આપી; અને ઉપરના નિયમમા આ પ્રમાણે ફેરફાર કર્યો—

**તંદુરસ્ત ભિક્ષુએ એક જ દિવસ આવસથ-પિંડ ગ્રહણ કરવો. એથી વધારે દિવસ ગ્રહણ કરે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૩૧॥**

૮૧. **બુદ્ધ ભગવાન રાજગૃહમા વેળુવનમા** રહેતા હતા. તે વખતે લોકો તરફથી કંઇ પણ મળતુ ન હોવાથી **દેવદત્ત** ઘેરઘેર જાતે કહી આવી પોતાને અને પોતાના સાથીઓ માટે ભિક્ષા મેળવતો. લોકો એના પર ટીકા કરવા લાગ્યા; અને **ભગવાને** એનો નિષેધ કરી ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો—

"ગણ[1] સાથે ભિક્ષા સ્વીકારનારને પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

આ નિયમમા **ભગવાને** જૂદે જૂદે પ્રસંગે ફેરફાર કર્યો. એ સર્વ ફેરફારનો સમાવેશ નીચેના નિયમમા કરેલો છે:—

**યોગ્ય પ્રસંગ વગર ગણ સાથે ભિક્ષા સ્વીકારવાથી પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ભિક્ષુ માંદગી ભોગવતો હોય, ચીવર બનાવવાનો વખત હોય, મુસાફરીએ નીકળવાનો વખત હોય, હોડીમાં પ્રવાસ કરવાનો વખત હોય, અથવા ભિક્ષુઓનો મોટો સમુદાય સાથે હોય તો એ આ બાબતમાં યોગ્ય પ્રસંગ છે એમ જાણવું. ॥૩૨॥**

---

૧. ગણ એટલે ચાર કે એથી વધારે ભિક્ષુઓનો સમુદાય. આવા સમુદાયે એક દિવસે એક જ ઠેકાણે ભોજન કરવું યોગ્ય નથી, એવો આ નિયમનો અર્થ છે.

૮૨. **બુદ્ધ ભ**ગવાન **વૈશાલી**માં **મ**હાવનમાં કૂટાગારશાલામાં રહેતા હતા. તે વખતે **વૈશાલી**માં ભિક્ષુઓને આમંત્રણ–પરંપરા ચાલૂ હતી. તેમા એક ગરીબ લુહારે આખા ભિક્ષુસંઘને એક દિવસ પોતાને ઘેર આમંત્રણ કર્યું. આ ગરીબ લુહાર તે શાનું જમણ આપે એવો વિચાર કરી ભિક્ષુઓએ પહેલેથી જ ભિક્ષાટન કરી જમી લીધું અને પછીથી એને ત્યા ગયા. એ ગરીબ લુહારને એના શેઠે વધારે રોજી આપવાથી અને આડોશીપાડોશીઓએ સારી રીતે મદદ કરવાથી એણે ભિક્ષુસંઘ માટે ઉત્તમ ભોજન તૈયાર કર્યું. પણ જમતી વખતે ભિક્ષુઓ બહુ ઓછું ખાવા લાગ્યા. એણે કહ્યું, "હું ગરીબ છું એમ માની તમે થોડું ખાશો નહિ. તમારે માટે ઘણું અન્ન તૈયાર કરેલું છે." ભિક્ષુઓએ કહ્યું, "અમે પહેલેથી જ ભિક્ષાટન કરીને આવ્યા છીએ. તેથી વધારે ખાવાની ઇચ્છા રહી નથી." ત્યારે એ ગરીબ લુહાર એમના પર ટીકા કરવા લાગ્યો કે મેં નિમંત્રણ કરેલું હોવા છતા ભિક્ષુઓ બીજે ઠેકાણે ભિક્ષા ગ્રહણ કરે એ કેવું?...**ભ**ગવાને આ બાબતમા નીચે પ્રમાણે નિયમ કર્યો:—

"**પરંપરાથી**[1] ભોજન કરવાથી પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

પછીથી જૂદે જૂદે પ્રસંગે આ નિયમમાં નીચે પ્રમાણે ફેરફાર કરવામાં આવ્યો:—

**યોગ્ય પ્રસંગ વગર પરંપરાથી ભોજન કરવાથી પાચિત્તિય પ્રાપ્ત થાય છે. માંદા હોવું, ચીવર બનાવવાનો વખત હોવો, એ આ બાબતમાં યોગ્ય પ્રસંગ છે એમ જાણવું. ॥૩૩॥**

૮૩. **બુદ્ધ ભ**ગવાન **શ્રા**વસ્તીમા **જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે કાણમાતા ઉપાસિકા ઘણી શ્રધ્ધાળુ હતી. એની છોકરી કાણાને બીજે ગામ પરણાવી હતી. એ પોતાને પિયર હતી

૧. એક આમંત્રણ આપેલું હોવા છતાં બીજે ઠેકાણે જમીને પાછું એ ઠેકાણે જમવા જવું એને પરંપરાથી ભોજન કરવું કહે છે.

ત્યારે એના ધણીએ એને તેડવા માટે એક માણસ મોકલ્યો. એને ખાલી હાથે મોકલવી ઠીક નહિ, એવા વિચારથી કાણમાતાએ એને માટે અપૂપ (વડાં) તૈયાર કર્યા. એટલામાં એક ભિક્ષુ ભિક્ષા માટે આવ્યો. એને એણે કેટલાક અપૂપ આપ્યા. એણે એ વાત બીજા ભિક્ષુને કહી ને બીજાએ ત્રીજાને કહી એ બધાએ ત્યા ભિક્ષા ગ્રહણ કરવાથી કાણમાતાએ તૈયાર કરેલા બધા અપૂપ ખલાસ થઈ ગયા. તેથી છોકરીને સાસરે મોકલવાનું એને મુલતવી રાખવું પડયુ. છોકરીને તેડવા માટે એના ધણીએ ફરીથી માણસ મોકલ્યો. ભિક્ષુઓએ ફરીથી પણ પહેલાની માફક ભિક્ષા માટે આવી બધા અપૂપ ખલાસ કર્યા. ત્રીજી વાર માણસ આવ્યો ત્યારે પણ આમ જ બન્યું. તેથી સ્ત્રીને મોકલતા નથી એમ કહી, રીસ ચઢાવી કાણાના ધણીએ બીજી વાર લગ્ન કર્યું. એ હકીકત કાણાએ જાણી ત્યારે તે રડવા લાગી. ભગવાન ભિક્ષા માટે આવ્યા ત્યારે કાણમાતાએ એમને આ હકીકત કહી સંભળાવી. ભગવાને બંનેને ધર્મોપદેશ કર્યો અને વિહારમા પાછા ગયા.

એ જ વખતે બીજી એક એવી વાત બની કે એક સાર્થ (વેપારીઓની પોઠ) રાજગૃહથી પ્રવાસે જવાની તૈયારીમાં હતો. એક ભિક્ષુ ત્યા ભિક્ષા માટે જઇ ચઢયો. સાર્થમાથી એક ઉપાસકે એને સાથવો આપ્યો. એણે એ વાત બીજા ભિક્ષુને કહી અને બીજાએ ત્રીજાને કહી, અને એમ કરતાં ઘણા ભિક્ષુઓના જાણવામાં એ વાત આવી. એ બધાએ ત્યાંજ ભિક્ષા ગ્રહણ કરવાથી એ ઉપાસકનો બધો સાથવો ખલાસ થઇ ગયો. એણે સાર્થનાં બીજાં માણસોને ત્યાં વધુ મુકામ કરવા માટે વિનંતી કરી. પણ તેઓ થોભ્યા નહિ. ફરીથી પાથેય તૈયાર કરી, બીજે દિવસે એમની પાછળ પાછળ જતાં માર્ગમા ચોરોએ એને લૂંટી લીધો. તેથી લોકો ભિક્ષુઓ પર ટીકા કરવા લાગ્યાઃ કહેવા લાગ્યા કે આ શાક્યપુત્રાય શ્રમણો પ્રમાણ જાણ્યા વિના ભિક્ષા ગ્રહણ કરે એ કેવું? આગળ જતાં ભગવાને

એ વાત જાણી, ત્યારે તેમણે એમનો નિષેધ કરી નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**ભિક્ષુ કોઇ કુટુંબમાં ભિક્ષા માટે જઇ ચઢતાં એને અપૂપ કે મંથ[1] ગ્રહણ કરવાની વિનંતી કરવામાં આવે તો તેણે બે ત્રણ પાત્ર ભરી એ ગ્રહણ કરવાં. એથી વધારે લે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. બે ત્રણ પાત્ર ભરી લઇ ભિક્ષુઓને વહેંચી આપવાં. આવે વખતે આ શિષ્ટાચાર છે એમ માનવું. ॥ ૩૪ ॥**

૮૪. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૰ અ૰** આરામમાં રહેતા હતા. તે વખતે એક બ્રાહ્મણે ભિક્ષુઓને નિમંત્રણ આપી જમાડયા. ભિક્ષુઓ એને ત્યા જમી પાછા એની પાડોશમા રહેતા પોતાનાં સગાંવહાલાંને ત્યાં જઇ જમ્યા. ભિક્ષુઓ ગયા પછી બ્રાહ્મણ આડોશી-પાડોશીને આમંત્રણ આપવા ગયો. પણ તેમણે કહ્યું, "તેં ભિક્ષુઓને જ પેટભરી જમાડયા નહિ, અને હવે અમને શા માટે બોલાવે છે ?" એ સાંભળી તે બ્રાહ્મણ ભિક્ષુઓ પર ટીકા કરવા લાગ્યો. એણે કહ્યું કે 'ભિક્ષુઓ મારે ઘેર જમી પાછા બીજાને ત્યા જમે એ કેવું ? શું હું એમને પેટભરીને જમાડી શકું તેમ નહોતું ?' આ વાત ક્રમે ક્રમે **ભ**ગવાને જાણી, ત્યારે તેમણે એ ભિક્ષુઓનો નિષેધ કરી બધા ભિક્ષુઓને માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

"જે ભિક્ષુ જમીને તૃપ્ત થયા પછી, ફરીથી જમે કે ખાય તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

તે વખતે માંદા ભિક્ષુઓ માટે લોકો સારૂં સારૂં ખાવાનું કરી મોકલતા. તેમાંથી જે બાકી રહેતું તે બહાર ફેંકી દેવામાં આવતું; અને એ ખાવા માટે ભેગા થએલા કાગડાઓ મોટેથી કોલાહલ કરી મૂકતા. **ભ**ગવાને **આનંદ** પાસે એની પૂછપરછ કરી ત્યારે **આનંદે** એ હકીકત **ભ**ગવાનને કહી સંભળાવી. ત્યારે **ભ**ગવાને ભિક્ષુઓને

---

**૧ મંથ એટલે મુસાફરીમાં ખાવા માટે તૈયાર કરેલો પદાર્થ.**

એકઠા કરી કહ્યું, "માંદા ભિક્ષુઓનું કે બીજા ભિક્ષુઓનું બાકી રહેલું અન્ન ગ્રહણ કરવાની હું રજા આપુ છું." એમ કહી ઉપરના નિયમમાં આ પ્રમાણે ફેરફાર કર્યો:—

**જે ભિક્ષુ જમીને તૃપ્ત થયા પછી ભિક્ષુના વધેલા અન્ન વગર બીજું અન્ન ખાય તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૩૫ ॥**

૮૫. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે બે ભિક્ષુઓ કોસલ દેશમાં પ્રવાસ કરતા હતા. એમાથી એક નિયમ પ્રમાણે વર્તતો નહિ; તેથી બીજો એને ઉપદેશ કરતો. તેથી પહેલાને એના પર રીસ ચઢી. એ બંને **શ્રાવસ્તીમા** આવી પહોચ્યા. ત્યા એક પૂગે સંઘને આપેલા ભોજન પ્રસંગે બીજા ભિક્ષુએ જમી લીધુ. પહેલો આ વાત જાણતો હતો. એણે આગ્રહ કરી એને ફરીથી પોતાના સગાને ત્યા જમાડયો. જમી રહ્યા પછી એને કહ્યું, "તું મને ઉપદેશ કરતો હતો, પણ આજે તો તુ પોતે પણ એક વખત જમ્યા છતાં ફરીથી જમ્યો." સારા ભિક્ષુઓને આ વાત ગમી નહિ. **ભગવાને** એ ભિક્ષુનો નિષેધ કર્યો અને બધા ભિક્ષુઓ માટે આ પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ બીજો ભિક્ષુ જમીને તૃપ્ત થયો હોય છતાં એને જાણી જોઇને આપત્તિ લાગુ કરવાના હેતુથી ભિક્ષુ-ઓએ ખાઇને વધેલા અન્ન વગર બીજું અન્ન ગ્રહણ કરવાનો આગ્રહ કરે, અને કહે કે 'હે ભિક્ષુ, આ અન્ન ગ્રહણ કર, આ જમણ જમ,' અને બીજો ભિક્ષુ એ અન્ન ગ્રહણ કરે તો તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૩૬ ॥**

૮૬. **બુદ્ધ ભગવાન રાજગૃહમાં** વેળુવનમાં રહેતા હતા. તે વખતે **રાજગૃહમા** પર્વત પર જાત્રા (**गिरग्गसमज्जो**) ભરાઈ હતી. **સપ્તદશવર્ગીય** ભિક્ષુઓ ત્યાં જઇ પહોચ્યા. લોકોએ એમને ન્હવાડી ધોવાડી જમાડયા અને ખાવાની ચીજો બાંધી આપી વિદાય કર્યા.

તેમણે આરામમાં આવી ષડ્‌વર્ગીયોને એ ખાવાની ચીજો આપવા માંડી. ત્યારે તેઓ વિકાળે (બપોર પછી) ખાય છે એમ કહી ષડ્‌વર્ગીયોએ તેમના પર ટીકા કરી...અને ભગવાને નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ વિકાળે ખાય કે જમે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૩૭ ॥**

૮૭. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦ આરામમા રહેતા હતા. તે વખતે આનંદનો ઉપાધ્યાય બેલટ્ટસીસ જંગલમા રહેતો હતો. તે ભિક્ષાટન કરી કોરો ભાત માગી લાવતો અને સૂકવી મૂકતો; અને જ્યારે ભિક્ષાટન માટે ન જાય ત્યારે એને પલાળીને ખાતો. આ વાત ભગવાને જાણી ત્યારે એનો નિષેધ કરી ભિક્ષુઓ માટે એમણે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ ખાવાની કે જમવાની ચીજો સંઘરી રાખીને ખાય કે જમે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૩૮ ॥**

૮૮. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જે૦ અ૦ આરામમાં રહેતા હતા. તે વખતે ષડ્‌વર્ગીય ભિક્ષુઓ ઉત્તમ પદાર્થો મંગાવીને ખાતા. લોકો એમના પર ટીકા કરવા લાગ્યા. ભગવાને આ વાત જાણી ત્યારે તેમણે ષડ્‌વર્ગીયોનો નિષેધ કરી નીચે પ્રમાણે નિયમ કર્યો:—

"ઘી, માંખણ, તેલ, મધ, ગોળનો રસ, માછલા, માસ, દૂધ અને દહીં વગેરે જેવા ઉત્તમ પદાર્થો જે ભિક્ષુ પોતાને માટે મંગાવીને ખાય, તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

તે વખતે ભિક્ષુઓ માંદા પડવા લાગ્યા. તેઓ કહેતા, "પહેલાં અમે ઘી, માખણ વગેરે પદાર્થો મંગાવીને ખાતા; અને તેથી અમને સારું થતું." આ વાત ભગવાને જાણી ત્યારે તેમણે ઉપરના નિયમમા ફેરફાર કર્યો:—

**ઘી, માખણ, તેલ, મધ, ગોળનો રસ, માછલાં, માંસ, દૂધ અને દહીં વગેરે જેવા ઉત્તમ પદાર્થો જે તંદુરસ્ત**

**ભિક્ષુ પોતાને માટે મંગાવીને ખાય તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૩૯ ॥**

૮૯. **બુદ્ધ ભગવાન વૈશાલીમાં મહાવનમાં** કૂટાગારશાલામાં રહેતા હતા. તે વખતે એક પાંસુકૂલિક (ચીંથરાનાં ચીવર વાપરનાર) ભિક્ષુ સ્મશાનમાં રહેતો હતો. એ લોકોએ આપેલું કંઇ પણ લેતો નહિ. સ્મશાનમાં ઝાડ નીચે કે ઉંમરા પર લોકોએ મૂકેલા પિંડ ખાઇને નિર્વાહ કરતો. લોકો એના પર ટીકા કરવા લાગ્યા...અને **ભ**ગવાને નીચે પ્રમાણે નિયમ કર્યો:—

"જે ભિક્ષુ ન આપેલો આહાર મ્હોંમાં નાખે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

ત્યારે ભિક્ષુઓને પાણી પીતા અને દાતણનો ઉપયોગ કરતાં સંકોચ થવા માંડ્યો. તેથી **ભ**ગવાને ઉપરના નિયમમાં આ પ્રમાણે ફેરફાર કર્યો:—

**જે ભિક્ષુ પાણી અને દાતણ વગર બીજો ન આપેલો આહાર મ્હોંમાં નાંખે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૪૦॥**

૯૦. **બુદ્ધ ભ**ગવાન વૈશાલીમા **મ**હાવનમાં કૂટાગારશાલામાં રહેતા હતા. તે વખતે સંઘને ઘણા ખાદ્ય પદાર્થો પ્રાપ્ત થયા હતા. **આ**નંદે વધેલા પદાર્થોનું શું કરવું એ સંબંધે **ભ**ગવાનને પૂછ્યું. ત્યારે **ભ**ગવાને એ પદાર્થો ગરીબગુરબાને વહેંચી આપવાને કહ્યું. તેમાં ઘણી પરિવ્રાજિકાઓ પણ હતી. **આ**નંદે દરેકને એક એક અપૂપ આપ્યો. પણ એક પરિવ્રાજિકાના પાત્રમાં ભૂલથી બે અપૂપ પડ્યા. ત્યારે બીજી પરિવ્રાજિકાઓ, આ તારો જાર છે એમ કહી એને ધુતકારવા લાગી.

તે જ વખતે બીજી એક એવી બીના બની કે એક આજીવક આરામમા આવી ચઢ્યો. તેને એક ભિક્ષુએ ખૂબ ઘી નાખી સારૂં અન્ન આપ્યું. એ લઇને એ ચાલ્યો ગયો. માર્ગમાં બીજા આજીવકે 'આ અન્ન કયાંથી આણ્યું ?' એવો

પ્રશ્ન કર્યો. એણે જવાબ આપ્યો, "મુંડગૃહપતિ શ્રમણ ગોતમની સમારાધનામાં આ અન્ન મને પ્રાપ્ત થયું." કેટલાક ઉપાસકોએ એનું આ કથન સાંભળ્યું; અને આરામમાં આવી **ભ**ગવાનને નમસ્કાર કરી કહ્યું, "આ તીર્થ્ય (તિત્થિય) બુદ્ધ, **ધર્મ** અને **સંઘ**ની નિંદા જ કરવાની તક શોધે છે; તેથી આવા લોકોને આર્યોએ (ભિક્ષુઓએ) પોતાને હાથે ભોજન આપવું નહિ." **ભ**ગવાને ધર્મોપદેશ કરી એ ઉપાસકોને રવાના કર્યા; અને એ બાબતમાં ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો—

**જે ભિક્ષુ અચેલક (નગ્ન) પરિવ્રાજકને કે પરિવ્રાજિકાને સ્વહસ્તે ખાવાના કે જમવાના પદાર્થ આપે, તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૪૧ ॥**

૯૧. **બુદ્ધ ભ**ગવાન **શ્રા**વસ્તીમાં **જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે ઉપનંદ **શા**કયપુત્રે પોતાનો ભાઇ જે એનો શિષ્ય હતો તેને કહ્યું, "ચાલ, આપણે ગામમાં ભિક્ષાટન માટે જઇએ." અને ગામમા ગયા પછી એને કંઇ પણ અપાવ્યા વગર કહ્યું, "તું અહિંથી ચાલ્યો જા. તારી સાથે બોલવું કે બેસવું ઉઠવું મને ગમતું નથી. હું એકલો હોઉં છું ત્યારે મને ઠીક પડે છે." મોડું થવાથી એના ભાઇને ભિક્ષા મળી નહિ. એણે પાછા આવી આ વાત ભિક્ષુઓને કહી...**ભ**ગવાને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ બીજા ભિક્ષુને કહે કે, ચાલ આપણે ગામમાં કે શહેરમાં ભિક્ષા માટે જઇએ, અને ત્યાં એને કંઈ અપાવીને કે અપાવ્યા વગર જા, તારી સાથે બોલવું કે બેસવું ઉઠવું મને પસંદ નથી, હું એકલો હોઉં ત્યારે જ મને બીજા સાથે બોલવું ને બેસવું ઉઠવું ગમે છે, એમ કહી એને પાછો મોકલે તો–એને લીધે જ—એને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૪૨ ॥**

૯૨. **બુદ્ધ ભ**ગવાન **શ્રા**વસ્તીમા **જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે ઉપનંદ **શા**કયપુત્ર પોતાના મિત્રને ત્યાં જઇ એની

સ્ત્રી સાથે શયનગૃહમાં બેઠો. એટલામાં એ મિત્ર ત્યાં આવ્યો; અને એણે ઉપનંદને ભિક્ષા અપાવીને જવાને કહ્યું. પણ એની સ્ત્રી એને થોડીવાર વધારે બેસવા માટે આગ્રહ કરવા લાગી. તેથી ઉપનંદ ત્યાં જ બેઠો. આ કૃત્ય એના મિત્રને ગમ્યું નહિ. એણે ઉપનંદની ટીકા કરવા માડી...અને ભગવાને આ સંબંધમાં નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ, સ્ત્રી પુરુષ સાથે રહેતાં હોય એવા ઘરમાં પ્રવેશ કરી અંદર બેસે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૪૩॥**

૯૩. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જે૦ અ૦ આરામમાં રહેતા હતા. તે વખતે ઉપનંદ શાક્યપુત્ર પોતાના મિત્રને ઘેર જઇ એની સ્ત્રી સાથે એકાંતમાં બેઠો. એ જોઈ એનો મિત્ર એની ટીકા કરવા લાગ્યો. ભગવાને આ વાત જાણી ત્યારે ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ સ્ત્રીસાથે એકાંત આસનમાં બેસે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૪૪ ॥**

૯૪. બીજે કોઇ પ્રસંગે ઉપનંદ આવી જ રીતે એકલો કોઇ એકલી સ્ત્રી સાથે એકાતમા બેઠો હતો. ભગવાને એ વાત જાણી અને નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ એકલો કોઇ એકલી સ્ત્રી સાથે એકાંતમાં બેસે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૪૫॥**

૯૫. બુદ્ધ ભગવાન રાજગૃહમા વેળુવનમા રહેતા હતા. તે વખતે ઉપનંદ શાક્યપુત્રના ઉપસ્થાયક કુટુંબમા ઉપનંદ અને બીજા ભિક્ષુઓને નિમંત્રણ હતું. બધા ભિક્ષુઓ આવીને પોતપોતાને આસને બેઠા; અને કહેવા લાગ્યા, “ વિકાળ થતાં પૂર્વે અમને ભોજન આપ.” પણ ઉપનંદ બીજાં કુટુંબોમા ફરતો હતો. તે આવ્યા વગર ઉપાસકે ભિક્ષુઓને ભોજન પીરસવાની ના પાડી. ઉપનંદને આવતાં વાર થઇ, અને તેથી ભિક્ષુઓ શાંતિથી જમી શક્યા નહિ. સારા

ભિક્ષુઓને આ વાત ગમી નહિ...અને ભગવાને નીચે પ્રમાણે નિયમ કર્યો:—

"જે ભિક્ષુ એક ઠેકાણેથી નિમંત્રણ આવ્યું હોય ને ભોજન પહેલા બીજાં કુટુંબોમાં ફર્યા કરે, તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

એક દિવસ ઉપનંદના ઉપસ્થાયક કુટુંબમાંથી વિહારમા કંઇ ખાવાનો પદાર્થ મોકલવામાં આવ્યો હતો; અને એ ઉપનંદને બતાવીને સંઘને આપવામાં આવે એવું કહેવડાવી મોકલ્યું હતું. ઉપનંદ ભિક્ષા માટે ગામમા ગયો હતો. તેથી ભગવાને કહ્યું કે એ પાછો આવતાં સુધી એ પદાર્થ એમને એમ જ રાખી મૂકવો. જમતા પહેલાં બીજાં કુટુંબોમા ફર્યા કરવાની મનાઇ કરેલી હોવાથી ઉપનંદ જમ્યા પછી ઓળખીતાં કુટુંબોમા ફરવા લાગ્યો; અને તેથી આરામમા આવતા એને ઘણી વાર થઈ. જમવાનો વખત થઇ જવાથી ભિક્ષુઓ એ પદાર્થ ખાઇ શકયા નહિ, અને એ માણસ એ પાછો લઇ ગયો. સારા ભિક્ષુઓને આ વાત ગમી નહિ; અને ભગવાને એ જાણી ત્યારે તેમણે ઉપરના નિયમમાં આ પ્રમાણે ફેરફાર કર્યો:—

"જે ભિક્ષુ એક ઠેકાણેથી નિમંત્રણ આવેલું હોય ને ભોજન પહેલા કે ભોજન પછી બીજાં કુટુંબોમાં ફર્યા કરે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

આગળ જતાં એક બે પ્રસંગે વળી આ નિયમમા નીચે પ્રમાણે ફેરફાર કરવામાં આવ્યો:—

**જે ભિક્ષુ યોગ્ય પ્રસંગ વગર, એક ઠેકાણેથી નિમંત્રણ આવેલું હોય ને ભોજન પછી બીજાં કુટુંબોમાં ફર્યા કરે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ચીવરદાનનો વખત અને ચીવર બનાવવાનો વખત એ આ બાબતમાં યોગ્ય પ્રસંગ છે એમ જાણવું. ॥ ૪૬ ॥**

૯૬. **બુદ્ધ ભગવાન શાકયદેશમાં કપિલવસ્તુમાં નિગ્રોધારામમાં**

રહેતા હતા. તે વખતે **મહાનામ શાક્યને** ઘેર ઘી, માખણ વગેરે ઔષધિ ચીજો હતી. ચોમાસામા સંઘને ઔષધિ પૂરી પાડવાની રજા આપવા માટે એણે **ભગવાનને** વિનંતી કરી; અને **ભગવાને** એ સ્થિતિમા ચોમાસામાં કોઈ ગૃહસ્થ ઔષધિ પૂરી પાડવાની વ્યવસ્થા રાખે તો તે સ્વીકારવાની ભિક્ષુઓને રજા આપી. પરંતુ ભિક્ષુઓ **મહાનામ શાક્ય** પાસે થોડા પ્રમાણમાં જ આ ચીજો માગતા. તેથી **મહાનામે** વધારે માગી લેવાની એમને વિનંતી કરી: તો પણ ભિક્ષુઓ એ અલ્પ પ્રમાણમા જ ગ્રહણ કરતા. તેથી **મહાનામે ભગવાનને** કહ્યું, "હું આખી જીંદગી સુધી ભિક્ષુઓને ઔષધિ પદાર્થ પૂરા પાડવા ઇચ્છુ છું." **ભગવાનને** એ વાત પણ કબૂલ રાખી.

તે વખતે **ષડ્વર્ગીય** ભિક્ષુઓ ઓઢવા પહેરવામા અવ્યવસ્થિત રીતે વર્તતા. એમને જોઇ **મહાનામે** કહ્યું, "તમે આમ અવ્યવસ્થિત રીતે કેમ વર્તો છો ?" એના આ કથનથી **ષડ્વર્ગીયોને** એના પર રીસ ચઢી; અને વેર લેવાના ઇરાદાથી તેઓ એની પાસે જઈ ઓસડ માટે એકદમ એક **દ્રોણ**× ભરી ઘી માગવા લાગ્યા. **મહાનામે** એમને એક દિવસ થોભવા કહ્યું, ત્યારે તેમણે કહ્યું, "તારી વિનંતીનો શો ઉપયોગ ? ઔષધિ પદાર્થ આપવાની તારી ઇચ્છા ન હોવા છતા તું સંઘને વિનતી કરે છે એ કેવું ?" એમનું આ કહેવું સાંભળી **મહાનામ** એમના પર ટીકા કરવા લાગ્યો. **ભગવાને** આ વાત જાણી ત્યારે તેમણે ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**તંદુરસ્ત ભિક્ષુએ ચોમાસામાં ઔષધિ ગ્રહણ કરવાની વિનંતીનો સ્વીકાર કરવો, બીજી વખત કરવામાં આવેલી વિનંતીનો પણ સ્વીકાર કરવો, અને હમેશાં ગ્રહણ કરવાની કોઇ વિનંતી કરે તો તેનો પણ સ્વીકાર કરવો. પરંતુ ઔષધિ ચીજો માગવામાં જે હદ ઓળંગે, તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૪૭ ॥**

---

×. **ચાર કુડવ** ( એક મુઠી ભરાય એટલું માપ ) એટલે એક **પ્રસ્થ**, ચાર **પ્રસ્થ** એટલે એક **આઢક** અને ચાર **આઢક** એટલે એક **દ્રોણ**.

૯૭. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જે૦ અ૦** આરામમાં રહેતા હતા. તે વખતે **પસેનદિકોસલ સૈન્ય** સાથે કૂચ કરતો હતો. **ષડ્વર્ગીય** ભિક્ષુઓ સૈન્યની કૂચ જોવા માટે ગયા. એમને જોઇ **પસેનદિ** રાજાએ પૂછ્યું, "તમે અહિં કેમ આવ્યા છો?" તેમણે કહ્યું, "અમે મહારાજના દર્શન માટે આવ્યા છીએ." રાજાએ કહ્યું, "યુદ્ધમાં આનંદ માનનારા મને જોઇને તમને શો ફાયદો થવાનો છે? તમારે માત્ર **ભગવાનનું** જ દર્શન કરવું એ જ યોગ્ય નથી શું?" **ષડ્**વર્ગીયોના આ કૃત્ય ઉપર લોકો ટીકા કરવા લાગ્યા...અને **ભગવાને** એ બાબતમાં નીચે પ્રમાણે નિયમ કર્યો:—

"જે ભિક્ષુ સૈન્ય કૂચ કરતુ હોય ત્યારે તે જોવા માટે જાય તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

તે વખતે એક ભિક્ષુનો મામો લશ્કરમાં માંદો પડયો હતો. એણે એ ભિક્ષુએ પોતાને આવી મળી જવું એવો સંદેશો કહાવ્યો. આ વાત એ ભિક્ષુએ **ભગવાનને** કહી, અને **ભગવાને** એવે પ્રસંગે, ખાસ કારણને લીધે, લશ્કરમાં જવાની રજા આપી અને ઉપરના નિયમમા આ પ્રમાણે ફેરફાર કર્યો:—

**જે ભિક્ષુ ખાસ કારણ વગર, સૈન્ય કૂચ કરતું હોય ત્યારે તે જોવા માટે જાય તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૪૮॥**

૯૮. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦** આરામમાં રહેતા હતા. તે વખતે **ષડ્વર્ગીય** ભિક્ષુઓ કોઈ કારણસર લશ્કરમા જતા અને ત્રણ દિવસ કરતા વધારે દિવસ રહેતા. લોકો એમના પર ટીકા કરવા લાગ્યા...અને **ભગવાને** નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**ભિક્ષુને કોઇ કારણસર લશ્કરમાં જવું પડે તો એણે બે ત્રણ દિવસ લશ્કરમાં રહેવું. એથી વધારે દિવસ રહે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૪૯ ॥**

૯૯. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦** આરામમાં રહેતા હતા. તે વખતે **ષડ્વર્ગીય** ભિક્ષુઓ બે ત્રણ દિવસ લશ્કરમાં રહેલા.

તે દરમિયાન તેઓ નિશાન તાકવાની જગ્યાએ, સેનાની ગણત્રી કરવાની જગ્યાએ, વ્યૂહ રચવાને સ્થળે અને અનીક (ટૂકડી) તૈયાર કરવાની જગ્યાએ જતા. તેમાથી એક ભિક્ષુને નિશાન તાકવાની જગ્યાએ ગએલો ત્યારે બાણ વાગ્યું. લોકો એની મશ્કરી કરવા લાગ્યા, કહેવા લાગ્યા કે, ભદંત, યુદ્ધ સારૂં થયું નહિ વારૂ ? તમે કેટલાં નિશાન તાકયા ? એ ભિક્ષુ ઘણો જ શરમાવા લાગ્યો. આગળ જતા એ વાત ભગવાને જાણી; ત્યારે તેમણે ષડ્વર્ગીયોનો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો—

**બે ત્રણ દિવસ લશ્કરમાં રહ્યો હોય તે દરમિયાન જે ભિક્ષુ નિશાન તાકવાની જગ્યાએ, લશ્કરની ગણત્રી કરવાની જગ્યાએ, વ્યૂહ રચવાને સ્થળે અને અનીક તૈયાર કરવાની જગ્યાએ જાય તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૫૦॥**

૧૦૦. **બુદ્ધ ભ**ગવાન **ચે**તિયદેશમા પ્રવાસ કરતા **ભદ્દ**વતિકા નામના ગામ તરફ જતા હતા. માર્ગમા ભરવાડ તથા ખેડૂતોએ એમને કહ્યું, “ ભદંત ! **ભદ્દ**વતિકાની પાસે આવેલા **આમ્ર**તીર્થમા આપ જશો નહિ. કારણ કે ત્યા જટિલના આશ્રમમા એક ભયંકર ઋદ્ધિમાન્ ઝેરી નાગ રહે છે. પણ એમનું કઇ પણ ન સાભળતા **ભ**ગવાન **ભદ્દ**વતિકા ગામ ગયા. **ભ**ગવાનના સંઘમાથી **સાગત** નામે એક ભિક્ષુ એ જટિલના આશ્રમમા જઈ એની અગ્નિશાળામા ઘાસનું આસન તૈયાર કરી પલાઠી વાળી ઘણી સાવચેતીથી એના પર બેઠો. એને જોઇ એ નાગ ક્રોધે ભરાયો, અને એણે મુખમાથી ધૂમાડો કાઢવાનો આરંભ કર્યો. **સાગ**તે પણ પોતાની સિદ્ધિના બળે ધૂમાડો કાઢવા માડયો. નાગ એ સહન કરી શકયો નહિ. એણે અગ્નિ કાઢવા માંડયો. **સાગ**તે પણ અગ્નિ કાઢ્યો અને પોતાની સિદ્ધિના બળથી એ નાગનું તેજ હરણ કર્યું. **ભ**ગવાન કેટલોક કાળ **ભદ્દ**વતિકામાં પસાર કરી, પ્રવાસ કરતા કરતા **કૌશાંબી** આવી પહોચ્યા. **સાગત** પણ એમની સાથે હતો. **આમ્ર**તીર્થમા રહેનારા નાગ સાથે યુદ્ધ

કરી **સાગતે** એનો પરાજય કર્યો એ વાર્તા **કૌશાંબીમા** પહેલેથી જ ફેલાઇ હતી. ત્યાંના ઉપાસકો **ભગવાનનું** સ્વાગત કરવા માટે આવ્યા. તેમણે **સાગતને** પૂછ્યું, "ભદંત, ભિક્ષુઓને અમારે શું આપવું?" **ષડ્વર્ગીય** ભિક્ષુઓએ કહ્યું, "**કાપોતિક** નામનો શુદ્ધ દારૂ ભિક્ષુઓને દુર્લભ છે. તેથી તમે એ તૈયાર કરો." તેથી એ ઉપાસકોએ પોતપોતાને ઘેર **કાપોતિક** શુદ્ધ દારૂ તૈયાર કર્યો અને જ્યારે **સાગત** ભિક્ષા માટે આવ્યો ત્યારે એને એ યથેચ્છ પાયો. એ પીને એ મત્ત થયો, અને શહેરના દરવાજામા આવી પડયો. કેટલાક ભિક્ષુઓ સાથે શહેરમાંથી આરામમાં આવતા, **ભગવાનની** એના પર નજર પડી: અને **ભગવાન** એને ભિક્ષુઓ પાસે ઉચકાવી આરામમાં લઇ ગયા. ભિક્ષુઓએ એને આરામમાં લઇ જઇ, **ભગવાનના** પગ તરફ એનું માથું મૂકી, એને જમીન પર સૂવાડયો; પણ દારૂના કેફમા ઉઠીને એ **ભગવાન** તરફ પગ કરીને સૂઈ ગયો. ત્યારે **ભગવાને** કહ્યું, "ભિક્ષુઓ, આ **સાગત** પહેલા **તથાગત** માટે માન નહોતો રાખતો કે?" "હા, ભદંત" ભિક્ષુઓએ જવાબ આપ્યો. "પણ હવે એ **તથાગત** માટે માન રાખે છે કે?" "ના, ભદંત." "ભિક્ષુઓ, આ જ **સાગતે** **આમ્રતીર્થના** નાગનો પરાજય કરેલો; નહિ વારૂ?" 'હા ભદંત." "પણ હવે એ નાગ સાથે લઢી શકશે કે?" "ના, ભદંત." "ભિક્ષુઓ, જેથી માણસ બેભાન થઇ જાય એવું પેય પીવું શું યોગ્ય છે?" "ના, ભદંત." આ રીતે **સાગતનો** નિષેધ કરી **ભગવાને** ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**સુરામેરયપાન[1] કરે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૫૧॥**

૧૦૧. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦** આરામમાં રહેતા હતા. તે વખતે **ષડ્વર્ગીય** ભિક્ષુઓએ **સપ્તદશવર્ગીયોમાથી** એકને ગલીપચી કરી હસાવ્યો. હસતાં હસતાં શ્વાસ રૂંધાઈ જઈ એ મરણ

1. મેરય એટલે એક જાતનો દારૂ. સુરામેરય શબ્દમાં સર્વ માદક પદાર્થોનો સમાવેશ થાય છે.

પામ્યો. સારા ભિક્ષુઓને આ વાત ગમી નહિ...અને ભગવાને આ સંબંધમાં નીચે પ્રમાણે નિયમ કર્યો—

**ગલીપચી કરનારને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૫૨ ॥**

૧૦૨. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જે૦ અ૦ આરામમા રહેતા હતા. તે વખતે સપ્તદશવર્ગીય ભિક્ષુઓ અચિરવતી નદીમાં જલક્રીડા કરતા. પસેનદિ રાજા મલ્લિકા રાણી સાથે પોતાના મહેલની અગાશીમાં બેઠો હતો. ભિક્ષુઓને જલક્રીડા કરતા જોઈ એણે રાણીને કહ્યું, "આ જો અર્હન્ત જલક્રીડા કરે છે." મલ્લિકા રાણી બોલી, "કા તો ભગવાને આ બાબતમા નિયમ કરેલો નહિ હોય, અથવા તો આ ભિક્ષુઓ અનભિજ્ઞ હોવા જોઇએ." આ ભિક્ષુઓ જલક્રીડા કરે છે એ હકીકત, પોતે જાતે કહ્યા વગર ભગવાન પોતાની મેળે જાણી શકે એવી એક યુક્તિ પસેનદિ કોસલરાજાએ શોધી કાઢી. એણે એ ભિક્ષુઓને બોલાવી ગોળનો એક રવો એમને આપ્યો, અને કહ્યું કે આ ભગવાન પાસે લઈ જાઓ. તેઓએ એ લઇ જઇ ભગવાનને આપ્યો, અને કહ્યુ કે એ પસેનદિ રાજાએ આપ્યો છે. રાજાએ તમને કયા જોયા, એવું ભગવાને પૂછ્યુ. એમણે કહ્યું કે અમે અચિરવતી નદીમા જલક્રીડા કરતા હતા ત્યા રાજાએ અમને જોયા. ભગવાને એમનો નિષેધ કર્યો, અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો.—

**જલક્રીડા કરવાથી પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૫૩ ॥**

૧૦૩. બુદ્ધ ભગવાન કૌશામ્બીમા ઘોષિતારામમા રહેતા હતા. તે વખતે છન્ન ભિક્ષુ સારી રીતે વર્તતો નહિ. તેને ભિક્ષુઓ, આ કરવું યોગ્ય નથી, પેલુ કરવું ઠીક નથી, એમ કહી શિખામણ આપતા. પણ એ હઠથી એવી રીતે જ વર્તતો. સારા ભિક્ષુઓને આ વાત ગમી નહિ...અને ભગવાને નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**અનાદર કરવાથી પાચિત્તિય થાય છે. ॥ ૫૪ ॥**

૧૦૪. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જે૦ અ૦ આરામમા રહેતા

હતા. તે વખતે ષડ્વર્ગીય ભિક્ષુઓ સપ્તદશવર્ગીય ભિક્ષુઓને બીવડાવતા અને તેથી તેઓ ગભરાઇ જઈ રડવા લાગતા. સારા ભિક્ષુઓને આ વાત ગમી નહિ...અને ભગવાને આ પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ બીજા ભિક્ષુને બીવડાવે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૫૫ ॥**

૧૦૫. **બુદ્ધ ભગવાન ભગ્ગદેશમા સુંસુમારમા ભેસકળાવનમાં** રહેતા હતા. તે વખતે શીઆળામા ભિક્ષુઓ તાપણી સળગાવી એમા એક મોટું લાકડું મૂકી આસપાસ તાપતા બેઠા હતા. એ લાકડાના પોલાણમાં એક મોટો કાળો સાપ હતો. એ બહાર નીકળ્યો અને ભિક્ષુઓની પાછળ પડયો. ભિક્ષુઓ આમ તેમ દોડવા લાગ્યા. સારા ભિક્ષુઓને આ વાત ગમી નહિ...અને ભગવાને નીચે પ્રમાણે નિયમ કર્યો:—

"જે ભિક્ષુ તાપવાના ઉદ્દેશથી દેવતા સળગાવે કે બીજા પાસે સળગાવડાવે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

આ નિયમમાં બે વખત નીચે પ્રમાણે ફેરફાર કરવામાં આવ્યો:–

**જે ભિક્ષુ ખાસ કારણ વગર, તાપવાના ઉદ્દેશથી દેવતા સળગાવે કે બીજા પાસે સળગાવડાવે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૫૬ ॥**

ભિક્ષુ માંદો હોય, દીવો સળગાવવો હોય કે અગ્નિશાળામા દેવતા સળગાવવો હોય, તો એવા કારણસર દેવતા સળગાવવામા આવે કે બીજા પાસેથી સળગાવડાવવામા આવે તો એમાં વાંધો નથી. એથી પાચિત્તિય થતું નથી.

૧૦૬. **બુદ્ધ ભગવાન રાજગૃહમા વેળુવનમાં** રહેતા હતા. તે વખતે ભિક્ષુઓ **તપોદમાં**[1] સ્નાન કરતા. એક દિવસ ભિક્ષુઓ ન્હાતા હતા ત્યારે **બિંબિસાર** રાજા ત્યા આવી પહોંચ્યો. પણ ભિક્ષુઓ

**૧. ઉન્હા પાણીનો ઝરો. હજી સુધી આ ઝરો કાયમ છે, અને આ ઝરામાં ન્હાવા માટે આજુબાજુના ગામના ઘણા લોકો આવે છે.**

ન્હાતા હોવાથી એને ન્હાવા માટે ઘણો વખત સુધી થોભવું પડ્યું. છેવટે સાંજે ઘણે મોડેથી એ સ્નાન કરવા પામ્યો; અને શહેરના દરવાજા બંધ હોવાથી રાત્રિ શહેરની બહાર પસાર કરી. સવારે એ **ભ**ગવાન હતા ત્યા આવી પહોચ્યો. **ભ**ગવાને આટલા વહેલા આવવાનુ કારણ પૂછ્યું, ત્યારે રાજાએ બનેલી બીના કહી સંભળાવી. **ભ**ગવાને એને ધર્મોપદેશ કર્યો અને એ ત્યાથી વદાય થયો. પછીથી **ભ**ગવાને બધા ભિક્ષુઓને ભેગા કર્યા અને વારંવાર ન્હાનારા ભિક્ષુ-ઓનો નિષેધ કરી નીચે પ્રમાણે નિયમ કર્યો—

"જે ભિક્ષુ એક વખત સ્નાન કર્યા પછી પંદર દિવસની અંદર બીજી વખત સ્નાન કરે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

આ નિયમમા વખતો વખત નીચે પ્રમાણે ફેરફાર કરવામા આવ્યા:—

**જે ભિક્ષુ એક વખત સ્નાન કર્યા પછી પંદર દિવસની અંદર યોગ્ય પ્રસંગ વગર, બીજી વખત સ્નાન કરે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ઉન્હાળાનો છેલ્લો દોઢ મહિનો તથા ચોમાસાનો પહેલો એક મહિનો મળી ગરમીના અઢી મહિના, માંદગીનો કાળ, મહેનત કર્યા પછી, પ્રવાસમાં હોવું, વાવાઝોડામાં સપડાવું, આ બાબતોનો યોગ્ય પ્રસંગમાં સમાવેશ થાય છે.** ॥ ૫૭ ॥

૧૦૭. **બુદ્ધ ભ**ગવાન **શ્રાવસ્તીમાં જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે કેટલાક ભિક્ષુઓ તથા પરિવ્રાજકો **સાકેતથી શ્રાવસ્તી** આવતા હતા. વાટમાં ચોરોએ એમનાં ચીવર હરી લીધાં. રાજ-સૈનિકોએ એ ચોરોને પકડ્યા; અને ભિક્ષુઓને પોતાનાં ચીવર ઓળખી લેવાને કહ્યું. પણ એ પરિવ્રાજકોના વસ્ત્રો ભેગા ભળી ગએલા હોવાથી તેઓ એ ઓળખી શક્યા નહિ. ત્યારે એ રાજ-સેનિકો ભિક્ષુઓની ટીકા કરવા લાગ્યા...અને **ભ**ગવાને આ પ્રમાણે નિયમ કર્યો:—

**નવું ચીવર મળે ત્યારે ભિક્ષુએ એના પર આસમાની રંગ, કાદવ કે કાળો રંગ, એમાંથી કોઈ એક ચીજથી ચિહ્ન કરવું. આ ત્રણમાંથી કોઇ એકનુ ચિહ્ન કર્યા વગર નવું ચીવર વાપરે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૫૮ ॥**

૧૦૮. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦ આરામમા રહેતા હતા. તે વખતે ઉપનંદ શાક્યપુત્ર 'મારા ભાઇને ચીવર આપેલું છે' એમ કહી એની સંમતિ વગર જ જાતે એ વાપરતો હતો. એના ભાઇએ જ એ વાત ભિક્ષુઓને કહી...અને ભગવાને નીચે પ્રમાણે નિયમ કર્યો.—

**જે ભિક્ષુ બીજા ભિક્ષુને, ભિક્ષુણીને, શીખનાર સ્ત્રીને, શ્રામણેરને કે શ્રામણેરીને ચીવર આપેલું છે એમ કહી જેને એ આપવામાં આવ્યું હોય તેની પરવાનગી વગર જાતે એ વાપરે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૫૯ ॥**

૧૦૯. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦ આરામમાં રહેતા હતા. તે વખતે સપ્તદશવર્ગીય ભિક્ષુઓ પોતાની ચીજો વ્યવસ્થિત રીતે રાખતા નહિ, અને ષડ્વર્ગીય ભિક્ષુઓ એ સંતાડી મૂકતા. સપ્તદશવર્ગીય એથી રડવા લાગતા. આ વાત સારા ભિક્ષુઓને ગમી નહિ...અને ભગવાને નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ બીજા ભિક્ષુનું પાત્ર, ચીવર, આસન, સોયની ડબી અથવા કંમરપટો સંતાડી મૂકે કે બીજા પાસે સંતાડી મૂકાવે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૬૦ ॥**

૧૧૦. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જે૦ અ૦ આરામમાં રહેતા હતા. આયુષ્માન્ ઉદાયી બાણ મારવામા હોશિયાર હતો. એને કાગડા ગમતા નહિ. એણે કાગડાઓ મારી નાંખી એમનાં માથાં સૂળીએ ચઢાવી મૂક્યાં. સારા ભિક્ષુઓને આ વાત ગમી નહિ; અને ભગવાને ઉદાયીનો નિષેધ કરી નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ જાણી જોઇને પ્રાણીઓને મારી નાખે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૬૧ ॥**

૧૧૧. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે **ષડ્**વર્ગીય ભિક્ષુઓ જાણી જોઈને જંતુઓવાળું પાણી વાપરતા. સારા ભિક્ષુઓને આ વાત ગમી નહિ...અને **ભ**ગવાને નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ જાણી જોઇને જંતુવાળું પાણી વાપરે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૬૨ ॥**

૧૧૨. **બુદ્ધ ભ**ગવાન **શ્રા**વસ્તીમા **જે૦ અ૦** આરામમાં રહેતા હતા. તે વખતે ષડ્વર્ગીય ભિક્ષુઓ, એક વખત નિયમસર ચૂકાદો થઇ ગયો હોય એવો કજીઓ ફરીથી ઉપસ્થિત કરતા; અને કહેતા કે 'કજીયાનો નિકાલ બરાબર થયો નથી; એનો ફરીથી ફેંસલો થવો જોઇએ.' સારા ભિક્ષુઓને આ વાત ગમી નહિ...અને **ભ**ગવાને નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ જાણી જોઈને એક વખત ફેંસલો થએલો કજીયો ફરીથી ઉપસ્થિત કરે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૬૩॥**

૧૧૩. **બુદ્ધ ભ**ગવાન **શ્રા**વસ્તીમા **જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે ઉપનંદ **શા**ક્યપુત્રને હાથે ચેતનાયુક્ત વીર્ય-પાતની આપત્તિ થઈ અને એણે આ વાત ભિક્ષુ-ભાઇને કહી, એ ગુપ્ત રાખવા કહ્યું. આગળ જતા એ વાત બહાર પડી...અને **ભગ**-વાને નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ બીજા ભિક્ષુની સંઘાદિશેષ જેવી આપત્તિ ખબર હોવા છતાં જાણી જોઇને ગુપ્ત રાખે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૬૪ ॥**

૧૧૪. **બુદ્ધ ભ**ગવાન **રા**જગૃહમા વેળુવનમા રહેતા હતા. તે વખતે **સ**પ્તદશવર્ગીય યુવકોમાં ઉપાલિ મુખ્ય હતો. ઉપાલિનાં

માબાપને એવી ચિંતા પેઠી કે, આપણા મરણ પછી, મહેનત કર્યાં વગર ઉપાલિ સુખમાં કેવી રીતે રહી શકશે? એમના મનમા એને લખતા શીખવવાનો વિચાર આવ્યો; પણ એથી ઉપાલિના આગળાં દુખવાનો સભવ હતો. હિસાબ રાખતાં શીખવે તો વિચાર કરતાં કરતા એની છાતીમા દુખશે એવી બીક પેઠી. શરાફનો ધધો શીખવે તો ખરાખોટા નાણા પારખતાં પારખતા એની આખો દુખશે એમ લાગ્યુ. છેવટે એમને એવો વિચાર સૂઝયો કે એને **શા**ક્યપુત્રીય ભિક્ષુસઘમા દાખલ કરીએ તો એ સુખે રહી શકશે, અને એ સંબંધી તેઓ અંદરઅંદર વાતો કરવા લાગ્યા. એમની વાતો ઉપાલિએ સાભળી, અને એણે પોતાના સાથીઓને કહ્યું, "ચાલો, આપણે **શા**ક્યપુત્રીય સંઘમાં જઇએ." એ બધાને એ વાત પસંદ પડી અને બધાએ પોતપોતાના માબાપ પાસેથી પરવાનગી મેળવી ભિક્ષુઓ પાસે જઈ પ્રવ્રજ્યા લીધી. ભિક્ષુઓના નિયમ પ્રમાણે, બપોરના બાર વાગ્યા પછી એમને ખાવાનું મળતુ નહિ; તેથી રાત્રે 'અમને કંઇપણ ખાવાનું આપો' એમ કહી તેઓ રડયા કરતા. ભિક્ષુઓ એમનું સાત્વન કરવાનો પ્રયત્ન કરતા, પણ તેઓ માનતા નહિ. પરોઢિયામાં એમનું રડવું સાંભળી **ભ**ગવાને **આ**નંદ પાસે એ વિષે પૂછપરછ કરી, અને આ વાત જયારે એમના જાણવામાં આવી ત્યારે આવા ન્હાના છોકરાઓને જેમણે ભિક્ષુસંઘમાં દાખલ કર્યા તેમનો નિષેધ કર્યો; અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યોઃ—

**જે ભિક્ષુ જાણી જોઇને વીશ વરસથી ઓછી ઉંમરના માણસને ઉપસંપદા આપે-એ માણસને અનુપસંપન્ન જાણવો અને તે વખતે હાજર રહેલા ભિક્ષુઓને નિંદ્ય માનવા-તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૬૫ ॥**

૧૧૫. **બુદ્ધ ભ**ગવાન **શ્રા**વસ્તીમાં **જે**૦ **અ**૦ આરામમાં રહેતા હતા. તે વખતે એક પોઠ **રા**જગૃહથી પશ્ચિમ તરફ જતી હતી. એક ભિક્ષુ એની સાથે જવા નીકળ્યો. તેઓ રાજાનો કર આપ્યા

વગર નાસી જતા હતા. રાજપુરુષોએ એમને માર્ગમાં પકડયા અને તેઓએ એ ભિક્ષુને કહ્યું, "તું આ ચોર લોકોની પોઠ સાથે કેમ જાય છે?" આગળપર **ભ**ગવાનને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેમણે એ ભિક્ષુનો નિષેધ કર્યો અને નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ જાણી જોઈને સંકેત કરી ચોરોની પોઠ સાથે-એક ગામમાંથી બીજા ગામમાં પણ-પ્રવાસ કરે, તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૬૬ ॥**

૧૧૬. **બુદ્ધ ભ**ગવાન **શ્રા**વસ્તીમા **જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે એક ભિક્ષુ **કો**સલદેશમાથી પ્રવાસ કરતા એક ગામની ભાગોળે થઇને જતો હતો. એ ગામની એક સ્ત્રી પતિ સાથે લઢીને એ જ રસ્તે થઈ જતી હતી એણે ભિક્ષુ સાથે જવાની રજા માગી અને ભિક્ષુએ એને 'ભલે ચાલ' એમ કહ્યું. પાછળ જ એનો પતિ આવતો હતો. આ ભિક્ષુ પોતાની સ્ત્રીને નસાડીને લઈ જાય છે, એમ ધારી તેણે એને ખૂબ માર માર્યો. ત્યારે તે સ્ત્રીએ એને કહ્યું, "આ ભિક્ષુને તમે કેમ મારો છો? એનો એમા કઇ પણ વાક નથી. તમે એની માફી માગો." એના કહેવા પ્રમાણે પતિએ એની માફી માગી **શ્રા**વસ્તી ગયા પછી એ ભિક્ષુએ આ વાત બીજા ભિક્ષુઓને કહી...અને **ભ**ગવાને આ પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ, સંકેત કરી, સ્ત્રી સાથે-એક ગામમાંથી બીજા ગામમાં પણ-પ્રવાસ કરે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૬૭ ॥**

૧૧૭. **બુદ્ધ ભ**ગવાન **શ્રા**વસ્તીમા **જે૦ અ૦** આરામમાં રહેતા હતા. તે વખતે **અ**રિષ્ટ ભિક્ષુને એવી પાપકારક દૃષ્ટિ ઉત્પન્ન થઈ હતી કે, '**ભ**ગવાને ઉપદેશેલા ધર્મનો વિચાર કરતા **ભ**ગવાને જે વાતો અંતરાયકારક છે એમ કહ્યું છે તેમનો ઉપભોગ લેનારને એ અંતરાય નથી કરતી.' એનો આ વિચાર કેટલાક ભિક્ષુઓએ જાણ્યો અને એમણે એને એ વિચારથી પાછો વાળવાનો પુષ્કળ પ્રયત્ન કર્યો.

એમણે કહ્યું, "આયુષ્માન્ **અરિષ્ટ**, તું **ભગ**વાન પર ખોટું આળ મૂકીશ નહિ. ચેનબાજીના પદાર્થોનો ઉપભોગ લેવાથી મોક્ષમાર્ગમા અંતરાય આવે છે એવું **ભગ**વાને વારંવાર કહ્યું છે." તોપણ **અરિષ્ટ** પોતાની પાપકારક દૃષ્ટિથી નિવૃત્ત થાય નહિ. **ભગ**વાને આ વાત જાણી ત્યારે તેમણે **અરિષ્ટ**નો નિષેધ કર્યો અને ભિક્ષુઓ માટે નીચે પ્રમાણે નિયમ કર્યો —

**"ભગવાને ઉપદેશેલા ધર્મનો અર્થ હું એવો સમજું છું કે જે ધર્મ (કામોપભોગ) અંતરાયકારક છે એવું ભગવાને કહ્યું છે તેનું સેવન કરવાથી અંતરાય થનાર નથી" એવું જે ભિક્ષુ કહે, તેને ભિક્ષુઓએ કહેવું, "આયુષ્માન, તું આમ ન કહે, ભગવાન પર આળ મા મૂક. ભગવાન પર આળ મૂકવું ઠીક નથી. ભગવાન (તું કહે છે) તેમ કદી પણ કહે નહિ. ભગવાને અનેક રીતે અંતરાયકારક ધર્મ (કામોપભોગ) અંતરાયકારક છે અને એમનું સેવન કરવાથી અંતરાય પ્રાપ્ત થશે એવું કહ્યું છે." ભિક્ષુઓએ આમ કહેવા છતાં પણ જો એ એવી જ રીતે હઠ પકડી બેસે તો એને એ દૃષ્ટિનો ત્યાગ કરવા માટે ત્રણવાર સમજાવવો. ત્રણવાર સમજાવવાથી જો એ દૃષ્ટિ મૂકી દે તો ઠીક; જો ન મૂકી દે તો એને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૬૮ ॥**

૧૧૮. **બુદ્ધ ભગ**વાન **શ્રાવસ્તી**માં **જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે **અરિષ્ટે** પોતાની પાપદૃષ્ટિ મૂકી દઈ પ્રાયશ્ચિત્ત કર્યું નહોતું. તેમ છતાં ષડ્વર્ગીય ભિક્ષુઓ એની સાથે જમતા, રહેતા અને એક જગ્યાએ સૂઈ જતા. આ વાત સારા ભિક્ષુઓને ગમી નહિ...અને **ભગ**વાને આ પ્રમાણે નિયમ કર્યો:—

**જેણે પાપદૃષ્ટિ મૂકી દઈ પ્રાયશ્ચિત્ત કર્યું ન હોય એવા બીજા ભિક્ષુ સાથે જે ભિક્ષુ જમે, રહે કે એક જગ્યાએ સૂઇ જાય તેને પ્રાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૬૯ ॥**

૧૧૯. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જે૦ અ૦ આરામમાં રહેતા હતા. તે વખતે અરિષ્ટની માફક જ ખંડક નામના શ્રામણેરને પાપ-દૃષ્ટિ ઉત્પન્ન થઈ હતી. ભગવાને એને ભિક્ષુસંઘમાથી કાઢી મૂકવાનું કહ્યું તોપણ ષડ્વર્ગીય ભિક્ષુઓ એની સાથે સંબંધ રાખતા. તેથી એમનો નિષેધ કરી ભગવાને આ પ્રમાણે નિયમ કર્યો:—

**"ભગવાને ઉપદેશેલા ધર્મનો અર્થ હું એવો સમજું છું કે, જે અંતરાયકારક ધર્મ (કામોપભોગ) ભગવાને કહ્યા છે તેમનું સેવન કરનારને એમનાથી અંતરાય નહિ થાય," એવું જે શ્રામણેર પણ કહે, તેને ભિક્ષુઓએ કહેવું, "આયુષ્માન્ શ્રામણેર, તું આમ ન કહે. ભગવાન પર આળ ન મૂક. ભગવાન પર આળ મૂકવું ઠીક નથી. ભગવાન (તું કહે છે) તેમ કદી પણ ન કહે. ભગવાને અનેક રીતે અંતરાયકારક ધર્મ (કામોપભોગ) અંતરાયકારક છે અને એમનુ સેવન કરવાથી અંતરાય થશે, એવું કહ્યું છે." ભિક્ષુઓએ એમ કહેવા છતાં એ શ્રામણેર એવી જ હઠ પકડી બેસે તો ભિક્ષુઓએ એને કહેવું, "આયુષ્માન્ શ્રામણેર, આજથી એ ભગવાનને તું પોતાનો શાસ્તા (ગુરુ) કહીશ નહિ. બીજા શ્રામણેરો ભિક્ષુઓ સાથે બે ત્રણ દિવસ એક જગ્યાએ સૂઇ શકે છે, પણ તારે માટે એ પણ શકય નથી. જા, તારૂ ફાવે તે થાઓ." જે ભિક્ષુ આવી રીતે કાઢી મૂકેલા શ્રામણેર સાથે જાણી જોઇને સંબંધ રાખે, તેની પાસે પોતાની સેવા કરાવે, તેની સાથે જમે કે એક જગ્યાએ સૂઇ જાય, તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૭૦॥**

૧૨૦. બુદ્ધ ભગવાન કૌશાંબીમાં ઘોષિતારામમાં રહેતા હતા. તે વખતે છન્ન ભિક્ષુ અવ્યવસ્થિત રીતે વર્તતો; અને ભિક્ષુઓ એમ વર્તવું યોગ્ય નથી એમ કહે તો કહેતો કે, સારા હોશિયાર ભિક્ષુને પૂછ્યા વગર તમારૂં કહેવું હું કબૂલ રાખીશ નહિ. સારા ભિક્ષુઓને આ

ા વાત ગમી નહિ...અને ભગવાને આ પ્રમાણે નિયમ કર્યો:—

**ભિક્ષુઓ નિયમ યાદ દેવડાવે ત્યારે જે ભિક્ષુ એમ કહે 'જ્યાં સુધી બીજા હોંશિયાર, વિનયધર ભિક્ષુને પૂછીને ાતરી કરી ન લઉં ત્યાં સુધી હું આ શિક્ષાપદ (નિયમ) માણે વર્તીશ નહિ,' તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. શીખાઉ ક્ષુએ નિયમો સમજી લેવા, એ વિષે બીજાઓને પૂછવું, શ્ન પૂછવા; આને આ બાબતમાં શિષ્ટાચાર માનવો. ॥૭૧॥**

૧૨૧. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જે૦ અ૦ આરામમા રહેતા ા. તે વખતે ભગવાન ભિક્ષુઓને અનેક રીતે વિનયકથાઓ કહેતા ા, વિનયના ગુણોનું વર્ણન કરતા હતા, અને ઉપાલિના ગુણ ર્ણવતા હતા. ભગવાન ઉપાલિની સ્તુતિ કરે છે એ જોઇ ભિક્ષુઓ ની પાસે જઇ વિનય શીખતા. પરંતુ ષડ્વર્ગીય ભિક્ષુઓને આ ત ગમી નહિ. એમને લાગ્યુ કે જો બધા ભિક્ષુઓ વિનયમા પ્રવીણ ાય, તો આપણને વારંવાર દોષ ચોટાડશે. તેથી ત્યારથી તેઓ નયની નિંદા કરવા લાગ્યા, કહેતા કે, આ ઝીણાઝીણા નિયમોનું ણ કર્યા કરવામા શો લાભ છે? એથી માત્ર શંકાઓ અને ત્રાસ ત્પન્ન થાય છે. આ વાત સારા ભિક્ષુઓને ગમી નહિ...અને ગવાને આ પ્રમાણે નિયમ કર્યો:—

**પ્રાતિમોક્ષ બોલતી વખતે જે ભિક્ષુ એમ કહે કે, 'આ ઝીણાં ઝીણાં શિક્ષાપદો (નિયમો) બોલવામાં શો ાભ? એનાથી સંશય, ત્રાસ અને મનમાં બેચેની માત્ર દા થાય છે." (આવી રીતે) શિક્ષાપદોની નિંદા કરવાથી ાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૭૨ ॥**

૧૨૨. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦ આરામમા રહેતા તા. તે વખતે ષડ્વર્ગીય ભિક્ષુઓ નિયમોનો ભંગ કરી પ્રાતિમોક્ષ ોલવામાં આવતો હોય ત્યારે કહેતા કે, આ નિયમનો પ્રાતિમોક્ષમાં

સમાવેશ થાય છે, એ અમે હમણાં જ જાણ્યું...એમનો નિષેધ કરી ભગવાને આ પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ, દર પખવાડિયે પ્રાતિમોક્ષ કહી સંભળાવવામાં આવતો હોય ત્યારે કહે કે, "આ નિયમનો સમાવેશ પ્રાતિમોક્ષમાં થાય છે, અને દર પખવાડિએ એ કહી સભળાવાય છે, એની મને અત્યારે જ ખબર પડી;" પરંતુ એ ભિક્ષુ બે, ત્રણ કે એથી વધારે વખત પ્રાતિમોક્ષ કહી સભળાવતી વખતે હાજર હતો, એવું જો ઘણા ભિક્ષુઓના જાણવામાં હોય, તો માત્ર અજાણપણાને બહાને એ ભિક્ષુ આપત્તિમાંથી મુક્ત થતો નથી. એણે એનું પ્રાયશ્ચિત્ત કરવુ જોઈએ. વળી એના પર જડતાનો (મોહનો) આરોપ પણ લાગુ કરવો 'આયુષ્મન્, પ્રાતિમોક્ષ કહી સભળાવવામાં આવતો હોય ત્યારે તુ સાવધાનતાથી એ તરફ ધ્યાન આપતો નથી, એથી તારૂં ઘણું નુકસાન થાય છે.' અને એની આ જડતાને લીધે એને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૭૩ ॥**

૧૨૩. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જે૦ અ૦ આરામમા રહેતા હતા. તે વખતે ષડ્વર્ગીય ભિક્ષુઓ રીસ ચઢાવી વિકૃત મને સપ્તદશ-વર્ગીય ભિક્ષુઓ પર પ્રહાર કરતા, તેથી તેઓ રડતા...આ પ્રસંગે ભગવાને આ પ્રમાણે નિયમ કર્યો.—

**જે ભિક્ષુ બીજા ભિક્ષુ પર રીસ ચડાવી વિકૃત મને પ્રહાર કરે, તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૭૪ ॥**

૧૨૪. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦ આરામમા રહેતા હતા. તે વખતે ષડ્વર્ગીય ભિક્ષુઓ રીસ ચઢાવી વિકૃત મને સપ્તદશ-વર્ગીય ભિક્ષુઓ પર હાથ ઉગામતા...આ પ્રસંગે ભગવાને આ પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ બીજા ભિક્ષુ પર રીસ ચઢાવી વિકૃત મને હાથ ઉગામે, તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૭૫ ॥**

૧૨૫. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે **ષડ્વર્ગીય** ભિક્ષુઓ વગર પુરાવે બીજા ભિક્ષુઓને સઘાદિશેષ આપત્તિ લાગુ કરતા...એ પ્રસંગે **ભગ**વાને આ પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ પુરાવા વગર બીજા ભિક્ષુને સંઘાદિશેષ આપત્તિ લાગુ કરે, તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૭૬ ॥**

૧૨૬. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦** આરામમાં રહેતા હતા. તે વખતે **ષડ્વર્ગીય** ભિક્ષુઓ **સપ્તદશવર્ગીય** ભિક્ષુઓને બુદ્ધિ-પૂર્વક શંકામાં નાંખતા; અને કહેતા કે, '**ભગ**વાને એવો નિયમ કર્યો છે કે વીશ વરસ પૂરા થયા વગર ઉપસંપદા આપવી નહિ; અને તમ્મને તો વીશ વરસ પૂરા થયાં નથી. તેથી તમે ભિક્ષુ નથી, એમ તો નથી ને ?' તેઓ (**સપ્તદશવર્ગીય** ભિક્ષુઓ) રડવા માંડતા...આ પ્રસંગે **ભગ**વાને નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ બીજા ભિક્ષુને ક્ષણમાત્ર પણ દુ:ખ થાય એ હેતુથી બુદ્ધિપૂર્વક શંકામાં નાંખે, તેને એ જ કારણને લીધે પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૭૭ ॥**

૧૨૭. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦** આરામમાં રહેતા હતા. તે વખતે **ષડ્વર્ગીય** ભિક્ષુઓ સજ્જન ભિક્ષુઓ સાથે લડતા. સજ્જન ભિક્ષુઓ અંદર અંદર વાત કરતા કે આ **ષડ્વર્ગીય** ભિક્ષુઓ નિર્લજ્જ છે. એમની સાથે લડવામા સાર નથી **ષડ્વર્ગીય** ભિક્ષુઓ એમનું ભાષણ સાંભળતા, અને અમને તમે નિર્લજ્જ કેમ કહો છો, એવી ફરિયાદ કરતા...આ પ્રસંગે **ભગ**વાને આ પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ પોતાના વિરોધી ભિક્ષુઓ શું બોલે છે, તે સંતાઇને સાંભળવાનો પ્રયત્ન કરે, તેને એ જ કારણને લીધે પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૭૮ ॥**

૧૨૮. **બુદ્ધ ભગવાન** શ્રાવસ્તીમાં **જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે **ષડ્વર્ગીય** ભિક્ષુઓ નિયમોનો ભંગ કરતા; અને એ

વિષે તપાસ કરી સંઘ દરેકને માટે પ્રાયશ્ચિત્ત નક્કી કરે, ત્યારે ગાળો ભાંડતા. એક દિવસે કોઈ કારણસર સંઘ એકઠો થયો હતો. ષડ્વર્ગીય ભિક્ષુઓ ચીવરો બનાવવામા ગુંથાયા હતા; તેથી સંઘના કામને પોતાની સંમતિ આપવા માટે પોતાનામાંથી એક જણને પોતાના પ્રતિનિધિ તરીકે એમણે સંઘની સભામા મોકલ્યો. સંઘે એની જ તપાસ કરી એના પર આપત્તિ લાગુ કરી. આ વાત એના સાથીદારોએ જાણી ત્યારે તેઓ સંઘની નિંદા કરવા લાગ્યા, તેઓ કહેવા લાગ્યા કે, જો સંઘ આવું કરશે એવી અમને ખબર હોત તો અમે એને ત્યાં મોકલ્યો જ ન હોત...આ પ્રસંગે ભગવાને આ પ્રમાણે નિયમ કર્યો.—

**જે ભિક્ષુ ધાર્મિક સંઘકૃત્યને સંમતિ આપી પાછળથી નિંદા કરે, તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૭૯ ॥**

૧૨૯. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦ આરામમા રહેતા હતા. તે વખતે કોઇ કારણસર સંઘ ભેગો થયો હતો. ષડ્વર્ગીય ભિક્ષુઓ ચીવર કરવામા ગૂંથાયા હતા; તેથી પોતાના તરફથી સંમતિ આપવા માટે એમણે પોતાનામાથી એક જણને ત્યા મોકલ્યો. એ જ ભિક્ષુની સઘમા તપાસ થવા લાગી, એટલે એ સંમતિ આપ્યા વગર વચમાથી જ ઊઠીને ચાલ્યો ગયો...આ પ્રસગે ભગવાને નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ સંઘમાં કોઇ વાતની તપાસ ચાલી રહી હોય, ત્યારે સંમતિ ન આપતાં વચમાંથી જ ઊઠીને ચાલ્યો જાય, તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૮૦॥**

૧૩૦. બુદ્ધ ભગવાન રાજગૃહમા વેળુવનમા રહેતા હતા. તે વખતે દબ્બ મલ્લપુત્ર સઘના શયનાસનની તથા ભોજનની વ્યવસ્થા રાખતો. તેનું ચીવર જીર્ણ થયુ હતુ. તે સમયે સંઘને એક નવું ચીવર મળ્યું અને સંઘે તે ચીવર દબ્બને આપ્યું, ત્યારે 'ભિક્ષુઓ પોતાના વહાલા મનુષ્યને સંઘની વસ્તુઓ આપી દે છે,' એમ કહી

ષડ્વર્ગીય ભિક્ષુઓ બીજા ભિક્ષુઓની નિંદા કરવા લાગ્યા.. આ પ્રસંગે ભગવાને આ પ્રમાણે નિયમ કર્યો.—

**સમગ્ર સંઘે ચીવર આપ્યા પછી જો કોઇ ભિક્ષુ, 'ભિક્ષુઓ વહાલા માણસને સંઘની વસ્તુઓ આપી દે છે' એમ કહી નિંદા કરે તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૮૧ ॥**

૧૩૧. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦ આરામમાં રહેતા હતા. તે વખતે શ્રાવસ્તીના એક પૂગે સંઘ માટે ચીવર તથા ભોજન તૈયાર કર્યું હતું. ષડ્વર્ગીય ભિક્ષુઓએ એ ચીવર બીજા જ ભિક્ષુઓને અપાવ્યાં...ભગવાને આ પ્રસંગે નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ સંઘને મળનારી વસ્તુ જાણી જોઇને વ્યક્તિને અપાવે, તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૮૨॥**

૧૩૨. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦ આરામમાં રહેતા હતા. તે વખતે પસેનદિ રાજાએ રખેવાળને બોલાવી ઉદ્યાન સાફ કરવા કહ્યું. રખેવાળે રાજાને કહ્યું, "ઉદ્યાનમા બીજું કંઈ નથી. માત્ર ભગવાન ત્યા બેઠા છે." રાજાએ કહ્યું, "આપણે આજે ભગવાનનું દર્શન કરીએ." એ ઉદ્યાનમા આવ્યો ત્યારે બુદ્ધની પાસે એણે એક ઉપાસકને જોયો, અને (એ મારો હશે એમ ધારી) રાજા સંત્રસ્ત થયો. પણ પાછો રાજાના મનમાં એવો વિચાર આવ્યો કે આ માણસ જો નીચ હોત તો એ ભગવાનની સેવામા તત્પર રહ્યો ન હોત. ત્યાર પછી પસેનદિ કોસલ બુદ્ધ પાસે આવ્યો, અને નમસ્કાર કરી એક બાજુએ બેઠો. બુદ્ધની આગળ રાજાને નમસ્કાર કરવો યોગ્ય ન લાગવાથી એ ઉપાસકે પસેનદિને નમસ્કાર કર્યો નહિ, અને તેથી રાજાનું મન વિકૃત થયુ. ત્યારે ભગવાને રાજાને કહ્યુ, "મહારાજ, આ ઉપાસક બહુશ્રુત અને વિરક્ત છે." આવી રીતે ભગવાને સ્તુતિ કરવાથી રાજાએ પ્રસન્ન થઈ એ ઉપાસકને કહ્યું, "જો કઇ કામ પડે તો મને કહેજે." "સારૂં

મહારાજ" ઉપાસકે જવાબ આપ્યો. ત્યાર પછી ભગવાને પસેનદિને ઉપદેશ કર્યો, અને ભગવાનને નમસ્કાર તથા પ્રદક્ષિણા કરી પસેનદિ રાજા ત્યાથી ચાલ્યો ગયો.

એક દિવસ એ ઉપાસક છત્રી લઇ રાજમહેલ પાસેથી જતો હતો. એને બોલાવી લાવી રાજાએ એને પોતાની સ્ત્રીઓને ધર્મ શીખવવાનુ કહ્યું. ત્યારે ઉપાસક બોલ્યો, "હું જે કંઇ શીખ્યો છું, તે આર્યો પાસેથી (ભિક્ષુઓ પાસેથી) શીખ્યો છું, તેથી તેઓ જ મહારાજાના સ્ત્રીમંડળને ધર્મ શીખવવા માટે લાયક છે." રાજાને એનું કહેવું બરાબર છે એમ લાગ્યુ અને સ્ત્રીમંડળને ધર્મ શીખવવા માટે એકાદ ભિક્ષુ મોકલી આપવાની એણે ભગવાનને વિનંતી કરી. એ મુજબ ભગવાને એ કામ માટે આનંદની નિમણુક કરી. એ એક દિવસ રાજમહેલમા ગયો હતો, ત્યારે પસેનદિ રાજા અને મલ્લિકા રાણી પોતાના શયનગૃહમા એકજ શૈય્યા પર સૂતા હતા. આનંદને જોઇ મલ્લિકાદેવી એકદમ ત્યાથી ઉઠી, અને એ ઉતાવળને લીધે એની સાડી નીકળી પડી. આનંદ ત્યાથી જ પાછો વળી આરામમા ગયો, અને એણે એ વાત બીજા ભિક્ષુઓને કહી...આ પ્રસંગે ભગવાને નીચે પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ મૂર્ધાવસિકત ક્ષત્રિય રાજાના શયનગૃહનો ઉમરો–રાજા કે રાણી અંદર હોય તે વખતે–આગળથી ખબર આપ્યા વગર ઓળંગે, તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૮૩॥**

૧૩૩. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦ આરામમા રહેતા હતા. તે વખતે કોઇ એક ભિક્ષુ અચિરવતી નદીમા ન્હાતો હતો. તે વખતે એ જ ઠેકાણે બીજો એક બ્રાહ્મણ ન્હાવા માટે આવ્યો; અને સાથે આણેલી પાચસો કાર્ષાપણની થેલી કાઠે મૂકી, સ્નાન કરી પાછા ફરતા એ થેલી ત્યા જ ભૂલી ગયો. બીજો કોઈ લઇ ન જાય તે માટે એ ભિક્ષુએ એ થેલી પોતાની પાસે રાખી. રસ્તામા થેલી યાદ આવવાથી બ્રાહ્મણ ત્યાથી જ પાછો ફર્યો. ત્યારે

ભિક્ષુએ એ થેલી એને આપી. ભિક્ષુને ઇનામ[1] ન આપવું પડે એ હેતુથી બ્રાહ્મણે થેલીમા હજાર કાર્ષાપણ હતા એમ કહી એ પોતાની થેલી લઇ ગયો...આ પ્રસંગે **ભ**ગવાને આવો નિયમ કર્યો:—

"જે ભિક્ષુ જડેલું દ્રવ્ય કે કિંમતી વસ્તુ લે કે લેવડાવે, તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

આ નિયમમાં બે પ્રસંગે ફેરફાર કરવામાં આવ્યો, અને છેવટે આ પ્રમાણે નિયમ કરવામા આવ્યો:—

**જે ભિક્ષુ આરામ કે આવસથની બહાર જડેલું દ્રવ્ય કે કિંમતી વસ્તુ લે કે લેવડાવે, તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. આરામમાં કે આવસથમાં જડેલું દ્રવ્ય કે કિંમતી વસ્તુ, જેની હોય તેને પાછી મળે, એ હેતુથી લઇ કે લેવડાવી, રાખી મૂકવા કહેવું. આવી બાબતમાં આ શિષ્ટાચાર છે. ॥૮૪॥**

૧૩૪. **બુદ્ધ ભ**ગવાન **શ્રા**વસ્તીમા **જે૦ અ૦** આરામમાં રહેતા હતા. તે વખતે ષડ્વર્ગીય ભિક્ષુઓ કવેળાએ ગામમા જઇ રાજ-કથા, ચોરકથા, સેનાકથા, યુદ્ધકથા, અન્નપાનકથા વગેરે કઢંગી[2] વાતો કરતા...આ પ્રસંગે **ભ**ગવાને આવો નિયમ કર્યો:—

"જે ભિક્ષુ કવેળાએ ગામમા જાય, તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

તે વખતે કેટલાક ભિક્ષુઓ **શ્રા**વસ્તી આવતા સાંજને વખતે એક ગામ પાસે આવી પહોંચ્યા. ત્યાંના રહેવાસીઓએ એમને ગામમાં બોલાવ્યા. પરંતુ **ભ**ગવાને કવેળાએ ગામમાં જવાની મનાઈ

---

૧. કોઇની ખોવાએલી વસ્તુ બીજાને જડે તો એ વસ્તુની સેકડે પાંચ ટકા કિંમત એને આપવી, એવો રિવાજ હતો. એને પાલિભાષામાં 'पुण्णपत्त' કહ્યું છે.

૨. આ વાતોને પાલિભાષામાં 'तिरच्छानकथा' કહે છે. વિશેષ માહિતી માટે શ્રી. રાજવાડેએ કરેલું દીઘનિકાયનું (મરાઠી) ભાષાન્તર (પૃ. ૧૦) જુઓ.

કરેલી હોવાથી ગામમા ન જતાં તેઓ બહાર જ વાસો રહ્યા. ત્યાં ચોરોએ એમના ચીવર હરી લીધા. **ભ**ગવાનને આ વાતની ખબર પડી, યારે તેમણે કહ્યું, "ભિક્ષુઓ, બીજા ભિક્ષુઓની સંમતિથી કવેળાએ ગામમા જવાની હુ પરવાનગી આપુ છું."

બીજે કોઇ પ્રસંગે એક ભિક્ષુ **શ્રા**વસ્તી આવતાં સાજને વખતે. એક ગામ પાસે આવી પહોચ્યો, અને સાથે બીજો કોઇ ભિક્ષુ ન હોવાથી એ ગામમા પ્રવેશ કરી શકયો નહિ. આ વાત **ભ**ગવાને જાણી, ત્યારે ઉપરના નિયમમા એમણે આ પ્રમાણે ફેરફાર કર્યો:—

"જે ભિક્ષુ, સાથે બીજો ભિક્ષુ હોય ત્યારે એને પૂછયા વગર કવેળાએ ગામમાં જાય તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

તે વખતે એક ભિક્ષુને સાપ કરડયો. એને સાજો કરવા માટે દેવતા લાવવા બીજો ભિક્ષુ ગામમા જતો હતો, ત્યારે એના મનમાં 'હુ **ભ**ગવાને કરેલા નિયમનો ભંગ તો નથી કરતો ને,' એવી શંકા આવી...આ પ્રસંગે **ભ**ગવાને ઉપરના નિયમમા આ પ્રમાણે ફેરફાર કર્યો —

**જે ભિક્ષુ, સાથે બીજો ભિક્ષુ હોય ત્યારે એને ખબર આપ્યા વગર એવા જ અત્યંત જરૂરના કામ વગર કવેળાએ ગામમાં જાય, તેને પાચિત્તય પ્રાપ્ત થાય છે ॥૮૫॥**

૧૩૫. **બુદ્ધ ભ**ગવાન **શા**કયદેશમા કપિલવસ્તુમા **નિગ્રો**ધારામમા રહેતા હતા. તે વખતે હાથીદાંતનુ કામ કરનાર એક કારીગરે ભિક્ષુઓને સોય મૂકવા માટે ડાબલીઓ (**સૂચિગૃહ**) કરી આપવાનું કબૂલ કર્યું હતું. ભિક્ષુઓ એની પાસે જૂદી જૂદી જાતની ડાબલીઓ માગવા લાગ્યા; તેથી બીજી વસ્તુઓ તૈયાર કરી પોતાનુ ગુજરાન ચલાવવું એને માટે ઘણું મુશ્કેલ થઇ પડયું...આ પ્રસગે **ભ**ગવાને નીચે પ્રમાણે નિયમ કર્યો—

**જે ભિક્ષુ હાડકાંની, હાથીદાંતની કે શીંગડાંની સોય મૂકવાની ડાબલીઓ કરાવે--એની પાસે એ ડાબલી**

**ભાંગી નંખાવી—તેને પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૮૬॥**

૧૩૬. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જે૦ અ૦** આરામમાં રહેતા હતા. તે વખતે ઉપનંદ **શાકયપુત્ર** ઊંચા પલંગ પર સૂઈ જતો...આ પ્રસંગે **ભગવાને** આવો નિયમ કર્યો:—

**નવો ખાટલો કે આસન કરાવતી વખતે એના પાયા નીચેની [1]અટનીથી આઠ [2]સુગતઆંગળ રાખવા. જે એથી વધારે ઊંચા રાખે, તેને-એ એની પાસે કપાવી નંખાવી-પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥૮૭॥**

૧૩૭. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે **ષડ્વર્ગીય** ભિક્ષુઓ પલંગ તથા આસન રૂ ભરાવી ઉપર કપડું શીવી તૈયાર કરાવતા. લોકો એમની નિંદા કરતા...આ પ્રસગે **ભગવાને** આવો નિયમ કર્યો:—

**જે ભિક્ષુ રૂ ભરાવેલો પલંગ કે આસન તૈયાર કરાવે, તેને-તેની પાસે રૂ કઢાવી નંખાવી-પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૮૮ ॥**

૧૩૮. **બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦** આરામમા રહેતા હતા. તે વખતે **ભગવાને** ભિક્ષુઓને આસન વાપરવાની પરવાનગી આપી હતી. **ષડ્વર્ગીય** ભિક્ષુઓ મોટા મોટા આસનો વાપરતા. એ માચી કે લાકડાની બેઠક નીચે લટકતાં...આ પ્રસંગે **ભગવાને** નીચે પ્રમાણે નિયમ કર્યો:—

"ભિક્ષુએ બેસવાનું આસન કરાવતી વખતે એ પ્રમાણસર કરાવવું. એ પ્રમાણ નીચે પ્રમાણે.-લંબાઇ બે સુગતવિતસ્તિ અને પહોળાઇ દોઢ સુગતવિતસ્તિ. આ પ્રમાણનું ઉલ્લંઘન કરે, તેને-એ આસન કપાવી નંખાવી-પાચિત્તિય પ્રાપ્ત થાય છે."

---

૧. અટની એટલે ઘોડાની ખરી જેવો કે એવા જ બીજા કોઇ આકારનો પાયાના તળીયાનો ભાગ.

૨. ત્રણ આંગળ એટલે એક સુગતઆંગળ.

પરંતુ ઉદાયી ભિક્ષુ સારી રીતે કદાવર હોવાથી એને માટે આવડું આસન ટૂંકું પડતું. તેથી ભગવાને ઉપરના નિયમમા આ પ્રમાણે ફેરફાર કર્યો—

**ભિક્ષુએ બેસવાનું આસન કરાવતી વખતે એ પ્રમાણસર કરાવવું. એ પ્રમાણ નીચે પ્રચાણે:-લંબાઇ બે સુગત-વિતસ્તિ, પહોળાઇ દોઢ સુગતવિતસ્તિ, અને કોર એક વેંત.. આ પ્રમાણનું ઉલ્લંઘન કરે, તેને-એ આસન કપાવી નંખાવી -પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૮૯ ॥**

૧૩૯. બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦ આરામમાં રહેતા હતા. તે વખતે ભગવાને ભિક્ષુઓને ખસ થઇ હોય ત્યારે કણ્ડુપ્રતિચ્છાદક પંચીયુ વાપરવાની પરવાનગી આપી હતી. પણ ષડ્વર્ગીય ભિક્ષુઓ આવા પંચીયા પ્રમાણ બહાર વાપરતા; તેથી ભગવાને આ પ્રમાણે નિયમ કર્યો—

**ભિક્ષુઓએ કણ્ડુપ્રતિચ્છાદક પંચીયું પ્રમાણસર કરાવવું. એ પ્રમાણ આ પ્રમાણે:-લંબાઇ ચાર સુગતવિતસ્તિ અને પહોળાઈ બે સુગતવિતસ્તિ. એ પ્રમાણનું અતિક્રમણ કરે તેને—એની પાસે પંચીયું કપાવી નંખાવી-પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૯૦ ॥**

૧૪૦. શ્રાવસ્તીના નિવાસ દરમિયાન ષડ્વર્ગીય ભિક્ષુઓએ ચોમાસામા વાપરવાના પંચીયાના પ્રમાણનુ ઉલ્લંઘન કર્યું; તેથી ભગવાને નીચે પ્રમાણે નિયમ કર્યો—

**ચોમાસામાં વાપરવાનું પંચીયું કરાવતી વખતે ભિક્ષુ-ઓએ એ પ્રમાણસર બનાવડાવવું. એ પ્રમાણ આ પ્રમાણે:-લંબાઈ છ સુગતવિતસ્તિ અને પહોળાઇ અઢી સુગતવિતસ્તિ. આ પ્રમાણનું ઉલ્લંઘન કરે તેને—એ પંચીયું કપાવી નંખાવી—પાચિત્તિય પ્રાપ્ત થાય છે. ॥ ૯૧ ॥**

૧૪૧. બુદ્ધ **ભગવાન શ્રાવસ્તીમા જે૦ અ૦** આરામમાં રહેતા હતા. તે વખતે **ભગવાનનો** મશીયાઇ ભાઈ **નંદ** અત્યંત દેખાવડો હતો; અને એ સુગતચીવર જેવડું ચીવર ધારણ કરતો...આ પ્રસંગે **ભગવાને** નીચે પ્રમાણે નિયમ કર્યો—

**જે ભિક્ષુ સુગતચીવર જેવડું અથવા એથી મોટું ચીવર બનાવડાવે, તેને–એ ચીવર કપાવી નંખાવી–પાચિત્તિય પ્રાપ્ત થાય છે. સુગતચીવરનું પ્રમાણ આ પ્રમાણે -લંબાઈ નવ સુગતવિતસ્તિ અને પહોળાઈ છ સુગતવિતસ્તિ. આ સુગતચીવરનું પ્રમાણ. ॥ ૯૨ ॥**

## ચાર પાટિદેસનિય

૧૪૨. બુદ્ધ **ભગવાન શ્રાવસ્તીમાં જે૦ અ૦** આરામમાં રહેતા હતા. તે વખતે કોઇ એક ભિક્ષુણી **શ્રાવસ્તીમા** ભિક્ષાટન કરી પાછા આવતા એક ભિક્ષુને જોઇ બોલી, "આર્ય, ભિક્ષા લો." એ ભિક્ષુએ એની સર્વ ભિક્ષા લઇ લીધી, અને ભિક્ષાટનનો વખત વીતી ગયો હતો; તેથી એ ભિક્ષુણીને ભૂખ્યા રહેવું પડ્યું. અનુક્રમે ત્રણ દિવસ સુધી આ જ વાત બની. ચોથે દિવસે કંપાયમાન થતી થતી રસ્તે થઇને એ આવતી હતી, એટલામા સામેથી રથમાં બેસીને આવનાર એક શેઠે એને બાજુએ ખસી જવા કહ્યું. એ અખડાઇને ત્યા જ પડી ગઈ. શેઠે નીચે ઉતરી એની માફી માગી. ત્યારે એણે કહ્યું, "એમાં તમારો કંઇ પણ વાક નથી. ભૂખથી વ્યાકુળ થવાને લીધે હું પડી ગઈ." એની ભૂખનું કારણ સમજાયું, ત્યારે એ શેઠ ભિક્ષુઓની નિંદા કરવા લાગ્યો...આ પ્રસંગે **ભગવાને** આ પ્રમાણે નિયમ કર્યો:—

**જે ભિક્ષુ ગામમાં ગએલી અજ્ઞાતિ ભિક્ષુણી પાસેથી ખાવાનો કે ભોજનનો પદાર્થ પોતાને હાથે લઇ ખાય કે જમે, તેણે પોતાનો દોષ કબૂલ કરવો:-ભાઇઓ, મારાથી**

**નિંદ્ય અને અયોગ્ય વાત ( પાટિદેસનિય ) બની. હું એ કબુલ કરૂં છું. ॥ ૧ ॥**

૧૪૩. **બુદ્ધ ભગવાન રાજગૃહમાં વેળુવનમાં રહેતા હતા.** તે વખતે એક કુટુંબમાં આમંત્રિત ભિક્ષુઓ ભોજન કરતા હતા ત્યારે ષડ્વર્ગીય ભિક્ષુણીઓ ગૃહસ્થોને કહી ષડ્વર્ગીય ભિક્ષુઓને નાના પ્રકારના પદાર્થો પીરસાવતી...આ પ્રસંગે **ભગવાને** નીચે પ્રમાણે નિયમ કર્યો—

**નિમંત્રિત ભિક્ષુઓ કોઈ કુટુંબમાં ભોજન કરતા હોય, ત્યારે એમની બરદાસ્ત કરવા માટે કોઈ ભિક્ષુણી, આ તરફ દાળ લાવો, આ તરફ શાક લાવો, એમ કહી ઉભી રહે, તો એ ભિક્ષુઓએ, જ્યાં સુધી ભિક્ષુઓ જમી રહે ત્યાં સુધી તું અહિંથી દૂર થા, એમ કહી એનો નિષેધ કરવો. જો એમનામાંથી એક પણ ભિક્ષુ એનો નિષેધ ન કરે, તો એ બધાએ પોતાનો દોષ કબૂલ કરવો:–ભાઈઓ અમારાથી નિંદ્ય અને અયોગ્ય વાત ( પાટિદેસનિય ) બની. અમે એ કબૂલ કરીએ છીએ. ॥ ૨ ॥**

૧૪૪. **બુદ્ધ ભગવાન** શ્રાવસ્તીમાં **જે૦ અ૦** આરામમાં રહેતા હતા. તે વખતે ત્યાંના એક કુટુંબમાં સ્ત્રીપુરુષો બધા સંઘના ભક્ત હતા. શ્રદ્ધાથી અને સંપત્તિથી એ કુટુંબની સતત અભિવૃદ્ધિ થતી હતી કોઈ કોઈ વાર તો ખાવાની સર્વ ચીજો ભિક્ષુઓને આપી એ કુટુંબના માણસો જાતે ભૂખ્યા રહેતા...આ પ્રસંગે **ભગવાને** નીચે પ્રમાણે નિયમ કર્યો—

"જે કુટુંબો **શૈક્ષસંમત**[1] હોય, તે કુટુંબોમાં જઈ જે ભિક્ષુ

---

**૧. શૈક્ષસંમત એટલે સંઘે જેમને બૌદ્ધધર્મના અધિકારી ઠરાવ્યા હોય તેવા ગૃહસ્થોનાં કુટુંબો.**

ખાવાના કે ભોજનના પદાર્થો પોતાને હાથે[1] લઇ ખાય કે જમે, તેણે પોતાનો દોષ કબૂલ કરવો.—ભાઇઓ મારાથી નિંદ્ય અને અયોગ્ય વાત ( પાટિદેસનિય ) બની. એ હુ કબૂલ કરૂ છું."

આ નિયમમા આગળ જતા એક બે પ્રસંગે આ પ્રમાણે ફેરફાર કરવામા આવ્યો—

**જે કુટુંબો શૈક્ષસંમત હોય, તે કુટુંબોમાં જઈ અગાઉથી આમંત્રણ ન કરેલું હોય છતાં જે નિરોગી ભિક્ષુ ખાવાનો કે ભોજનનો પદાર્થ પોતાને હાથે લઈ ખાય કે જમે તેણે પોતાનો દોષ કબૂલ કરવો. ભાઇઓ મારાથી નિંદ્ય અને અયોગ્ય વાત ( પાટિદેસનિય ) બની છે. હું એ કબૂલ કરૂં છું. ॥ ૩ ॥**

૧૪૫. **બુદ્ધ ભગવાન શાકયદેશમાં નિગ્રોધારામમા** રહેતા હતા. તે વખતે **શાકયોના** દાસ જંગલમાં નાસી જઈ બંડ કરતા. એક વાર **શાકયોની** કેટલીક સ્ત્રીઓ જંગલમા રહેનારા ભિક્ષુઓ માટે ખાવાના તથા ભોજનના ઉત્તમ પદાર્થો લઇને જતી હતી, ત્યારે આ બંડખોરોએ એમના પર હલ્લો કરી એમને લૂંટી લીધી. આગળ જતાં

---

૧. આ ઠેકાણે મૂળ શબ્દ ' सहत्था ' એવો છે. પહેલા પાટિદેસનિયમાં પણ એ એવી રીતે જ છે. જે વખતે આ નિયમો પર ટીકા લખાઇ, તે વખતે કોઇ પણ ભિક્ષુએ પોતાને હાથે કોઇ પણ પદાર્થ લઈ ખાવો નહિ, એવો રિવાજ પડી ગયો હતો; અને તેથી આ નિયમની ટીકામાં ' सहत्था ' એ શબ્દનો અર્થ બિલકુલ કરવામાં આવ્યો નથી, અને મૂળ રિવાજને જૂદું સ્વરૂપ આપવાનો પ્રયત્ન કરેલો છે. મજ્જિમનિકાયમાં ઘટીકારસુત્તમાં ( P T.S. Majjhimnikaya Part II. P. 52) કાશ્યપ બુદ્ધ કુંભારને ઘેર જઈએ ઘેર નહોતો ત્યારે પોતાને હાથે એના વાસણમાંથી અન્ન લઇ ખાય છે, એવો ઉલ્લેખ છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે, એક વખત એવો હતો કે જ્યારે ભિક્ષુઓ શ્રદ્ધાવાન્ કુટુંબોમાં જઇ પોતાને હાથે અન્ન લઈ ખાતા હોવા જોઇએ.

શાક્યોએ એમને પકડયા...આ પ્રસંગે ભગવાને આ પ્રમાણે નિયમ કર્યો:—

**જંગલનાં સંશય તથા જોખમનાં નિવાસસ્થાનોમાં રહેનારો ભિક્ષુ ( ગૃહસ્થોને ) પહેલેથી ખબર આપ્યા વગર આરામમાં આણેલી ખાવાની કે ભોજનની ચીજ પોતાને હાથે લઇ ખાય કે જમે, તેણે પોતાનો દોષ કબૂલ કરવો:- ભાઇઓ, મારાથી નિંદ્ય અને અયોગ્ય વાત ( પાટિદેસનિય ) બની. હું એ કબૂલ કરૂં છું. ॥ ૪ ॥**

## પંચોતેર સેખિય

સેખિય એટલે શીખવા જેવા નિયમો. આમાથી ઘણાખરા નિયમો ષડ્વર્ગીયોએ કરેલા દોષોને લીધે ભગવાને શ્રાવસ્તીમા રહેતા હતા ત્યારે કર્યા. પરંતુ એ દોષોનું સવિસ્તર વર્ણન કરવામાં ખાસ લાભ ન હોવાથી, અને નિયમો ઉપરથી જ એ દોષોનુ સહેલાઇથી અનુમાન થઇ શકે તેમ હોવાથી, અત્રે માત્ર નિયમોનુ ભાષાતર જ આપવામા આવે છે.

૧૪૬. **પરિમંડળ[1] પહેરીશ, એવો નિયમ કરવો.[2]॥૧॥**

૧૪૭. **પરિમંડળ ઓઢીશ, એવો નિયમ કરવો. ॥૨॥**

૧૪૮. **શરીરને સારી રીતે આચ્છાદિત કરીને ગામમાં જઇશ, એવો નિયમ કરવો. ॥૩॥**

૧૪૯. **શરીરને સારી રીતે આચ્છાદિત કરીને ગામમાં બેસીશ, એવો નિયમ કરવો. ॥૪॥**

૧૫૦. **સુસંવૃત થઈ ગામમાં જઇશ, એવો નિયમ કરવો. ॥૫॥**

---

૧ પરિમંડળ એટલે જૈન કે બૌદ્ધ સાધુઓ પહેરે છે તે પ્રમાણે કાછડી ઘાલ્યા વગર વર્તુલાકાર પહેરવું તે

૨. નિયમ કરવો=सिक्खा करणीया

૧૫૧. સુસંવૃત થઈ ગામમાં બેસીશ, એવો નિયમ કરવો. ॥૬॥

૧૫૨. નજર[1] નીચી રાખી ગામમાં જઇશ, એવો નિયમ કરવો. ॥૭॥

૧૫૩. નજર નીચી રાખી ગામમાં બેસીશ, એવો નિયમ કરવો. ॥૮॥

૧૫૪. ચીવર ઉડાડતો ઉડાડતો ગામમાં જઇશ નહિ, એવો નિયમ કરવો. ॥૯॥

૧૫૫. ચીવર ઉડાડતો ઉડાડતો ગામમાં બેસીશ નહિ, એવો નિયમ કરવો. ॥૧૦॥

૧૫૬. મોટેથી હસતો હસતો ગામમાં જઇશ નહિ, એવો નિયમ કરવો. ॥૧૧॥

૧૫૭. મોટેથી હસતો હસતો ગામમાં બેસીશ નહિ, એવો નિયમ કરવો. ॥૧૨॥

૧૫૮. ગામમાં જતી વખતે ધીમેથી બોલીશ, એવો નિયમ કરવો. ॥૧૩॥

૧૫૯. ગામમાં બેઠો હોઉં ત્યારે ધીમેથી બોલીશ, એવો નિયમ કરવો. ॥૧૪॥

૧૬૦. શરીર હલાવતો હલાવતો ગામમાં જઈશ નહિ, એવો નિયમ કરવો. ॥૧૫॥

૧૬૧. શરીર હલાવતો હલાવતો ગામમાં બેસીશ નહિ, એવો નિયમ કરવો. ॥૧૬॥

---

૧. વિશુદ્ધમાર્ગમાં કહ્યુ છે:—

अधो खिपेय्य चक्खूनि युगमत्तदसो सिया ।

वनमक्कटलोलस्स न चित्तस्स वसं वजे ॥

અર્થ:—નજર નીચી રાખવી; પણ પાસેની માત્ર બે હાથ જમીન જ જોવી; વનમર્કટ જેવા ચંચળ મનને વશ થવું નહિ.

૧૬૨. હાથ હલાવતો હલાવતો ગામમાં જઈશ નહિ, એવો નિયમ કરવો. ॥૧૭॥

૧૬૩. હાથ હલાવતો હલાવતો ગામમાં બેસીશ નહિ, એવો નિયમ કરવો. ॥૧૮॥

૧૬૪. માથું ધુણાવતો ગામમાં જઇશ નહિ, એવો નિયમ કરવો. ॥૧૯॥

૧૬૫. માથું ધુણાવતો ગામમાં બેસીશ નહિ, એવો નિયમ કરવો. ॥૨૦॥

૧૬૬. કેડ પર હાથ મૂકી ગામમાં જઈશ નહિ, એવો નિયમ કરવો ॥૨૧॥

૧૬૭. કેડ પર હાથ મૂકી ગામમાં બેસીશ નહિ, એવો નિયમ કરવો. ॥૨૨॥

૧૬૮. માથા પર ઓઢીને ગામમાં જઈશ નહિ, એવો નિયમ કરવો. ॥૨૩॥

૧૬૯. માથા પર ઓઢીને ગામમાં બેસીશ નહિ, એવો નિયમ કરવો. ॥૨૪॥

૧૭૦. એડી ઊંચી રાખીને ગામમાં જઇશ નહિ, એવો નિયમ કરવો. ॥૨૫॥

૧૭૧. ગામમાં પલ્લત્થિકા[1] પર બેસીશ નહિ, એવો એવો નિયમ કરવો. ॥૨૬॥

[ ઉપરના ૨૬ નિયમો ભિક્ષુઓના સદાચારને પોષક છે, એમ જાણવું. ]

૧૭૨. ધ્યાન રાખી પિંડપાત (ભિક્ષા) ગ્રહણ કરીશ, એવો નિયમ કરવો. ॥૨૭॥

---

૧. પલ્લત્થિકા એટલે આરામખુરશી જેવું બેસવાનું આસન. આ ઘણું ખરૂં વસ્ત્રનું બનાવતા.

૧૭૩. પાત્ર તરફ ધ્યાન રાખી પિંડપાત ગ્રહણ કરીશ, એવો નિયમ કરવો. ॥૨૮॥

૧૭૪. ભાતને માટે જોઇએ તેટલી જ દાળ લઇશ, એવો નિયમ કરવો. ॥૨૯॥

૧૭૫. પાત્ર ભરાઇ ન જાય, એવી રીતે પિંડપાત ગ્રહણ કરીશ, એવો નિયમ કરવો. ॥૩૦॥

૧૭૬. ધ્યાન રાખીને ભોજન કરીશ, એવો નિયમ કરવો. ॥૩૧॥

૧૭૭. પાત્ર તરફ ધ્યાન રાખીને ભોજન કરીશ, એવો નિયમ કરવો. ॥૩૨॥

૧૭૮. અનુક્રમે એક બાજુથી જમ્યા કરીશ, એવો નિયમ કરવો. ॥૩૩॥

૧૭૯. ભાતને માટે જોઈએ એટલી જ દાળ ખાઈશ, એવો નિયમ કરવો. ॥૩૪॥

૧૮૦. વચમાંનો જ ભાત લઇને જમીશ નહિ, એવો નિયમ કરવો. ॥૩૫॥

૧૮૧. વધારે મેળવવાની ઇચ્છાથી દાળ કે શાક ભાતથી ઢાંકી રાખીશ નહિ, એવો નિયમ કરવો. ॥૩૬॥

૧૮૨. માંદો ન હોઉં ત્યારે દાળ કે ભાત પોતાને માટે તૈયાર કરાવીને જમીશ નહિ, એવો નિયમ કરવો. ॥૩૭॥

૧૮૩. ટીકા કરવાના ઉદ્દેશથી બીજાના પાત્ર તરફ જોઇશ નહિ, એવો નિયમ કરવો. ॥૩૮॥

૧૮૪. મોટો કોળીયો લઇશ નહિ, એવો નિયમ કરવો. ॥૩૯॥

૧૮૫. કોળીયો પ્રમાણમાં લઈશ, એવો નિયમ કરવો. ॥૪૦॥

૧૮૬. કોળીયો મોઢા સુધી લાવ્યા વગર મોઢું ઉઘાડીશ નહિ, એવો નિયમ કરવો. ॥૪૧॥

૧૮૭. જમતી વખતે હથેળી મ્હોંમાં ઘાલીશ નહિ, એવો નિયમ કરવો. ॥૪૨॥

૧૮૮. મોઢામાં કોળીયો હોય ત્યારે બોલીશ નહિ, એવો નિયમ કરવો. ॥૪૩॥

૧૮૯. હાથમાંનો કોળીયો મ્હોમાં ફેંકીને જમીશ નહિ, એવો નિયમ કરવો. ॥૪૪॥

૧૯૦. કોળીયાનો ભાગ મ્હોંથી ભાંગીને જમીશ નહિ, એવો નિયમ કરવો. ॥૪૫॥

૧૯૧. ગાલમાં અન્ન ભરીને જમીશ નહિ, એવો નિયમ કરવો. ॥૪૬॥

૧૯૨. હાથ તરછોડતાં તરછોડતાં (હાથે કાંઇ ચોટયું હોય તો તે ખંખેરતા) જમીશ નહિ એવો નિયમ કરવો. ॥ ૪૭ ॥

૧૯૩. ભાત આમતેમ ઉડાડતો જમીશ નહિ એવો નિયમ કરવો. ॥ ૪૮ ॥

૧૯૪. જીભ આમતેમ હલાવતો જમીશ નહિ, એવો નિયમ કરવો. ॥૪૯॥

૧૯૫. ચપ ચપ અવાજ કરતો જમીશ નહિ, એવો નિયમ કરવો. ॥૫૦॥

૧૯૬. સુર્ સુર્ અવાજ કરતો જમીશ નહિ, એવો નિયમ કરવો. ॥૫૧॥

૧૯૭. હાથ ચાટતો જમીશ નહિ, એવો નિયમ કરવો. ॥૫૨॥

૧૯૮ પાત્ર ચાટતો જમીશ નહિ, એવો નિયમ કરવો. ॥૫૩॥

૧૯૯. હોઠ ચાટતો જમીશ નહિ, એવો નિયમ કરવો. ॥૫૪॥

૨૦૦. એઠા હાથે પાણીનો પ્યાલો લઈશ નહિ, એવો નિયમ કરવો. ॥ ૫૫ ॥

૨૦૧. ભાતના દાણા રહી ગયા હોય એવું પાત્ર ધોઈને એ પાણી ગામમાં નાંખીશ નહિ, એવો નિયમ કરવો. ॥૫૬॥

[ ઉપરના ત્રીશ નિયમો ભોજન વિષે છે. ]

૨૦૨. છત્રી હાથમાં હોય એવા નિરોગી માણસને ધર્મોપદેશ કરીશ નહિ, એવો નિયમ કરવો. ॥ ૫૭ ॥

૨૦૩. લાકડી હાથમાં હોય એવા નિરોગી માણસને ધર્મોપદેશ કરીશ નહિ, એવો નિયમ કરવો. ॥ ૫૮ ॥

૨૦૪. તરવાર હાથમાં હોય એવા નિરોગી માણસને ધર્મોપદેશ કરીશ નહિ, એવો નિયમ કરવો. ॥ ૫૯ ॥

૨૦૫. આયુધ ( ધનુશ વગેરે ) હાથમાં હોય એવા નિરોગી માણસને ધર્મોપદેશ કરીશ નહિ, એવો નિયમ કરવો. ॥ ૬૦ ॥

૨૦૬. પાવડીયો પહેરેલા નિરોગી માણસને ધર્મોપદેશ કરીશ નહિ, એવો નિયમ કરવો. ॥ ૬૧ ॥

૨૦૭. ચંપલ પહેરેલા નિરોગી માણસને ધર્મોપદેશ કરીશ નહિ, એવો નિયમ કરવો. ॥ ૬૨ ॥

૨૦૮. વાહન પર બેઠેલા નિરોગી માણસને ધર્મોપદેશ કરીશ નહિ, એવો નિયમ કરવો. ॥ ૬૩ ॥

૨૦૯ પથારીમાં પડેલા નિરોગી માણસને ધર્મોપદેશ કરીશ નહિ, એવો નિયમ કરવો. ॥ ૬૪ ॥

૨૧૦. પલ્લત્થિકા પર બેઠેલા નિરોગી માણસને ધર્મોપદેશ કરીશ નહિ, એવો નિયમ કરવો. ॥ ૬૫ ॥

૨૧૧. માથે લૂગડું વિંટાળેલા નિરોગી માણસને ધર્મોપદેશ કરીશ નહિ, એવો નિયમ કરવો. ॥ ૬૬ ॥

૨૧૨. **માથા પર ઓઢેલા નિરોગી માણસને ધર્મોપદે** **કરીશ નહિ, એવો નિયમ કરવો.** ॥ ૬૭ ॥

૨૧૩. **હું જમીન પર બેસી આસન પર બેઠેલા નિરોગ માણસને ધર્મોપદેશ કરીશ નહિ, એવો નિયમ કરવો.** ॥ ૬૮

૨૧૪. **હું નીચા આસન પર બેસી ઉંચા આસન પ બેઠેલા નિરોગી માણસને ધર્મોપદેશ કરીશ નહિ, એવો નિય કરવો.** ॥ ૬૯ ॥

૨૧૫. **હું ઉભો રહી, બેઠેલા નિરોગી માણસને ધર્મોપદે કરીશ નહિ, એવો નિયમ કરવો.** ॥ ૭૦ ॥

૨૧૬. **હું પાછળથી જતો હોઉં ત્યારે આગળ ચાલન નિરોગી માણસને ધર્મોપદેશ કરીશ નહિ, એવો નિય કરવો.** ॥ ૭૧ ॥

૨૧૭. **હું રસ્તાની બહાર ચાલતો હોઉં ત્યારે રસ્તા ચાલનાર નિરોગી માણસને ધર્મોપદેશ કરીશ નહિ, એ નિયમ કરવો.** ॥ ૭૨ ॥

[ ઉપરના સોળ નિયમો ધર્મોપદેશ કરવા વિષે છે. ]

૨૧૮. **માંદો ન હોઉં ત્યારે ઉભો રહી શૌચ કે લઘુશં કરીશ નહિ, એવો નિયમ કરવો.** ॥ ૭૩ ॥

૨૧૯ **ઘાસ ઊગ્યું હોય એવી જગ્યાએ, માંદો ન હો ત્યારે શૌચ કે લઘુશંકા કરીશ નહિ, એવો નિયમ કરવો.** ॥ ૭૪

૨૨૦. **માંદો ન હોઉં ત્યારે પાણીમાં શૌચ કે લઘુશં નહિ કરું, એવો નિયમ કરવો.** ॥ ૭૫ ॥

## સાત અધિકરણસમથ

સંઘમાં ઉત્પન્ન થએલી લઢવાડની શાંતિ અને માંડવા કરવા માટે.—

૨૨૧. **સંમુખવિનય આપવો.** (૧)

૨૨૨. **સ્મૃતિવિનય આપવો.** (૨)
૨૨૩. **અમૂઢવિનય આપવો.** (૩)
૨૨૪. **પ્રતિજ્ઞાતકરણ કરવું.** (૪)
૨૨૫. **બહુમતિથી નિકાલ કરવો.** (૫)
૨૨૬. **'જેનું પાપ તેને' વિધિ કરવો.** (૬)
૨૨૭. **તૃણાવસ્તારવિધિ કરવો.** (૭)

**વ્યાખ્યા—**

૧. **સંમુખવિનય:**—કોઇ પણ ભિક્ષુએ અપરાધ કર્યો હોય અને એના પર આરોપ મૂક્યો હોય, ત્યારે તેની તપાસ સંઘ આગળ કરવી. સંઘની સમક્ષ તપાસ કરી કજીયો મટાડવો, એને સંમુખવિનય આપવો એમ કહે છે.

૨. **સ્મૃતિવિનય:**—આ વિનય સામાન્ય ભિક્ષુને આપી શકાતો નથી. અર્હન્ત જેવા અત્યંત સદ્દાચરણી ભિક્ષુને આપી શકાય છે. એના પર જો કોઈ ભિક્ષુ ભળતો જ આરોપ મૂકે અને એ ભિક્ષુ એ આરોપ ખોટો છે એવું સંઘને સમજાવીને કહે, તો આવે પ્રસંગે સંઘ એની સ્મૃતિ (સ્મરણ) યોગ્ય ઠરાવી, એને સ્મૃતિવિનય આપે છે. ત્યાર પછી ફરીથી એવો આરોપ મૂકવામાં આવે તો એ નકામો બબડાટ છે, એમ માનવામાં આવે છે.

૩. **અમૂઢવિનય:**—કોઈ ભિક્ષુ ગાંડો થયો હોય ત્યારે એને હાથે ઘણા દોષ થાય છે; અને એ સાજો થયા પછી તપાસ કરવામાં આવતાં, મને કંઇ પણ યાદ નથી, અથવા સ્વપ્ન જેવું કંઇક કંઇક યાદ આવે છે એવું એ કહેવા માડે, તો ગાંડપણમાં એનાથી થએલા દોષોની સંઘ તરફથી એને માફી મળે છે; અને એ દિવસથી એ સાજો થયો, એમ માનવામાં આવે છે. આને અમૂઢવિનય આપવો એમ કહે છે.

૪. **પ્રતિજ્ઞાતકરણ:**—કોઈ પણ ભિક્ષુ પર એની ગેરહાજરીમાં આરોપ મૂકવો નહિ; અને એ એ આરોપ કબૂલ કરે તો એટલેથી જ એ કજીયો મટાડવો; આને પ્રતિજ્ઞાતકરણ કહે છે.

૫. **બહુમતિથી નિકાલ:**—કોઇ પણ બાબતનો નિકાલ સહેલાઈથી ન થતો હોય, તો એ બહુમતિથી કરવામા આવે છે. આવે પ્રસંગે બધા ભિક્ષુઓની સંમતિથી એક અત્યંત ગુણજ્ઞ ભિક્ષુને મતગ્રાહક (**सलाकागाहापक**) તરીકે ચૂંટવામાં આવે છે. અને એ બધાના મત લઇ[૧], બહુમતનો વિચાર કરી યોગ્ય ચૂકાદો આપે છે.

૬. **જેનું પાપ તેને:**—કોઇ ભિક્ષુ ઘડીમાં દોષ કબૂલ કરતો હોય અને ઘડીમાં નાકબૂલ કરતો હોય, તો એવે પ્રસંગે એનો પક્ષપાત કે વિરોધ ન કરતા, બધો સંઘ એ ઠેકાણે આવતાં સુધી એનો બહિષ્કાર કરે છે આ વિધિને 'જેનુ પાપ તેને' (**तस्स-पापियसिका**) વિધિ કહે છે.

૭. **તૃણાવસ્તારવિધિ:**—સંઘમા તડ પડી નાના નાના કારણો માટે જ્યારે લઢવાડો ઉપસ્થિત થાય છે, ત્યારે બંને તડમા શાંતિ સ્થાપિત કરવા માટે આ વિધિ કરવામા આવે છે. ગંદી જમીન જેવી રીતે આપણે ઘાસથી ઢાકી દઇએ છીએ, તેવી રીતે ભિક્ષુઓને હાથે થએલી નાનીસૂની ભૂલો આ વિધિથી ઢાકી દેવામાં આવે છે તેથી એને તૃણાવસ્તારવિધિ કહે છે.

આ વિધિ કયે કયે પ્રસગે કરવા તેનો વિસ્તાર ચુલ્લવગ્ગના ચોથા ખંધકમા કરેલો છે. અર્થાત્ એનો સંગ્રહ પહેલા ભાગમા

---

૧. લાલ, ધોળા વગેરે રંગની સળીયો મતદારોને આપી, એમણે પાછી આપેલી સળીયો ઉપરથી બહુમત નક્કી કરવાનો રિવાજ હતો. આ સળીયોને શલાકા (सलाका) કહેતા.

થવો જોઇતો હતો; પણ તેમ કર્યું હોત તો ત્યાં ઘણો વિસ્તાર કરવો પડયો હોત અને પાછો અહીં એ નિયમો તથા એ પ્રકરણનો સંબંધ મેળવવો પડયો હોત; તેથી વિસ્તારની બીકથી આ નિયમોની ટૂંકમાં અહીં જ માહિતી આપી છે.

પારાજિકા, સંઘાદિશેષ વગેરે નિયમો બોલી રહ્યા પછી પ્રાતિમોક્ષ બોલનારો ભિક્ષુ એ બાબતમાં સંઘના સભાસદો શુદ્ધ છે કે નથી, એવો ત્રણ વાર પ્રશ્ન પૂછે છે અને બધા સભાસદો મૌન રહે, તો તેઓ તે તે દોષોથી મુક્ત છે, એવું માની લે છે. બધો પ્રાતિમોક્ષ (એટલે આ ૨૨૭ નિયમો) બોલી રહ્યા પછી તે કહે છે, "ભાઇઓ, મેં પ્રાતિમોક્ષનું નિદાન કહી સંભળાવ્યું. ચાર પારાજિકાઓ, તેર સંઘાદિશેષ, બે અનિયત, ત્રીશ નિસ્સગ્ગિય પાચિત્તિય, બાણું પાચિત્તિય, ચાર પાટિદેસનિય, પંચોતેર સેખિય, સાત અધિકરણસમથ, (આ સર્વ નિયમો) કહી સંભળાવ્યા. આટલા (નિયમો) નો એ ભગવાનના સૂત્રમાં સમાવેશ થાય છે અને દર પખવાડિયે એ કહી સંભળાવવામાં આવે છે. આ બાબતમાં બધાએ એકતાથી, મુદિત મનથી અને ટંટો બખેડો કર્યા વગર વર્તવું."

આ પછી ભિક્ષુણીના નિયમો આવવા જોઇએ. તેમના નિયમોમાં આઠ પારાજિકા, સત્તર સંઘાદિશેષ, ત્રીશ નિસ્સગ્ગિય પાચિત્તિય, એકસો છાસઠ પાચિત્તિય, આઠ પાટિદેસનિય, અને પંચોતેર સેખિયનો સમાવેશ થાય છે. ભિક્ષુઓના નિયમમાં અને આમાં ઘણું સામ્ય છે. પહેલી ચાર પારાજિકા એક જ જાતની છે. બાકીની બીજી ચાર ભિક્ષુણીઓ માટે વધારાની છે તે આ પ્રમાણે.—(૧) ઢીંચણ ઉપરના ભાગમાં પુરુષ જો વિકૃત મને સ્પર્શ કરે અને તેવા જ ભાવથી ભિક્ષુણી તે સ્વીકારે તો ભિક્ષુણીને પારાજિકા આપત્તિ થાય છે. (૨) બીજી ભિક્ષુણીએ પારાજિકા આપત્તિ કરી હોય અને તેની જાણ હોવા છતાં જો તે છૂપાવી રાખવાનો પ્રયત્ન કરે તો તેમ

છૂપાવવાનો પ્રયત્ન કરનાર ભિક્ષુણીને પણ પારાજિકા આપત્તિ થાય છે. (૩) સંઘે બહિષ્કૃત કરેલ ભિક્ષુનો પક્ષ લેનાર ભિક્ષુણીને તેમ ન કરવા ત્રણ વાર કહેવું. એમ છતાં તેનો પક્ષ ન છોડે તો તેને પારાજિકા આપત્તિ થાય છે. (૪) જે ભિક્ષુણી સંકેત કરીને પુરુષને એકાન્તમા મળવાનો નિશ્ચય કરે તેને પારાજિકા આપત્તિ થાય છે.[૧] આ જ પ્રમાણે બીજા નિયમોમાં પણ ઘણા ફેરફારો છે, તે ઉપરથી એવું જણાય છે કે ભિક્ષુઓએ ભિક્ષુણીઓના નિયમો અતિશય કડક કરવાનો ખૂબ પ્રયત્ન કર્યો હોવો જોઇએ. આ બધા નિયમોનું ભાષાન્તર, અને પૂર્વપીઠિકા આપીને વાચકોને કંટાળો આપાવાની મારી ઇચ્છા નથી.



૧. આ ભાષાન્તર નથી. ફક્ત આ ચાર નિયમોનો સારાંશ છે.

# ભાગ ત્રીજો

## મહાશ્રાવકોનો પરિચય

'**અસીતિ**[1] **મહાસાવક**' એટલે એંશી મહાશ્રાવક એવા અર્થનો ઉલ્લેખ બુદ્ધઘોષાચાર્યની **અ**ટ્ઠકથામાં અનેક ઠેકાણે આવે છે. પરંતુ એમનાં નામ કોઇ પણ સ્થળે આપેલાં ન હોવાથી, આ મહાશ્રાવક કોણ, એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. **થે**રગાથામા ૨૬૪ થેરોની ગાથાઓ છે, અને **અ**પદાનમા થેરોના ૫૫૦ આપદાનો છે. તેથી આમાથી એંશી મહાશ્રાવકો કયા હતા, એ કહેવું મુશ્કેલ છે.

**અં**ગુત્તરનિકાયમાંના **એ**કકનિપાતમા **એ**તદગ્ગ નામનું એક પ્રકરણ છે. જૂદા જૂદા ભિક્ષુઓને, ભિક્ષુણીઓને, ઉપાસકોને અને ઉપાસિકાઓને તે તે ગુણમાં બુદ્ધે અગ્રસ્થાન આપેલું હોવાથી આ પ્રકરણને '**એ**તદગ્ગ' કહે છે. એમા સાત વગ્ગ હોઇ બધા મળીને એંશી સુત્તો છે. ઘણું ખરૂં દરેક વ્યક્તિને ઉદ્દેશીને એક એક સુત્ત છે. પણ ચુલ્લપંથકને ઉદ્દેશીને બે, સુભૂતિને ઉદ્દેશીને બે અને **આ**નંદને ઉદ્દેશીને પાંચ સુત્તો છે; તથા **ત**પુસ્સ અને **ભ**લ્લિકનો એક જ સુત્તમા સમાવેશ કરેલો છે. એટલે આ એંશી સુત્તોમા

---

**૧. કોઇ કોઇ જગ્યાએ 'અસીતિ મહાથેરા' એવો ઉલ્લેખ પણ નજરે પડે છે. પરંતુ ત્રિપિટક સાહિત્યમાં નામાંકિત સ્થવિરોનાં જે નામ મળી આવે છે, તે બધાનો એતદગ્ગ પ્રકરણમાં સમાવેશ થએલો જોવામાં આવે છે. આ સ્થવિરો બધા મળીને એકતાળીશ છે. તેથી બીજા ઓગણચાળીશ કયા, તે ઠરાવવામાં મુશ્કેલી પડે છે. ભિક્ષુણી, ઉપાસક અને ઉપાસિકાઓનું મહત્ત્વ દિવસે દિવસે ઓછું થતું જવાથી 'અસીતિ મહાસાવક' કહેવાને બદલે 'અસીતિ મહાથેરા' કહેવાનો પણ પ્રઘાત પડયો હોય એમ લાગે છે.**

એકંદર ૭૫ વ્યક્તિઓનો ઉલ્લેખ છે. તેમાથી ૪૧ ભિક્ષુઓ, ૧૩ ભિક્ષુણીઓ, ૧૧ ઉપાસકો તથા ૧૦ ઉપાસિકાઓ છે.

બુદ્ધના શ્રાવકસમૂહનો, એક ઠેકાણે, પ્રાચીનમા પ્રાચીન ઉલ્લેખ આ એતદગ્ગ પ્રકરણમાં છે. પણ અહીં આપેલી વ્યક્તિઓને મહાશ્રાવક કહી શકાય કે કેમ, એ પ્રશ્ન છે. એક તો એમા ભિક્ષુ અને ભિક્ષુણી-ઓનો જ નહિ, પણ ઉપાસક અને ઉપાસિકાઓનો પણ સંગ્રહ કરેલો છે. અને બીજું, એમની સંખ્યા એંશી થતી નથી.

બુદ્ધના શ્રાવકોમાં ભિક્ષુ, ભિક્ષુણી, ઉપાસક અને ઉપાસિકા, એવા ચાર ભેદ હતા. તેમાંથી ભિક્ષુ તથા ભિક્ષુણીઓના સંઘ જુદા જુદા હતા, અને ઉપાસક તથા ઉપાસિકાઓના સંઘ હતા જ નહિ. પરંતુ ધર્મની બાબતમાં ચારેને સરખો જ અધિકાર રહેતો. જેવી રીતે ભિક્ષુ તથા ભિક્ષુણીસંઘમા સોતાપન્ન, સકદાગામી અને અનાગામી હતા, તેવી જ રીતે ઉપાસક તથા ઉપાસિકાઓમા પણ એ હતા. ઉપાસક અર્હત્ થાય તો એ ઘણું ખરું ગૃહસ્થાશ્રમમા ન રહેતાં ભિક્ષુ થતો. મહાપરિનિબ્બાનસુત્તમા એક ઠેકાણે **માર**[1] **બુદ્ધને** કહે છે, "**ભગવન્**, હવે આપ પરિનિર્વાણ પામો. આ આપનો પરિનિર્વાણકાળ છે. તમે કહેલું કે 'હે **માર**, જ્યાં સુધી મારા ભિક્ષુઓ...ભિક્ષુણીઓ...ઉપાસક...ઉપાસિકાઓ વ્યક્ત, વિનીત, વિશારદ, બહુશ્રુત, ધર્મધર, ધર્માનુધર્મપ્રતિપન્ન, સામીચીપ્રતિપન્ન, ધર્મ પ્રમાણે વર્તનારાં, મારો ધર્મ શીખી ઉત્તમ રીતે ઉપદેશ કરવા માટે શક્તિમાન્ તથા વાદવિવાદમા હાર ન પામે એવાં શ્રાવક તથા શ્રાવિકાઓ થશે નહિ, ત્યાં સુધી હું પરિનિર્વાણ પામીશ નહિ.' પરંતુ હવે તમારાં ભિક્ષુ તથા ભિક્ષુણીઓ વગેરે તમારા કહેવા પ્રમાણે શ્રાવક તથા શ્રાવિકાઓ થએલ છે, તેથી હવે આપ પરિનિર્વાણ

---

૧. **દીઘનિકાય, ભા. ૨. પૃ. ૧૦૪–૧૦૫.**

પામો. આ આપનો પરિનિર્વાણકાળ છે.[૧] ”

આ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે, વ્યવહારમાં જો કે ભિક્ષુ તથા ભિક્ષુણીઓને ઉપાસક--ઉપાસિકાઓ નમસ્કાર વગેરે કરી માન આપતા; તો પણ શાસ્ત્રના જ્ઞાનમા અને ધર્માચરણમાં બધાને સરખાં જ માનવામાં આવતા. હવે આ **એ**તદગ્ગ પ્રકરણમાં ૭૫ વ્યક્તિઓનો ઉલ્લેખ હોવા છતા એમને ૮૦ મહાશ્રાવક કહી શકાય કે કેમ, એ પ્રશ્ન બાકી રહ્યો. એનો સીધી રીતે જવાબ આપવો મુશ્કેલ છે. **પા**લિ સાહિત્યમાં ૮૦ મહાશ્રાવકોની યાદી કોઇ પણ ઠેકાણે આપેલી નથી. તેથી એમનો સંબંધ આ **એ**તદગ્ગ પ્રકરણ સાથે લગાડયા વગર બીજો ઉપાય નથી. જૂના ટીકાકારોને અનુસરી, મધ્યમપદલોપી સમાસ કરી, જેમ તેમ કરી અર્થ બેસાડયા વગર છૂટકો નથી. **‘असीति महासावका’** નો **‘असीतिया सुत्तेहि वण्णिता महासावका’** એવો પદચ્છેદ કરીએ તો કદાચ એનો અર્થ બેસે. ૮૦ સુત્તો જોઇને એમાની વ્યક્તિઓની ગણત્રી કર્યા વગર જ **‘असीति महासावका’** કહેવાનો પ્રચાર પડયો હોય, એવો પણ સંભવ છે. ફાવે તેમ હોય, તો પણ **એ**તદગ્ગ પ્રકરણ વગર બીજી અત્યંત પ્રાચીન એવી મહાશ્રાવકોની યાદી ઉપલબ્ધ ન હોવાથી, આ પ્રકરણમા આવેલી વ્યક્તિઓનાં ચરિત્રો **અં**ગુત્તરનિકાય-**અ**ટ્ઠકથાને ( **મ**નોરથપૂરણીને ) આધારે અને જ્યાં બની શકે ત્યાં સુત્ત તથા વિનયપિટકને આધારે, ‘ મહાશ્રાવકોનો પરિચય ’ એ મથાળા નીચે ટૂંકમાં આપુ છું.

**એ**તદગ્ગ પ્રકરણમાં જે જે વ્યક્તિઓ સંબંધે જે જે સુત્તો છે, તે તે સુત્તોનાં ભાષાંતર તે તે વ્યક્તિઓનાં ચરિત્રોની શરૂઆતમાં અવતરણમા આપ્યાં છે.

---

**૧. ભિક્ષુ–ભિક્ષુણી તથા ઉપાસક–ઉપાસિકાઓનો ઉલ્લેખ જૂદી જૂદી કલમમાં છે. છતાં એમને લગાડેલાં વિશેષણો એક જ હોવાથી અહીં એ સર્વ હકીકત થોડા શબ્દોમાં કહેવાનો પ્રયત્ન કર્યો છે.**

## ૧

## આજ્ઞાત કૌણ્ડિન્ય[૧]

" ભિક્ષુઓ, ઘણો વખત સંઘમાં રહેનારા મારા ભિક્ષુ શ્રાવકોમા કૌણ્ડિન્ય પહેલો છે. "

**બો**ધિસત્ત્વના જન્મ પછી તરત જ જે આઠ બ્રાહ્મણોએ એન ભવિષ્યકથન કર્યું, તે બધામા આ અત્યંત જુવાન હતો. કૌણ્ડિન્ય એ એનું ગોત્ર છે તથા એનું નામ સુદત્ત છે એવું જાતક–અટ્ઠકથા કારનું કહેવું છે. બીજા બ્રાહ્મણોએ બોધિસત્ત્વનું ભવિષ્ય સંદિગ્ધ રીત કહ્યું, કે જો એ ગૃહસ્થાશ્રમમાં રહેશે તો ચક્રવર્તી થશે; અને સંન્યાસ શ્રશે તો બુદ્ધ થશે. પણ કૌણ્ડિન્યે એના લક્ષણ જોઈ કહ્યું, કે એ જરૂર બુદ્ધ જ થશે. બોધિસત્ત્વે ઘરનો ત્યાગ કર્યો તે વખ કૌણ્ડિન્યના સાથીદારો હયાત ન હતા. તેથી એણે એમનાં છોકરા ઓને કહ્યું, " ગૌતમે ગૃહત્યાગ કર્યો છે, અને એ જરૂર બુદ્ધ થશે તેથી આપણે પણ પ્રવ્રજ્યા લઇ એના ધર્મામૃતનો લાભ લઇએ. એ સાત બ્રાહ્મણોના છોકરાંઓમાથી ચાર જણે કૌણ્ડિન્યની સા પ્રવ્રજ્યા લીધી અને આ પાંચ જણા 'પંચવર્ગીય ભિક્ષુઓ' ન નામથી ઓળખાવા લાગ્યા. ઉરુવેલા પ્રદેશમા જ્યારે બોધિસત તીવ્ર તપસ્યાનો આરંભ કર્યો, તે વખતે આ એમની સેવા કર હતા. પણ બોધિસત્ત્વે દેહદંડનની નિષ્ફળતા જાણી પરિમિત આહ લેવાનું શરૂ કર્યું, એટલે એ પતિત થયો એમ માની આમણે એ ત્યાગ કર્યો અને તેઓ વારાણસી ગયા. પછીથી બુદ્ધને બોધિવૃ નીચે ધર્મજ્ઞાન થયુ. ત્યારે એમણે આળાર કાલામ અને ઉ રામપુત્ત નામના પોતાના બોધિસત્ત્વાવસ્થામાંના બે ગુરુઓને પ્રથ ધર્મોપદેશ કરવાનો વિચાર કર્યો. પણ એ બંને થોડા વખત પહેલાં

---

૧. ત્રિપિટકમાં આનું ' अञ्ञा कोण्डञ्ञ, ' અને લલિતવિસ્તર શરૂઆતમાં 'ज्ञान कौण्डिन्य' એવું નામ આપેલું છે.

મરણ પામ્યા હતા. તેથી આ **પંચવર્ગીય** ભિક્ષુઓને પ્રથમ ઉપદેશ કરવાનો વિચાર કરી, **બુદ્ધ ભ**ગવાન ઉરુવેલાથી, ફરતા ફરતા **અ**ષાઢ માસની પુનમની લગભગ **વા**રાણસીમાં **ઋ**ષિપત્તનમાં– જ્યાં પંચવર્ગીય ભિક્ષુઓ રહેતા હતા ત્યાં—આવી પહોંચ્યા.

એને જોઇ પંચવર્ગીયોમાંના એકે બીજાને કહ્યું, " આ ઢોંગી શ્રમણ આવે છે. આ આવે છે એ પતિત ગૌતમ. એનો કોઇ પણ રીતે આદરસત્કાર કરવો જોઇએ નહિ. એક માત્ર આસન આપવું. એની ઇચ્છા હોય તો બેસે, ને ન હોય તો ન બેસે ! " પણ જેમ જેમ **બુદ્ધ ભ**ગવાન પાસે આવતા ગયા તેમ તેમ **પં**ચવર્ગીયોનો વિચાર ડગમગવા લાગ્યો. એક જણે આસન પાથર્યું, તો બીજાએ પગ ધોવા માટે પાણી આપ્યું, અને બાકીનાઓએ ભિક્ષાપાત્ર તથા ચીવર લઇ એમનું સન્માન કર્યું. **ભ**ગવાને પોતાને ધર્મજ્ઞાનનો સાક્ષાત્કાર થયાની હકીકત એમને કહી સંભળાવી; પણ શરૂઆતમા એમનો વિશ્વાસ બેસે નહિ. છેવટે **અ**ષાઢ માસની પૂર્ણિમાને દિવસે **ભ**ગવાને એમને પ્રથમ ધર્મોપદેશ કર્યો. એના ઉપર **પં**ચવર્ગીયોમાંથી પ્રથમ કૌણ્ડિન્યની શ્રદ્ધા બેઠી. ત્યારે બુદ્ધ ભગવાન બોલી ઉઠ્યા, " રે કૌણ્ડિન્ય, તને જ્ઞાન થયું છે. ( **अञ्ञासि वत भो कोण्डञ्ञो, अञ्ञासि वत भो कोण्डञ्ञो**)" ત્યારથી એનું '**આ**જ્ઞાત કૌણ્ડિન્ય' એવું નામ પડ્યું.

## ૨ અને ૩

## સારિપુત્ત અને મોગ્ગલ્લાન

" ભિક્ષુઓ, મારા મહાજ્ઞાની ભિક્ષુશ્રાવકોમાં **સા**રિપુત્ત શ્રેષ્ઠ છે."

" ભિક્ષુઓ, મારા ઋદ્ધિમાન્ ભિક્ષુશ્રાવકોમા **મ**હામોગ્ગલ્લાન શ્રેષ્ઠ છે. "

આ બંને જણા **રા**જગૃહ પાસે ધનાઢ્ય બ્રાહ્મણકુટુંબોમાં જન્મ્યા હતા. તેઓ **બુદ્ધ ભ**ગવાનથી ઉંમરે મોટા હતા. **સા**રિપુત્ત

ઉપતિષ્ય[1] ગામના એક આગળ પડતા કુટુંબમા જન્મ્યો હતો; તેથી એનું 'ઉપતિષ્ય' એ જ નામ પાડવામાં આવ્યુ હતું. **સારિ** નામની બ્રાહ્મણીનો પુત્ર હોવાથી એને **સારિપુત્ત** કહેતા હતા; અને આગળ જતાં એ એ જ નામથી પ્રસિદ્ધ થયો. કોલિત[2] ગામના આગેવાન કુટુંબમાં જન્મ થવાથી **મોગ્ગલ્લાન**નું 'કોલિત' એ જ નામ રાખવામા આવ્યું હતું. એ **મોગ્ગલી** નામની બ્રાહ્મણીનો પુત્ર હોવાથી એને **મોગ્ગલ્લાન** કહેતા, અને એ આગળ જતાં આ જ નામથી પ્રસિદ્ધ થયો. આ બે કુટુંબોમા ઘણી પેઢીઓથી સારો સંબંધ હતો. તેમાં **સારિપુત્ત** અને **મોગ્ગલ્લાન** સમવયસ્ક અને સમાનશીલ હોવાથી એ બંનેની ગાઢ મૈત્રી બંધાઈ. બહાર ગામ કોઈ પણ ઠેકાણે જવાનું હોય તો એ એકબીજાને છોડીને જતા નહિ.

રાજગૃહમાં ડુંગર ઉપર દર વરસે જાત્રા ભરાતી. એને ગિરગ્ગ-સમજ્જ (**गिरग्रसमज्या**) કહેતા એક વખત આ બંને જણ ત્યાં જઈ નાચતમાશો જોવામાં ગૂંથાયા હતા, તેવામા પૂર્વના પુણ્યપ્રભાવથી એમના મનમા એકાએક એવો વિચાર આવ્યો કે, સો વરસ પછી આમાંથી એક પણ પ્રાણી બાકી રહેશે નહિ. તે બને જણ વિચારમાં લીન થયા. છેવટે **કોલિતે** ઉપતિષ્યને કહ્યું, "ભાઈ, તું રોજની માફક આનંદી દેખાતો નથી એનું કારણ શું ?" ત્યારે **ઉપતિષ્યે** પોતાના મનમા રમી રહેલો વિચાર એને કહી સંભળાવ્યો; અને **કોલિતને** એની વિચારમગ્નતાનું કારણ પૂછ્યુ. **કોલિતે** પણ જ્યારે પોતાના મનમાં બરાબર એ જ વિચાર ઉદ્દભવ્યો છે એવું કહી સંભળાવ્યું, ત્યારે બંને જણે ત્યા જ ઘરનો ત્યાગ કરી પરિવ્રાજક થવાનો નિશ્ચય કર્યો; અને બંને જણ **રાજગૃહ**મા રહેતા પ્રસિદ્ધ **સંજય**

---

૧. **સારિપુત્ત અને મોગ્ગલ્લાન પ્રખ્યાત થયા પછી જ્યાં એમનો જન્મ થયો તે ગામો, એમનાં નાનપણના નામ પરથી ઓળખાવા લાગ્યાં હોય એવો પણ સંભવ છે.**

૨. **ઉપરની નોંધ જુવો.**

પરિવ્રાજકના શિષ્ય થયા. પરંતુ **સંજય**ના ધર્મના અભ્યાસથી એમના મનને શાંતિ મળી નહિ. તેથી તેમણે એવો નિશ્ચય કર્યો કે, બીજા પંથના શ્રમણો સાથે ધર્મચર્ચા કરીને જો આપણામાથી કોઇને ખરો રસ્તો હાથ લાગે, તો એણે તરત જ એ વાત બીજાને કહેવી. અને બંને જણે મળી એ પથમા દાખલ થવું.

**વારાણસી**માં ધર્મચક્રની સ્થાપના કરી તથા સાઠ ભિક્ષુઓને ધર્મોપદેશ માટે આસપાસ મોકલી, **બુદ્ધ ભ**ગવાન પોતે ઉરુવેલા આવ્યા. ત્યા એમણે ઉરુવેલકાશ્યપ, **ન**દીકાશ્યપ અને **ગ**યાકાશ્યપ નામના ત્રણ પ્રસિદ્ધ જટિલ તપસ્વી ભાઇઓને પોતાના સંઘમા દાખલ કર્યા; અને એમના પંથના સર્વ જટિલોને ભિક્ષુઓ બનાવી, આ મહાન્ ભિક્ષુસમુદાય સાથે **રા**જગૃહ આવ્યા. ત્યા **બિં**બિસાર રાજાએ એમનો ઘણો સત્કાર કરી એમને તથા ભિક્ષુ-સંઘને રહેવા માટે **વે**ળુવન નામનો બગીચો દાનમા આપ્યો. **બુદ્ધ ભ**ગવાન આ ઉદ્યાનમા રહેતા હતા તે દરમિયાન એક દિવસે **અસ્સજી** (**અશ્વજીત્**) ભિક્ષુ **રા**જગૃહમા ભિક્ષાટન કરતો હતો. એની પ્રસન્ન મુદ્રા જોઇ **સા**રિપુત્તના મનમાં એને માટે એકદમ આદર ઉત્પન્ન થયો. પરંતુ ભિક્ષાટન વખતે પ્રશ્ન પૂછવો એ યોગ્ય નથી, તેથી કંઇ પણ બોલ્યા વગર એ **અસ્સજી**ની પાછળ **રા**જગૃહમાંથી બહાર પડયો; અને **અ**સ્સજીને શહેર બહાર મળી એની કુશળતા વગેરે પૂછી બોલ્યો, “આયુષ્મન્, તારી મુદ્રા પ્રસન્ન દેખાય છે. તારો ગુરુ કોણ ? તું કયા ધર્મ પ્રમાણે આચરણ કરે છે ?”

**અસ્સજી**:—આયુષ્મન્, **શા**ક્યકુલમાથી નીકળી પ્રવ્રજ્યા લીધેલા એક મહાશ્રમણ છે. એ **ભ**ગવાન મારા ગુરુ છે. એ **ભ**ગવાનના ધર્મ પ્રમાણે હું આચરણ કરું છું.

**સા**રિપુત્તઃ—તારા ગુરુનો ધર્મ કયો ? એ કયો મત પ્રતિપાદન કરે છે ?

અસ્સજી:—હું આ પંથમાં હમણા જ દાખલ થયો છું, તેથી મારા ગુરુનો ધર્મ હું વિસ્તારથી કહી શકીશ નહિ; પરંતુ હું તને ટૂંકમા એ કહી શકીશ.

સારિપુત્ત:—સંક્ષેપમા કે વિસ્તારથી ફાવે તેમ કહે. એનો ભાવાર્થ કહે એટલે થયુ. મારે સારાંશ જોઇએ છે. ઘણા શબ્દો લઇને શું કરવાનું ?

અસ્સજી:—કારણ વડે ઉત્પન્ન થએલા જે પદાર્થો (પંચસ્કંધ વગેરે દુઃખદ પદાર્થો) છે તેમનું કારણ તથાગતે બતાવ્યુ છે, અને એમનો નિરોધ કેવી રીતે થઈ શકે તે પણ બતાવ્યું છે. મહાશ્રમણનો આ જ મત છે.[1]

આ સાભળી સારિપુત્તના અંતઃકરણમાથી અંધકાર એકદમ દૂર થયો. જે દુઃખ પેદા થાય તેનો નાશ પણ થવો જ જોઇએ, અને એ મોક્ષનો માર્ગ તે આ જ, એવી એની ખાતરી થઇ. એણે મોગ્ગલ્લાન પાસે જઇ આ વાત કહી સંભળાવી. ત્યારે મોગ્ગલ્લાને કહ્યું, "આ પંથમાં આપણે આશ્રયે રહેનારા આ અઢીસો ભિક્ષુઓ છે, તેમને પણ આપણે આ વાત કહીએ." એમની પાસે જઇ સારિપુત્ત અને મોગ્ગલ્લાને એમને કહ્યું, "આ પરિવ્રાજકપંથમા તમે અમારે આશ્રયે રહો છો. પણ અમે હવે ભગવાનના પંથમાં જવાનો નિશ્ચય કર્યો છે. જો તમારી ઇચ્છા હોય તો તમે પણ અમારી સાથે ચાલો." એ બંનેએ પોતાનો વિચાર સંજય પરિવ્રાજકને પણ જણાવ્યો. ત્યારે સંજયે કહ્યું, "તમે આમ કરશો

---

૧. મૂળ ગાથા આવી છે:—

ये धम्मा हेतुप्पभवा हेतुं तेसं तथागतो आह ।
तेसं च यो निरोधो एवंवादी महासमणो ॥

આ ગાથા ઘણી પ્રસિદ્ધ હોઇ, ઘણે ઠેકાણે શિલાલેખોમાં મળી આવે છે.

નહિ. આપણે ત્રણે જણા આ પરિવ્રાજકસંઘના પ્રમુખ થઇશું." પણ **સા**રિપુત્ત અને **મે**ાગ્ગલ્લાને એનું કહેવું કાને ધર્યું નહિ; અને પોતાને આશ્રયે રહેનારા અઢીસો પરિવ્રાજકોને સાથે લઇ તેઓ **ભ**ગવાન પાસે ગયા. **સં**જયને એથી ઘણું દુઃખ થયુ.

**ભ**ગવાન તે વખતે વેળુવનમા રહેતા હતા. **સા**રિપુત્ત અને **મે**ાગ્ગલ્લાનને આવતા જોઇ એમણે ભિક્ષુઓને કહ્યું, "કોલિત અને ઉપતિષ્ય એ બે જણા આ તરફ આવે છે. તેઓ મારા અગ્રશ્રાવક **થ**શે." **ભ**ગવાનની પાસે આવી, એમણે તથા એમની સાથેના પરિવ્રાજકોએ પોતાને ભિક્ષુસંઘમા દાખલ કરવાની **ભ**ગવાનને વિનંતી કરી. **ભ**ગવાન બોલ્યા, "ભિક્ષુઓ, આમ આવો. ધર્મનું ઉત્તમ રીતે વિવરણ કર્યું છે. દુઃખનો પૂર્ણ રીતે નાશ કરવા માટે બ્રહ્મચર્યનું પાલન કરો." આ જ એ બધાની ઉપસંપદા થઇ.

ત્રિપિટકગ્રંથમાં જેણે પ્રવેશ કર્યો હોય, તેને **સા**રિપુત્ત તથા **મે**ાગ્ગલ્લાનની મહત્તા વિષે કહેવાની જરૂર નથી. **સા**રિપુત્તે ઉપદેશેલાં ઘણાં સુત્તો **સુ**ત્તપિટકમાં છે. **સે**લ બ્રાહ્મણે 'આપનો સેનાપતિ કોણ ?' એવો પ્રશ્ન કર્યાથી **ભ**ગવાન કહે છે:—

**मया पवत्तितं चक्कं धम्मचक्कं अनुत्तरं ।**
**सारिपुत्तो अनुवत्तेति अनुजातो तथागतं ॥**[1]

મેં પ્રસ્થાપિત કરેલું ચક્ર—શ્રેષ્ઠ ધર્મચક્ર—**સા**રિપુત્ત ચલાવે છે. **ત**થાગતની પછવાડે ચાલનાર એ છે.

**મે**ાગ્ગલ્લાનની યોગસિદ્ધિના સંબંધમા તો સુત્ત અને વિનયપિટકમાં અનેક વાતો મળી આવે છે. તેથી મથાળે ઉતારામા એ બંનેનું અતિ સંક્ષેપમા યથાર્થ ગુણવર્ણન કરેલું છે, એ જૂદું કહેવાની જરૂર રહેતી નથી.

---

૧. **સુ**ત્તનિપાત, **સે**લસુત્ત.

## ૪

## મહાકાશ્યપ

"[1]અત્યંત સાદાઈમાં રહેનારા મારા ભિક્ષુશ્રાવકોમાં મહાકાશ્યપ શ્રેષ્ઠ છે."

વારાણસીના ઋષિપત્તનમાં ધર્મચક્રની પ્રસ્થાપના કરી અને ઉરુવેલ કાશ્યપ વગેરે ભાઈઓને ભિક્ષુસંઘમાં દાખલ કરી બુદ્ધ ભગવાન રાજગૃહ આવ્યા, તે વખતે મગધ દેશના મહાતીર્થ નામના ગામમાં એક અત્યંત શ્રીમંત બ્રાહ્મણકુટુંબમાં મહાકાશ્યપનો જન્મ થયો.[2] એનું નાનપણનું નામ પિપ્પલિ હતું. એ મોટો થયો ત્યારે

---

૧. દરેક અવતરણની શરૂઆતમાં આવેલ 'ભિક્ષુઓ' એ શબ્દ અહીંથી ગાળવામાં આવ્યો છે. મૂળ વાક્ય 'धुतवादानं यदिदं महाकस्सपो' એવું છે. વિશુદ્ધિમાર્ગના બીજા પરિચ્છેદમાં તેર ધુતંગોનું વર્ણન છે. તો પણ ત્રિપિટકમાં મુખ્યત્વે કરીને ચાર ધુતંગોનો ઉલ્લેખ નજરે પડે છે. એ ચાર ધુતંગો આ પ્રમાણે છે—જંગલમાં જ રહેવું, ચીથરાંનાં જ ચીવર ધારણ કરવાં, ત્રણ જ ચીવરો રાખવાં અને આમંત્રણનો સ્વીકાર ન કરતાં માત્ર ભિક્ષા પર જ નિર્વાહ કરવો. મહાકાશ્યપ આજીવન આ ધુતંગો પાળતો હતો; અને બીજા ભિક્ષુઓને એ પાળવા માટે ઉપદેશ કરતો હતો. તેથી સાદાઈથી રહેનારા ભિક્ષુઓમાં એને અગ્રસ્થાન પ્રાપ્ત થયું.

૨. ભગવાન બુદ્ધ થઈ રાજગૃહ આવ્યા તે વખતે એમની ઉંમર ઓછામાં ઓછી સાડત્રીશ વરસની તો હોવી જ જોઈએ મનોરથપૂરણીના કહેવા પ્રમાણે આ વખતે મહાકાશ્યપનો જન્મ થયો એમ માનીએ તો ભગવાનના પરિનિર્વાણસમયે મહાકાશ્યપની ઉંમર તેંતાળીશ વરસની હોવી જોઈએ. એટલી જુવાન વયે, રાજગૃહમાં ભરાએલી પહેલી સંગીતિનો (સભાનો) એને અધ્યક્ષ નીમવામાં આવે એ સંભવિત નથી. મનોરથપૂરણીની વિરુદ્ધ બીજો પણ એક સબળ પુરાવો મળી આવે છે. કસ્સપસંયુત્તના પાંચમા સુત્તમાં ભગવાન કસ્સપને કહે છે, "હે કસ્સપ, હવે તું વૃદ્ધ થયો છે. આ શણનાં પાંસુકૂલો (ચીંથરાંના વસ્ત્ર) પહેરવાં તારે માટે ભારે પડશે." તેંતાળીશ વરસની ઉંમર પહેલાં બુદ્ધકાળમાં તો જરૂર માણસ ઘરડો થતો ન હોવો જોઈએ.

પરણવા માટે એની માએ એની પાછળ તગાદો ચલાવ્યો. આજીવન બ્રહ્મચર્ય પાળવાનો નિશ્ચય અને માતૃપ્રેમ એ બેના સાડસામા બિચારો સપડાયો. છેવટે એક સોનીને હજાર મહોરો (નિષ્ક) આપી, એણે એક સોનાની ઉત્તમ સ્ત્રીપ્રતિમા બનાવડાવી, અને એને વસ્ત્રો, દાગીનાઓ અને ફૂલોથી શણગારી માને કહ્યું, "જો આવી સુંદર સ્ત્રી મળે તો હું પરણું." કાશ્યપ ધારતો હતો કે એવી સુંદર સ્ત્રી મળશે નહિ અને આપણે અવિવાહિત રહી શકીશું. પણ એની મા ઘણી ખટપટી હતી, એણે આઠ હોશિયાર બ્રાહ્મણોને એવી સુંદર સ્ત્રીની શોધ માટે દેશોદેશ મોકલી આપ્યા. તે વખતે મદ્રદેશની સ્ત્રીઓ સૌંદર્ય માટે ઘણી પ્રખ્યાત હતી. તેથી એ બ્રાહ્મણો પહેલા એ દેશના શાગલ નામના એક નગરમા ગયા; અને એ સુવર્ણપ્રતિમા નદીકાંઠે મૂકી ત્યાં વિશ્રાંતિ લેવા બેઠા. કૌશિક ગોત્રના એક બ્રાહ્મણની દાસી, એની (બ્રાહ્મણની) દીકરી ભદ્રાને નહવાડી, જાતે ન્હાવા માટે નદીએ આવી. એ સુવર્ણપ્રતિમા જોઈ પોતાના શેઠની દીકરી ત્યા આવી હોય, એવો એને ભાસ થયો; અને મોટેથી, હાથ ઉચો કરી બોલી, "અલિ એ, એકલી અહી આવી બેસતાં તને શરમ નથી આવતી?" એ બ્રાહ્મણો બોલ્યા, "બ્હેન, આવી જાતની સુંદર સ્ત્રી પણ કોણ છે?"

દાસીઃ—તમારી આ પ્રતિમા જડ છે. પણ અમારી ભદ્રા સૌંદર્યની જીવંત મૂર્તિ છે. આ પ્રતિમા સાથે એની તુલના કેમ કરી શકાય?

એ બ્રાહ્મણો કૌશિક બ્રાહ્મણને ઘેર ગયા, અને 'અમે કાશ્યપના બાપ તરફથી એના છોકરા માટે કન્યા શોધવા નીકળ્યા છીએ, અને અમારી ખાતરી છે કે આપની છોકરી કાશ્યપને પસંદ પડશે' વગેરે સર્વ કહ્યું. કાશ્યપનો બાપ કપિલ બ્રાહ્મણ ઘણો પ્રસિદ્ધ હતો: તેથી આવા કુટુંબમાં પોતાની છોકરી જાય એ કૌશિકને ગમતી જ વાત હતી. બ્રાહ્મણોનું કહેવુ એને પસંદ પડયું; અને એ પ્રમાણે પરસ્પર કુટુંબોમાં પત્રવ્યવહાર થઇ વિવાહ નક્કી થયો.

કાશ્યપની ઉંમર વીશ વરસની અને ભદ્રાની સોળ વરસની હતી. વિવાહ નક્કી થયાની વાત જાણવામા આવી કે તરત જ એ બંનેએ એક બીજાને એવા આશયના કાગળ લખી મોકલ્યા કે, સંસારમાં રહેવાની મારી ઇચ્છા નથી; તેથી લગ્નપાશમા બદ્ધ થવાથી નકામો ત્રાસ માત્ર થશે. આ બંને કાગળ ભદ્રા તથા કાશ્યપના વાલીઓના હાથમા આવ્યા, અને એમણે એ વાંચીને બારોબાર ફાડી નાખ્યા. 'કાચી ઉંમરનાં છે, ફાવે તે સારો નરસો વિચાર મનમા લઇ બેસે છે,' એવું એમને લાગ્યું હોય એમાં નવાઈ નથી. એ રીતે મહાકાશ્યપ અને ભદ્રાને, ઇચ્છા ન હોવા છતાં, લગ્નપાશમા બદ્ધ કરવામાં આવ્યા.

એ વખતના રિવાજ પ્રમાણે રાત્રે બંનેને એક જ શયનગૃહમાં અને એક જ પલંગ પર સૂવું પડતું. પરંતુ બંનેની વચમા બે ફૂલના હાર મૂકી ભદ્રા કાશ્યપને કહેતી, "જેના તરફનો હાર કરમાઈ જાય તેના મનમા કામવિકાર ઉત્પન્ન થયો, એમ સમજવું." જ્યાં સુધી મહાકાશ્યપના પિતા જીવતા હતા ત્યા સુધી એ કે ભદ્રા ઘર છોડી શકે તેમ ન હતું. પણ એક ઘરમા રહેવાથી એમના અખંડ બ્રહ્મચર્યમા અને ઉદાત્ત પ્રેમમાં કદી પણ ખળ પડયો નહિ. જ્યારે મહાકાશ્યપના માબાપ મરણ પામ્યા, ત્યારે તેણે ભદ્રાને કહ્યું, "તેં પોતાને ઘેરથી આણેલું દ્રવ્ય તથા આ ઘરમા જે છે તે બધું દ્રવ્ય આજથી તારૂં જ છે."

ભદ્રા:—પણ આપ કયા જાઓ છો?

કાશ્યપ:—હું હવે પ્રવ્રજ્યા લેવાનો છું.

ભદ્રા:—આપનો આ વિચાર મને પણ પસંદ છે. હું પણ આપની પાછળ આવું છું.

મહાકાશ્યપ પરિવ્રાજકના વેષમાં ઘરમાંથી બહાર પડયો. ભદ્રા પણ એની પાછળ પાછળ પરિવ્રાજિકા થઇ નીકળી પડી. એના નોકર ચાકરોએ તથા માલિકીના ગામમાં રહેનારી રૈયતે એમને

ઓળખી કાઢ્યા અને પાછા ફરવા માટે અતિશય આગ્રહ કર્યો. પણ **મ**હાકાશ્યપનો વિચાર જરા પણ ડગ્યો નહિ. ગામથી કેટલેક દૂર ગયા પછી એણે **ભ**દ્રાને કહ્યું, "**ભ**દ્રા, તારા જેવી સુંદર સ્ત્રી મારી પાછળ પાછળ આવતી જોઇ, પ્રવ્રજ્યા લીધી તો પણ આ બંનેનો ઘરસંબંધ તૂટયો નથી એવી કુકલ્પના લોકોના મનમાં આવે એવો સંભવ છે. આવા વિકારમય વિચારોને આપણે કારણભૂત કેમ થવું? ચાલ, આ બે રસ્તા જૂદા પડે છે; તું એક રસ્તે જા અને હું બીજે રસ્તે જઇશ."

**ભ**દ્રાઃ—આપ કહો છો તે ઠીક છે. આપ મોટા છો, તેથી આપ જમણે રસ્તે જાઓ અને હું ડાબે રસ્તે જઇશ.[1]

તે દિવસે **ભ**ગવાન **રા**જગૃહ અને **ના**લંદા એ બેની વચમાં આવેલા **બ**હુપુત્રક નામના એક વટવૃક્ષ નીચે બેઠા હતા. **મ**હાકાશ્યપે એમને જોયા, અને એમની ભવ્ય મુદ્રા જોઇ એની ખાતરી થઈ કે મારા ગુરુ આ જ છે.

**ભ**ગવાને એને ઉપદેશ કર્યો, અને **મ**હાકાશ્યપને સાથે લઇ **ભ**ગવાન એ વડના ઝાડ નીચેથી ચાલી નીકળ્યા. માર્ગમા વિશ્રાંતિ માટે **ભ**ગવાનની બેસવાની ઇચ્છા જણાયાથી **મ**હાકાશ્યપે પોતાનું ઓઢવાનું વસ્ત્ર જમીન ઉપર પાથર્યું. એ પર બેસી **ભ**ગવાને કહ્યું, "**કા**શ્યપ, તારૂં વસ્ત્ર ઘણું સુવાળું લાગે છે."

**કા**શ્યપઃ—**ભ**ગવન્, આપ એ લો ત્યારે.

**ભ**ગવાનઃ—જો એ હું લઉં તો તુ શું ઓઢીશ?

**કા**શ્યપઃ—આપની એટલી સંઘાટિ મને આપશો, તો હું એ ઓઢીશ.

**ભ**ગવાનઃ—પણ **કા**શ્યપ, આ ચીંથરાની બનાવેલી સંઘાટિ ઘણા દિવસ વાપરવાથી જીર્ણ થઇ ગઇ છે. સામાન્ય માણસ એ વાપરી શકે તેમ નથી.

---

૧. **ભ**દ્રાની આથી આગળની વાત ૫૧ મા પ્રકરણમાં જુઓ.

કાશ્યપે આગ્રહ કરી એ માગી લીધી, અને એ દિવસથી કોઇ પણ દિવસ ગૃહસ્થે આપેલું વસ્ત્ર એણે વાપર્યું નથી. એ પોતાનાં ચીવર ચીંથરાનાં જ બનાવતો અને એ પણ ત્રણ જ રાખતો. એ જંગલમાં રહેતો અને પિંડપાત (ભિક્ષા)પર જ નિર્વાહ કરતો.

કસ્સપસંયુત્તના ચંદૂપમસુત્તમા ભગવાન હવામાં હાથ હલાવી ભિક્ષુઓને કહે છે, “ ભિક્ષુઓ, આ મારો હાથ જુઓ હવામા ચોંટી પણ જતો નથી અને બદ્ધ પણ થતો નથી. આ પ્રમાણે કુટુંબોમાં ભિક્ષાટન કરતાં જે ભિક્ષુનું ચિત્ત ત્યા બદ્ધ થતું નથી; જેમની લાભ મેળવવાની ઇચ્છા હોય તેમને લાભ પ્રાપ્ત થાઓ, તથા જેમની ( દાયકોની ) ઇચ્છા હોય તેઓ પુણ્ય સંપાદન કરો, આવા વિચારથી જે પોતાને મળેલી વસ્તુથી જેવી રીતે સંતુષ્ટ થાય છે તેવી જ રીતે બીજાને મળેલી વસ્તુથી પણ આનંદિત થાય છે—આવી જાતનો ભિક્ષુ કુટુંબોમા ભિક્ષાટન કરવા માટે લાયક છે. ભિક્ષુઓ, કુટુંબોમા ભિક્ષાટન કરતી વખતે કાશ્યપનું ચિત્ત ત્યા બદ્ધ થતું નથી...પોતાને મળેલી વસ્તુથી એ જેવી રીતે સંતુષ્ટ થાય છે, તેવી જ રીતે અન્યને પ્રાપ્ત થએલી વસ્તુથી પણ આનંદિત થાય છે...ભિક્ષુઓ, લોકો મારો ધર્મોપદેશ સાભળશે અને ખુશ થશે તથા મારો યોગ્ય સત્કાર કરશે, એવી બુદ્ધિથી જે ભિક્ષુ ધર્મોપદેશ કરે છે, તેનો એ ધર્મોપદેશ શુદ્ધ નથી...પણ જે, લોકો મારો ધર્મોપદેશ સાભળી ધર્મ શું તે સમજશે અને એ પ્રમાણે વર્તશે, એવી શુદ્ધ ભાવનાથી, કેવળ કરુણાથી, દયાથી અને અનુકંપાથી ધર્મોપદેશ કરે છે, તેનો એ ધર્મોપદેશ શુદ્ધ છે ભિક્ષુઓ, કાશ્યપ આવી જ બુદ્ધિથી બીજાઓને ધર્મોપદેશ કરે છે ”

બુદ્ધ ભગવાનના પરિનિર્વાણ પછી ત્રણ મહિને રાજગૃહમાં ધર્મ તથા વિનયનો સંગ્રહ કરવા માટે પાંચસો ભિક્ષુઓની જે ( સંગીતિ ) ભરાઇ હતી, તેમા મહાકાશ્યપને પ્રમુખ ( સંઘસ્થવિર ) તરીકે ચૂંટવામા આવ્યો હતો. આ ઉપરથી, સંઘમાં મહાકાશ્યપનું કેટલું બધું માન હતું એ સ્પષ્ટ રીતે જણાય છે.

# ૫

## અનુરુદ્ધ

"મારા દિવ્યચક્ષુ ભિક્ષુશ્રાવકોમાં **અનુરુદ્ધ** શ્રેષ્ઠ છે."

**અનુરુદ્ધનો** જન્મ **અમિતોદન શાક્યને** ઘેર[1] થયો. **મહાનામ શાક્ય** એનો મોટો ભાઈ. પિતાના મરણ પછી ઘરની બધી વ્યવસ્થા એ જ રાખતો હતો. **અનુરુદ્ધને** સંસારનું બિલકુલ ભાન ન હતું. **બુદ્ધ ભગવાનની** ખ્યાતિ સર્વત્ર ફેલાઇ એટલે મોટાં મોટાં **શાક્ય**-કુટુંબોમાંથી જુવાન માણસો ભિક્ષુ થઇ એમના સંઘમાં દાખલ થવા લાગ્યા. ત્યારે **મહાનામે અનુરુદ્ધને** કહ્યું, "આપણા કુટુંબમાં કોઇ પણ ભિક્ષુ થયો નથી. તેથી કાંતો તું ભિક્ષુ થા, અથવા હું ભિક્ષુ થાઉં." **અનુરુદ્ધે** કહ્યું, "મારાથી એ કામ થઇ શકશે નહિ. તેથી તમે જ ભિક્ષુ થાઓ."

**મહાનામે** આ વાત કબૂલ કરી, અને નાના ભાઇને સંસાર કેમ ચલાવવો તે વિશે માહિતી આપવા માડી. ખેતર કેવી રીતે ખેડવું, બી કેવી રીતે વાવવું, પાણી કેમ પાવું, કાપણી કેવી રીતે

---

૧ 'अमितोदनसक्कस्स गेहे पटिसंधिं गण्हि.' **આનંદને** વિશે લખતા આ જ **અટ્ઠકથામાં** 'अमितोदनसक्कस्स गेहे निब्बात्ति' એવું લખ્યું છે પરંતુ **મજ્ઝિમનિકાયના ચૂળદુક્ખક્ખન્ધસુત્તની અટ્ઠકથામાં** આ કુટુંબ વિશે નીચે પ્રમાણે માહિતી આપી છેઃ—**શુદ્ધોદન, શુક્લોદન, શાક્યોદન, ધોતોદન** અને **અમિતોદન** એ પાંચ ભાઇઓ હતા. **અમિતાદેવી** એમની બહેન, અને **તિષ્યસ્થવિર** એનો (**અમિતાદેવીનો**) છોકરો. **તથાગત** અને **નંદ શુદ્ધોદનના** છોકરા; **મહાનામ** અને **અનુરુદ્ધ શુક્લોદનના**, અને **આનંદસ્થવિર અમિતોદનનો**. એ **ભગવાન** કરતાં નાનો અને **મહાનામ** મોટો હતો.

**અહીં** આપેલા અનુક્રમ પ્રમાણે **અમિતોદન** સૌથી નાનો ભાઇ હોય એમ લાગે છે, અને એનો પુત્ર **આનંદ ભગવાન** કરતાં ઉમરે નાનો હતો એ યોગ્ય જ છે. પરંતુ **અમિતોદનને** ઘેર **અનુરુદ્ધનો** જન્મ થયો, એ **મનોરથપૂરણીના** કથનમાં આથી સબળ વિરોધ આવે છે.

કરવી વગેરે બાબતોનું શિક્ષણ **મહાનામ** આપતો હતો, ત્યારે **અનુરુદ્ધે** કહ્યું, “ આમા તો ઘણી જ ખટપટ દેખાય છે. તેથી ઘરની દેખરેખ તમે જ રાખો. હું ભિક્ષુ થઇશ.” પણ એ માટે એની માએ એને સંમતિ આપી નહિ. તેથી એ હઠ પકડી બેઠો. ત્યારે એણે કહ્યું, “ **શાક્ય** લોકોનો રાજા **ભદ્દિય** જો તારી સાથે ભિક્ષુ થતો હોય તો હું તને પરવાનગી આપુ.”

**ભદ્દિય અનુરુદ્ધનો** મિત્ર હતો. **અનુરુદ્ધની** માને લાગ્યું કે રાજપાટ છોડી એ ભિક્ષુ થવા તૈયાર થશે નહિ. પણ **અનુરુદ્ધ** એની પાસે ગયો અને એને પણ ભિક્ષુ થવા માટે આગ્રહ કરવા લાગ્યો. **ભદ્દિયે** કહ્યું, “ તુ સાત વરસ સુધી થોભ. ત્યાર પછી આપણે બન્ને ભિક્ષુ થઇશું.” પણ **અનુરુદ્ધ** આટલા બધાં વરસ શાનો થોભે ? છ વરસ, પાચ વરસ, ચાર, ત્રણ, બે, એક વરસ, સાત મહિના, એમ કરતા કરતા **ભદ્દિય** સાત દિવસ પછી **અનુરુદ્ધની** સાથે જવા માટે તૈયાર થયો. એક અઠવાડિયા પછી **ભદ્દિય**, **અનુરુદ્ધ**, **આનંદ**, **ભૃગુ**, **કિમ્બિલ** અને **દેવદત્ત**, એ છ **શાક્યપુત્રો** તથા એમની સાથે ઉપાલિ નામનો હજામ, એવી રીતે સાત જણ ચતુરંગ સૈન્ય સજ્જ કરી, સૈન્ય સાથે કપિલવસ્તુથી થોડે દૂર ગયા; અને ત્યાથી સેનાને પાછી વાળી **શાક્ય** દેશની સીમા ઓળંગી. **શાક્યપુત્રોએ** પોતાના શરીર પરના અલંકાર ઉતારી એક ખેસમાં બાધ્યા, અને ઉપાલિને કહ્યું, “ આ અલંકાર લઈ તુ ઘેર જા આ દ્રવ્ય તારા નિર્વાહ માટે પૂરતુ છે.”

એ પોટલું લઇ પાછા જતા ઉપાલિના મનમા એવો વિચાર આવ્યો કે, **શાક્ય** ક્ષત્રિયો ઘણા તામસી હોય છે. ‘આણે અમારા પુત્રોને નસાડી મૂક્યા’ એમ કહી મારો શિરચ્છેદ કરવામાં તેઓ પાછી પાની નહિ કરે. આ આટલા મોટા **શાક્યકુમાર** ઘર છોડી ભિક્ષુ થાય છે, તો મારે ઘરમા રહી શું કરવું છે ? એવા વિચારોથી એણે એ પોટલુ એક ઝાડ સાથે બાધ્યુ, અને એ **શાક્યકુમારોની** પાછળ

પાછળ જવા લાગ્યો. 'તુ પાછો કેમ આવ્યો ?' એવો એમણે પ્રશ્ન કર્યો, ત્યારે ઉપાલિએ પોતાના મનમા આવેલા વિચાર એમને કહી સંભળાવ્યા.

તે વખતે **બુદ્ધ ભ**ગવાન **અ**નુપ્રિય નામના મલ્લોના[1] ગામમા રહેતા હતા. આ ૭ **શા**ક્યકુમારો ઉપાલિની સાથે ત્યાં આવી પહોચ્યા, અને **ભ**ગવાનને નમસ્કાર કરી બોલ્યા, "**ભ**ગવન્, અમે **શા**ક્ય લોકો ઘણા અભિમાની છીએ. તેથી આપ અમારા આ ઉપાલિ હજામને પહેલી ઉપસંપદા આપો, એટલે એને નમસ્કાર અને એની સેવા કરવાની ફરજ પડવાથી અમારૂં **શા**ક્યકુલાભિમાન નષ્ટ થશે."

એમની વિનંતી પ્રમાણે **ભ**ગવાને પહેલી ઉપાલિને અને ત્યાર પછી એ ૭ **શા**ક્યપુત્રોને પ્રવ્રજ્યા આપી. એ ચોમાસામા **અ**નુરુદ્ધે ધ્યાનસમાધિનો અભ્યાસ કરી દિવ્યચક્ષુજ્ઞાન પ્રાપ્ત કરી લીધુ.

**ભ**ગવાનના પરિનિર્વાણને સમયે **અ**નુરુદ્ધ પાસે હતો. **ભ**ગવાન કયા કયાં ધ્યાનોમાથી પરિનિર્વાણ પામ્યા, એ એણે અંતર્જ્ઞાનથી જાણ્યું, એવા અર્થનો ઉલ્લેખ **મ**હાપરિનિર્વાણસુત્તમા મળી આવે છે.

## ૬

## કાલિગોધાનો પુત્ર ભદ્દિય

"ઉચ્ચ કુળમાં જન્મેલા મારા ભિક્ષુશ્રાવકોમાં કાલિગોધાનો પુત્ર **ભ**દ્દિય શ્રેષ્ઠ છે."

**અ**નુરુદ્ધનો મિત્ર **ભ**દ્દિય તે આ જ. એની માનું નામ કાલિગોધા હતું, એ સ્પષ્ટ જ છે. પરંતુ એનો બાપ કોણ હતો, અને એને પોતાના ગુણને લીધે કે ઉચ્ચ કુળમાં જન્મ થયો હતો તેથી **શા**ક્ય દેશની રાજગાદી મળી, તેનો પત્તો લાગતો નથી.

**અ**નુરુદ્ધની સાથે એણે પ્રવ્રજ્યા લીધી. એ જંગલમાં કે ઝાડ નીચે રહેતો હોય ત્યારે, 'અહો સુખ, અહો સુખ' એમ બોલ્યાં

---

**૧. વજ્જીઓની માફક આ લોકોનું રાજ્ય પણ ગણસત્તાક હતું.**

કરતો. એ સાંભળી કેટલાક ભિક્ષુઓએ **ભગવાનને** કહ્યું, “ભદન્ત, આ **ભદ્દિય** એકલો રહેતો હોય ત્યારે, ‘અહો સુખ, અહો સુખ’ એમ બોલ્યાં કરે છે. તેથી એમ જણાય છે કે એને બ્રહ્મચર્ય પાલનથી સંતોષ થતો નથી. એને પોતાનું રાજ્યસુખ યાદ આવતું હોવું જોઈએ.”

**ભગવાને ભદ્દિયને** બોલાવી આણ્યો, અને એના એ ઉદ્‌ગારોનો અર્થ શો એમ પૂછ્યું. એણે કહ્યું, “ભદંત, જ્યારે હું રાજા હતો, ત્યારે રાજમહેલની અંદર અને બહાર, નગરની અંદર તથા બહાર, તથા આખા દેશમાં મારા શરીરસંરક્ષણ માટે જબરદસ્ત તૈયારીઓ રાખવામા આવતી. એમ હોવા છતાં હું હંમેશા સાશંક અને ભયભીત રહેતો હતો. પણ હવે હું જ્યાં જ્યા રહુ છું ત્યા ત્યાં નિઃશંક અને નિર્ભયતાથી રહું છું. મને કશાની પણ ચિંતા નથી જંગલમાં રહેનારા હરણાઓની માફક મારૂં ચિત્ત સ્વતંત્ર છે, અને તેથી જ મારા મ્હોમાથી, ‘અહો સુખ, અહો સુખ,’ એવા ઉદ્‌ગાર નીકળે છે.”

## ૭

## લકુણ્ટક ( ઠીગણો ) ભદ્દિય

“મારા મંજુભાષી (મધુર બોલનાર) ભિક્ષુશ્રાવકોમાં **લકુણ્ટક ભદ્દિય** શ્રેષ્ઠ છે.”

આનો જન્મ **શ્રાવસ્તીના** એક શ્રીમંત કુળમાં થયો હતો; અને જ્યારે **બુદ્ધ ભગવાન** પહેલવહેલા **શ્રાવસ્તીમા** આવ્યા, તે જ વખતે **ભગવાનનો** ઉપદેશ સાભળી એણે પ્રવ્રજ્યા લીધી, એટલી જ હકીકત **મનોરથપૂરણીમા** મળી આવે છે. પણ **નિદાનવગ્ગના ભિક્ખુસંયુત્તમાં** એને વિશે એક સુત્ત છે. એ વિશેષ મહત્ત્વનું લાગવાથી એનું રૂપાંતર અહીં આપીએ છીએઃ—

**ભગવાન શ્રાવસ્તીમાં જેતવનમા અનાથપિંડિકના** આરામમાં રહેતા હતા. તે વખતે **લકુણ્ટક ભદ્દિય** ત્યાં આવ્યો. એને દૂરથી જોઈને **ભગવાને** ભિક્ષુઓને કહ્યું, “હે ભિક્ષુઓ, આ જે દુર્વર્ણ, કદ્રૂપો,

ટીંગણો અને ભિક્ષુઓની મશ્કરીઓને પાત્ર એવો ભિક્ષુ આવે છે તેને તમે જોયો?"

"હા ભદંત," ભિક્ષુઓએ જવાબ આપ્યો.

"હે ભિક્ષુઓ, એ મોટો બુદ્ધિશાળી અને મહાનુભાવ છે. એવી કોઇ પણ સમાધિ નથી કે જે એને પ્રાપ્ત ન થઈ હોય. જે આદર્શ માટે મહાન્ લોકો ઘરનો ત્યાગ કરી પ્રવ્રજ્યા લે છે, તે બ્રહ્મચર્યની પરાકાષ્ઠાનો એણે સાક્ષાત્કાર કરી લીધો છે." એમ કહી ભગવાન નીચેની ગાથાઓ બોલ્યા:—

**हंसा कोञ्चा मयूरा च हत्थियो पसदा मिगा।**
**सब्बे सीहस्स भायन्ति नत्थि कायस्मिं तुल्यता ॥१॥**
**एवमेव मनुस्सेसु दहरो चे पि पञ्ञवा।**
**सो हि तत्थ महा होति नेव बालो सरीरवा ॥२॥**

(૧) હંસ ક્રૌંચ, મોર, હાથી અને મૃગ એ બધા સિંહથી બીહે છે. અહીં શરીરની સરખામણી કામની નથી.

(૨) તેવી જ રીતે માણસોમાં પણ નાનો હોવા છતાં જે પ્રજ્ઞાવાન્ હોય છે, તે જ મોટો છે. મોટા શરીરવાળા મૂર્ખને મોટો કહી શકાય નહિ.

## ૮

## પિંડોલ ભારદ્વાજ

"સિંહગર્જના[1] કરનારા મારા ભિક્ષુશ્રાવકોમા પિંડોલ ભારદ્વાજ શ્રેષ્ઠ છે."

આનો જન્મ રાજગૃહ નગરમાં એક બ્રાહ્મણકુળમાં થયો હતો. ભારદ્વાજ એ એનું નામ હતું. મોટો થયા પછી વેદાધ્યયનમાં

૧. સિંહગર્જના અથવા સિંહનાદનો અર્થ 'મોટે મોટેથી બોલવું' એવો નથી. મુદ્દાની વાત કહી એ પ્રતિપાદન કરવાનું સામર્થ્ય હોવું, તેને સિંહગર્જના અથવા સિંહનાદ કહે છે.

પારંગત થઈ, એ પાચસો શિષ્યોને વેદોનું અધ્યયન કરાવતો હતો. સ્વભાવતઃ જરા લોભી હોવાથી પોતાના શિષ્યો સાથે જમવા માટે આમંત્રણ મેળવવા એ ઘણી ખટપટ કરતો. તેથી એનું 'પિંડોલ' એટલે 'પિંડમાટે લોલ' એવું નામ પડ્યુ. **ભ**ગવાન **રાજ**ગૃહ આવ્યા ત્યારે એમનો ધર્મોપદેશ સાભળી **ભાર**દ્વાજ ભિક્ષુ થયો, અને થોડા વખતમાં જ અર્હત્પદને પામ્યો.

આ **મ**નોરથપૂરણીની વાત થઈ. પણ **સ**ળાયતનસંયુત્તના ત્રીજા પણ્ણાસકના ચોવીશમા સુત્તની **અ**ટ્ઠકથામા[1] આની જૂદી જ હકીકત મળી આવે છેઃ—

" આ અત્યંત ગરીબ બ્રાહ્મણ હતો, અને ભિક્ષુસંઘને થતો લાભ તથા સત્કાર જોઇ ઉદરનિર્વાહ માટે ભિક્ષુ થયો હતો. એણે ભિક્ષા માટે એક મોટું માટીનું પાત્ર રાખ્યું હતું અને એ ભરીને ભાતનું ઓસામણ (યવાગૂ) તે પી જતો; એ પાત્ર ભરીને વડા ખાતો તથા ભાત જમતો. એના ખાઉધરા સ્વભાવ વિશે ભિક્ષુઓએ **ભ**ગવાનને વાત કરી. **ભ**ગવાને એને 'પાત્રસ્થવિકા' (કોથળી) વાપરવાની પરવાનગી આપી નાહ. એ પોતાનું પાત્ર ખાટલા નીચે મૂકતો. એ બહાર કાઢતા ને નીચે મૂકતા ઘસાઈ જવા લાગ્યું અને તેથી એમાં માત્ર પાશેરનો જ ભાત (**નાळिकोदन**) સમાવા લાગ્યો. આ વાત **ભ**ગવાને જાણી, ત્યારે તેમણે એને પાત્રસ્થવિકા વાપરવાની રજા આપી. આ પ્રમાણે પિંડ માટે ભિક્ષુ થયો તેથી એનું નામ 'પિંડોલ' પડ્યુ. એનું ગોત્ર **ભાર**દ્વાજ હતું. બંને નામ એકઠા કરી એને '**પિં**ડોલ **ભાર**દ્વાજ' કહેતા."

ઇંદ્રિયસંયુત્તના ઓગણપચાસમા સુત્તમાં **પિં**ડોલ **ભાર**દ્વાજે પોતાને અર્હત્પદ પ્રાપ્ત થયાનું આવિષ્કરણ કર્યાની આ પ્રમાણે કથા છેઃ—

**૧. માત્ર સયામી અક્ષરોમાં છાપેલી અટ્ઠકથાને આધારે આ હકીકત આપેલી છે.**

" એક વખત બુદ્ધ ભગવાન કૌશાંબીમા ઘોષિતારામમાં રહેતા હતા. તે વખતે પિંડોલ ભારદ્વાજે, 'હવે જન્મ રહ્યો નથી, બ્રહ્મચર્ય પરિપૂર્ણ થયું, કર્તવ્ય પૂર્ણ કર્યુ, અને હવે પછી ભવ નથી એ હું જાણું છું' એવી રીતે અર્હત્પદપ્રાપ્તિનું આવિષ્કરણ કર્યુ આ વાત ભગવાનને નિવેદન કરી ભિક્ષુઓએ કહ્યું, 'ભદંત, પિંડોલ ભારદ્વાજે આવુ કેમ કર્યુ હશે?' ભગવાને કહ્યું, 'સ્મૃતિ, સમાધિ અને પ્રજ્ઞા એ ત્રણ ઇંદ્રિયોની[1] ભાવના પરિપૂર્ણ થયાથી ભારદ્વાજે અર્હત્પદપ્રાપ્તિનું આવિષ્કરણ કર્યું છે...આ ઇંદ્રિયો જન્મજરામરણનો અંત કરનારી છે.' "

કૌશાંબીના નિવાસ દરમિયાન ત્યાંના રાજા ઉદયન અને ભારદ્વાજની વચમા થએલા સંવાદની હકીકત ઉપર કહેલા સળાયતન-સંયુત્તના સુત્તમા આપેલી છે. એ પ્રસંગ કેવી રીતે બન્યો તેનું એ સુત્તની અટ્ઠકથામા નીચે પ્રમાણે વર્ણન છે:—

એક દિવસ પિંડોલ ભારદ્વાજ ગંગા[2] નદીને (યમુનાને?) કિનારે આવેલા ઉદકસ્થાન નામે ઉદયન રાજાના બગીચામાં આવી વિશ્રાંતિ લેવા માટે એક ઝાડ નીચે બેઠો. ઉદયન રાજાએ તે વખતે દારૂ પીવાની સપ્તાહ કરી હતી. સાત દિવસ સુધી યથેચ્છ મદ્યપાન કરી આઠમે દિવસે પોતાના સ્ત્રીપરિવારને લઈ એ એ બગીચામાં આવ્યો, અને ત્યા નાચ તમાશાની શરૂઆત થઇ. રાજા એક શય્યા પર પડયો હતો અને એક સ્ત્રી એના પગ દબાવતી હતી. એટલામાં એને ગાઢ ઊંઘ આવી. આમતેમ ફરી મોજમજા કરવાનો આ જ સમય છે એમ જાણી અન્ય સ્ત્રીઓએ પોતાના ભિન્ન ભિન્ન વાદ્યો ત્યાં જ મૂકી ઉદ્યાનમા પ્રવેશ કર્યો. ફળફૂલ તોડતી તેઓ પિંડોલ ભારદ્વાજ જ્યાં બેઠો હતો ત્યાં આવી પહોંચી, અને એને જોઈ તદ્દન શાંતવૃત્તિથી એની પાસે આવી એને નમસ્કાર કરી, એક તરફ

---

૧. અહીં ઇંદ્રિય શબ્દ સામર્થ્ય કે શક્તિવાચક છે.

૨. સિંહલદ્વીપમાં ઘણી ખરી નદીઓને ગંગા જ કહેવાનો રિવાજ છે.

બેઠી. લોભનો ત્યાગ કરવો, ઇર્ષ્યા છોડી દેવી, માત્સર્યનો નાશ કરવો વગેરે ક્રમથી **પિંડોલ ભારદ્વાજે** એમને ઉપદેશ કર્યો.

આ તરફ પગ દબાવનારી સ્ત્રીએ પગ હલાવી હલાવીને રાજાને જગાડયો. 'બીજી સ્ત્રીઓ કયાં ગઇ ?' એવું એણે પૂછ્યુ; ત્યારે એણે કહ્યું, "આપને એમનું શું કામ છે? તેઓ એક શ્રમણને ઘેરો ઘાલી બેઠી છે." ચૂલામા નાખેલા મીઠાની માફક છણછણાટ કરતો એ રાજા અત્યંત ક્રોધાયમાન થઈ ઉઠયો. પાસેના એક આસોપાલવના ઝાડ પર રાતી કીડીયોનો રાફડો હતો. એ કાઢી **ભારદ્વાજ**ના માથા પર ફોડવા માટે એણે એ ડાળી નીચી નમાવી. પરંતુ એ રાફડો તૂટીને રાજાના જ માથા પર પડયો. બધું શરીર ડાગરના ફોતરાથી છવાઈ ગયું હોય એવું થયું અને શરીરપર બળતી મશાલો લગાડવામા આવી હોય એવી બળતરા થવા લાગી.

રાજા ક્રોધાયમાન થયો છે એવું જોઈ **પિંડોલ ભારદ્વાજે** પોતાની ઋદ્ધિના બળથી ત્યાંથી આકાશમાર્ગે પ્રયાણ કર્યું. ત્યા બેઠેલી સ્ત્રીઓ રાજા પાસે આવી અને રાજાનું શરીર સાફ કરવાને બ્હાને નીચે પડેલી કીડીયો ઉપાડીને રાજાના શરીરપર નાખવા લાગી. તે બોલી, "બીજા રાજાઓ શ્રમણોને નમસ્કાર કરે છે; પણ અમારા રાજાસાહેબ શ્રમણના માથાપર કીડીયોનો રાફડો ફોડવાની ઇચ્છા રાખે છે !" રાજાને પોતાનો અપરાધ માલમ પડયો, અને બાગના રખેવાળને બોલાવીને એણે કહ્યું, "આ ભિક્ષુ જો ફરીથી અહીં આવે તો મને ખબર આપજે."

કેટલાક દિવસ પછી **ભારદ્વાજ** ફરીથી એ બગીચામાં આવી એક ઝાડ નીચે બેઠો. ઇનામ મેળવવાની આ સારી તક છે એમ જાણી રખેવાળે દોડતા જઇ રાજાને ખબર આપી. ત્યારે સાથે વાદ્યો વગેરે ન લેતાં માત્ર ચુનંદા મંત્રીઓ સાથે ઉદયન રાજા ત્યાં આવી પહોચ્યો. એનો **ભારદ્વાજ** સાથે નીચે પ્રમાણે સંવાદ[1] થયો:—

---

1. આ સંવાદ મૂળ સુત્તમા જ છે.

રાજા બોલ્યો, "ભો ભારદ્વાજ, કેટલાક ભિક્ષુઓ જુવાન હોવા છતાં આજીવન બ્રહ્મચર્ય પાળે છે, એ કેવું ?"

ભારદ્વાજ:—મહારાજ, ભગવાને કહ્યું છે કે, 'ભિક્ષુઓ, જે સ્ત્રીઓ તમારી માતાની ઉંમરની હોય, તેમને માતા સમાન માનો; જે બહેનની ઉમરની હોય તેમને બહેનો તરીકે માનો; અને જેઓની ઉંમર છોકરીઓ જેટલી હોય, તેમને તમારી છોકરીઓ માનો.'

રાજા:—પણ, હે ભારદ્વાજ, મન ઘણું ચંચળ છે. માતાની ઉંમરની, બહેનની ઉંમરની કે છોકરીની ઉંમરની સ્ત્રીઓ વિશે પણ કામવિકાર ઉત્પન્ન થાય છે. તેથી એના દમન માટે બીજો કોઇ ઉપાય છે કે જેથી તરુણ ભિક્ષુઓ આજીવન બ્રહ્મચર્ય પાળી શકે ?

ભારદ્વાજ:—મહારાજ, ભગવાને કહ્યું છે કે પગના તળીયાથી તે ઉપર માથાના વાળ નીચેના ત્વચાથી ઢંકાએલા અને અશુચિ પદાર્થોથી ભરેલા આ શરીરનું તમે સારી રીતે નિરીક્ષણ કરો; આ શરીરમાં વાળ, લોમ, નખ, દાંત, ચામડી, માંસ, સ્નાયુ, હાડકાં, અસ્થિમજ્જા, વૃક્ક, હૃદય, યકૃત, ક્લોમ, પ્લીહા, ફેફ્સા, આંતરડાં, આંતરડાંની આસપાસની દોરી, ઔદર્ય (પેટમાના પદાર્થ), વિષ્ટા, પિત્ત, શ્લેષ્મ, પરૂ, લોહી, સ્વેદ, મેદ, અશ્રુ, વસા, થૂંક, નાકમાંનો મેલ, લસિકા,[1] મૂત્ર વગેરે પદાર્થો છે. મહારાજ, આ ભાવનાથી, આ કારણને લીધે તરુણ ભિક્ષુઓ આજીવન બ્રહ્મચર્ય પાળે છે.

રાજા:—ભો ભારદ્વાજ, જે ભિક્ષુઓએ આવી રીતે શરીરની ભાવના, શીલની ભાવના, સમાધિની ભાવના અને પ્રજ્ઞાની ભાવના કરી હોય તેમને માટે બ્રહ્મચર્યપાલનનું કામ સહેલું છે. પરંતુ જેમણે એવી ભાવના ન કરી હોય, તેમને માટે એ અઘરૂં પડશે. કારણ કે કોઈ વાર અશુચિ દૃષ્ટિથી દેહ તરફ જોવાનો પ્રયત્ન કરીએ તો પણ

---

૧. 'લસિકા' એટલે 'અવયવોના સાંધામાં રહેલો ચીકણો પદાર્થ' એવું બુદ્ધઘોષાચાર્યનું કહેવું છે. સંસ્કૃતમાં એનો અર્થ 'લાળ' થાય છે.

સૌંદર્ય નજરે પડે છે *

**ભારદ્વાજ**—મહારાજ, આવા જુવાન ભિક્ષુઓને **ભગવાને** કહ્યું છે કે ભિક્ષુઓ, તમે ઈંદ્રિયોનું રક્ષણ કરો. નેત્રોથી રૂપ દેખી ચહેરો તથા હાવભાવ વગેરે ( કામાસક્તિ પૂર્વક ) ગ્રહણ કરશો નહિ. નેત્રેંદ્રિયનું રક્ષણ ન કરવામા આવે તો વિષમ લોભ, દૌર્મનસ્ય વગેરે પાપકારક, અકુશલ વિચાર મનમાં પેસે છે; તેનું સારી રીતે રક્ષણ કરો. ( આ જ પ્રમાણે બીજી ઇંદ્રિયોનું રક્ષણ કરવાની રીત પણ સમજી લેવી ). મહારાજ, આ જ કારણને લીધે જુવાન ભિક્ષુઓ બ્રહ્મચર્ય પાળી શકે છે.

રાજા—ઘણું સુંદર ! ઘણું સુંદર ! ભો **ભારદ્વાજ**, એ **ભગવાનનું** આ કથન ઘણું જ સુંદર છે. આ જ કારણથી તરુણ ભિક્ષુઓ બ્રહ્મચર્ય પાળી શકતા હોવા જોઇએ. જ્યારે હુ શરીર, વાણી અને મન સંયમમા રાખ્યા વગર, સ્મૃતિ કાયમ રાખ્યા વગર, અસંવૃત ઇંદ્રિયોથી અંતઃપુરમા પ્રવેશ કરૂ છુ, ત્યારે કામવિકાર પૂર્ણ રીતે મારો પરાભવ કરે છે. પણ જ્યારે હું કાયા, વાચા અને મન સંયમમા રાખી, સ્મૃતિ કાયમ રાખી, સંવૃત ઇંદ્રિયોથી અંતઃપુરમા જાઉ છું, તે વખતે કામવિકાર મારો પરાભવ કરી શકતા નથી.

આવી રીતે **ભારદ્વાજનો** સત્કાર કરી ઉદયન રાજા **બુદ્ધનો** ઉપાસક થયો.

**રાજગૃહવાસી** શ્રેષ્ઠીએ ચંદનનું પાત્ર વાંસની ટોચે લટકાવી મૂક્યું હતું. યોગસિદ્ધિના બળથી **ભારદ્વાજે** એ ત્યાથી લઇ લીધું, એવી કથા **ચુલ્લવગ્ગના** પાચમા ખન્ધકમા છે, અને **મનોરથપૂરણીમાં** પણ એ લીધેલી છે. પરંતુ ઐતિહાસિક દૃષ્ટિથી એનું વિશેષ મહત્ત્વ ન લાગવાથી એ અહીં વિસ્તારપૂર્વક આપવામા આવી નથી.

---

*** કામાસક્તિ બળવાન હોય અને ઇચ્છાશક્તિ દુર્બળ હોય તો પોતાના શરીરમાંના અશુભ પદાર્થોનું ધ્યાન કરતી વખતે સ્ત્રીને પુરુષનું ને પુરુષને સ્ત્રીનું સ્મરણ થાય છે અને તે તે પદાર્થમાં સૌંદર્ય જ દેખાય છે, અને તેથી આવું બને છે.**

# ૯

# પુણ્ણ મન્તાનિપુત્ત

" મારા ધર્મોપદેશક ભિક્ષુશ્રાવકોમાં પુણ્ણ મન્તાનિપુત્ત શ્રેષ્ઠ છે."

આ આજ્ઞાત કૌણ્ડિન્યનો ભાણેજ થાય. એની માનુ નામ મન્તાની હતું; તેથી એને મન્તાનિપુત્ત કહેતા. કપિલવસ્તુ પાસે દ્રોણવસ્તુ નામના બ્રાહ્મણગ્રામમાં એનો જન્મ થયો. બુદ્ધનો ધર્મ જાણીં અર્હત્પદ પ્રાપ્ત કર્યા પછી કૌણ્ડિન્ય સ્વદેશ આવ્યો અને એણે પોતાના આ ભાણેજને પ્રવ્રજ્યા આપી. ત્યાર પછી આજ્ઞાત કૌણ્ડિન્ય પાછો બુદ્ધ પાસે આવ્યો, અને ભગવાનની પરવાનગી લઇ એકાકી રહેવાના ઉદ્દેશથી ષડ્દન્ત સરોવરના પ્રદેશમા ગયો. પુણ્ણ કપિલવસ્તુ પાસે જ રહેતો હતો. ભગવાનના ધર્મમા પારંગત થઇ એ ઘણા શિષ્યોને શીખવાડતો હતો, તો પણ એણે ભગવાનનુ પ્રત્યક્ષ દર્શન કર્યું નહોતુ. કેટલાક વરસ પછી પોતાના શિષ્યોને આગળ મોકલી પાછળથી એકલો જ એ ભગવાનના દર્શન માટે જવા નીકળ્યો. આથી આગળની હકીકત મજ્જિમનિકાયના રથવિનીત સુત્તમા જ આપેલી છે. તે આ પ્રમાણે છેઃ—

ભગવાન રાજગૃહમાં વેળુવનમા રહેતા હતા. વર્ષાવાસ પૂરો થયા પછી જાતિભૂમિથી[૧] ભિક્ષુઓ ભગવાનના દર્શન માટે આવ્યા અને ભગવાને નમસ્કાર કરી એક બાજુએ બેઠા. ભગવાને એમને કહ્યું, " ભિક્ષુઓ, જાતે અલ્પેચ્છ હોઈ ભિક્ષુઓને અલ્પેચ્છકથા કહેનારો, જાતે સંતુષ્ટ હોઇ ભિક્ષુઓને સંતોષની કથા કહેનારો, જાતે પ્રવિવિકત હોઇ ભિક્ષુઓને પ્રવિવેકકથા કહેનારો, જાતે અસંસૃષ્ટ હોઇ ભિક્ષુઓને અસંસર્ગકથા કહેનારો, જાતે આરબ્ધવીર્ય હોઇ ભિક્ષુઓને વીર્યારંભકથા કહેનારો, જાતે શીલસંપન્ન હોઈ ભિક્ષુઓને શીલસંપત્તિકથા કહેનારો, જાતે સમાધિસંપન્ન હોઈ ભિક્ષુ-

૧. જાતિભૂમિ એટલે ભગવાનની જન્મભૂમિ, શાક્યદેશ.

ઓને સમાધિસંપત્તિકથા કહેનારો, જાતે પ્રજ્ઞાસંપન્ન હોઇ ભિક્ષુઓને પ્રજ્ઞાસંપત્તિકથા કહેનારો, જાતે વિમુક્તિસંપન્ન હોઇ ભિક્ષુઓને વિમુક્તિસંપત્તિકથા કહેનારો, જાતે વિમુક્તિજ્ઞાનદર્શનસંપન્ન હોઇ ભિક્ષુઓને વિમુક્તિજ્ઞાનદર્શનસંપત્તિકથા[1] કહેનારો ઉપદેશક, વિજ્ઞાપક, સંદર્શક, સમાદપક અને સમુત્તેજક છે એવી જેની સંભાવના કરવામા આવતી હોય, એવો જાતિભૂમિના ભિક્ષુઓમા કોઈ છે?"

'પુણ્ણ મન્તાનિપુત્ત આવી જાતનો ભિક્ષુ છે' એવું એમણે ભગવાનને કહ્યું. સારિપુત્ત ત્યા પાસે જ બેઠો હતો. એણે પોતાના મનમા જ કહ્યું, "સહબ્રહ્મચારીઓ જેની આવી સ્તુતિ કરે, તે પુણ્ણ ખરેખર ધન્ય હોવો જોઇએ! એની સાથે અમારો મેળાપ થાય અને સંભાષણનો લાભ મળે તો ઘણું સારૂં થાય!"

ભગવાન યોગ્ય વખત સુધી રાજગૃહમાં રહી અનુક્રમે ઉપદેશ કરતા કરતા શ્રાવસ્તી આવ્યા. પુણ્ણને આ ખબર મળી. ત્યારે એ પણ એકલો જ ત્યા આવ્યો, અને અનાથપિંડિકના આરામમા જઈ ભગવાનને મળ્યો. ભગવાને એને ધર્મોપદેશ કર્યો. ત્યારે એ ભગવાનને નમસ્કાર કરી વિશ્રાંતિ માટે પાસેના અંધવનમા જવા નીકળ્યો. એને જોઈ બીજા એક ભિક્ષુએ સારિપુત્ત પાસે જઈ એને કહ્યું, "આયુષ્મન્, તું જે પુણ્ણની સ્તુતિ કરતો હતો, તે ભગવાનને નમસ્કાર કરી હમણા જ અંધવનમા જવા નીકળ્યો છે."

એ સાંભળી ઝટપટ પોતાનું આસન લઇ સારિપુત્ત, પુણ્ણનું માથું દેખાય એટલે દૂર રહી, એની પાછળ પાછળ જવા લાગ્યો. પુણ્ણ અંધવનમા પેસી બપોરને વખતે વિશ્રાંતિ લેવા માટે એક ઝાડ નીચે બેઠો. સારિપુત્ત પણ ત્યા જ બીજા એક ઝાડ તળે બેઠો.

સાયંકાળે સારિપુત્ત પુણ્ણ પાસે જઇ, એની આગતાસ્વાગતા

---

૧ આ દસ કથાઓને 'दसकथावत्थु' અને એ કહેનારા સમર્થ ભિક્ષુને 'दसकथावत्थुलाभी' કહે છે.

કરી એક બાજુએ બેઠો; અને એને કહ્યું, "ભગવાનના નેતૃત્વ નીચે આપણે જે બ્રહ્મચર્ય પાળીએ છીએ, તે શીલવિશુદ્ધિ માટે છે શું?"

"ના, આયુષ્મન્," પુણ્ણે જવાબ આપ્યો.

"ત્યારે આપણે શું ચિત્તવિશુદ્ધિ માટે, દૃષ્ટિવિશુદ્ધિ માટે, કાંક્ષાવિતરણવિશુદ્ધિ માટે, માર્ગામાર્ગજ્ઞાનદર્શનવિશુદ્ધિ માટે, પ્રતિપદા-જ્ઞાનદર્શનવિશુદ્ધિ માટે, જ્ઞાનદર્શનવિશુદ્ધિ માટે[1] ભગવાનના નેતૃત્વ નીચે બ્રહ્મચર્ય પાળીયે છીયે?" સારિપુત્તે અનુક્રમે આવા ૭ પ્રશ્ન પૂછ્યાં, અને પુણ્ણે એ બધાનો નકારાત્મક જવાબ આપ્યો. ત્યારે સારિપુત્તે કહ્યું, "તો પછી આપણે શા માટે બ્રહ્મચર્ય પાળીએ છીએ?"

પુણ્ણ:—ઉપાદાન (આસક્તિ) વગર પરિનિર્વાણનો લાભ મેળવી લઈએ એ હેતુથીજ આપણે બ્રહ્મચર્ય પાળીએ છીએ.

"આ દરેક વિશુદ્ધિમા શું ઉપાદાનવિરહિત પરિનિર્વાણ છે?" એવો સારિપુત્તે પ્રશ્ન પૂછ્યો. ત્યારે તેનો જવાબ પણ પુણ્ણે નકારાત્મક આપ્યો. 'શું પરિનિર્વાણ આ સાતની બહાર છે?' એ પ્રશ્નનો પણ પુણ્ણે નકારમા જ જવાબ આપ્યો. સારિપુત્તે એનુ સ્પષ્ટીકરણ માગ્યુ; ત્યારે પુણ્ણ બોલ્યો, "ધારો કે કોસલ રાજાને

૧. આ સાત વિશુદ્ધિઓનું સવિસ્તર સ્પષ્ટીકરણ વિશુદ્ધિમાર્ગમા કરેલુ છે. એમનો ટૂંકમાં અર્થ આ પ્રમાણે છે:—

(૧) લાભ, સત્કાર વગેરેની ઈચ્છાથી શીલનું પાલન ન કરતાં, માત્ર જગતનું કલ્યાણ કરવા માટે અને આત્મબોધ માટે શીલનું પાલન કરવુ તે શીલવિશુદ્ધિ. (૨) શુદ્ધ સમાધિ પ્રાપ્ત કરી લેવી તે ચિત્તવિશુદ્ધિ. (૩) બુદ્ધના મધ્યમમાર્ગ વિશે દૃષ્ટિ સાફ કરવી તે દૃષ્ટિવિશુદ્ધિ. (૪) એ વિશે ઉત્પન્ન થનારી શંકાઓનુ સમાધાન કરી લેવુ તે કાંક્ષાવિતરણ-વિશુદ્ધિ. (૫) એ માર્ગની ભાવના કરતી વખતે, માર્ગ કયો અને અમાર્ગ કયો, તેનું જ્ઞાન મેળવી લેવુ તે માર્ગામાર્ગજ્ઞાનદર્શનવિશુદ્ધિ. (૬) અમાર્ગનું જ્ઞાન થયા પછી તેનો ત્યાગ કરી ધ્યેય તરફ લઇ જનારા માર્ગનું (પ્રતિપદાનુ) પૂર્ણ જ્ઞાન મેળવવુ તે પ્રતિપદાજ્ઞાનદર્શનવિશુદ્ધિ. (૭) ધ્યેયનું (નિર્વાણનું) અનુભવિક જ્ઞાન પ્રાપ્ત કરવુ તે જ્ઞાનદર્શનવિશુદ્ધિ.

કોઇ જરૂરના કામ માટે એકાએક **શ્રાવસ્તીથી સાકેત** જવાનું છે; અને એણે વાટમાં સાત ટપ્પાના રથ તૈયાર રખાવ્યા. પહેલા રથમાંથી ઉતરી બીજામા ને બીજામાંથી ત્રીજામા, એમ સાતમા રથમાં બેસી એ **સાકેત** પહોચ્યો. ત્યા એના આપ્તમિત્રોએ એને પૂછ્યું કે, 'શું મહારાજા આ રથમા બેસી **શ્રાવસ્તીથી સાકેત** આવ્યા?' પણ રાજાએ પોતે સાત રથમા બેસી કેવી રીતે આવ્યો તે એમને કહી સંભળાવ્યું. તેવી જ રીતે આ સાત વિશુદ્ધિઓ નિર્વાણનાં પગથિયા છે (એટલે કે એમના વગર નિર્વાણ નથી; પણ તેથી એ પગથિયાને નિર્વાણ પણ કહી શકાય નહિ)."

**સારિપુત્તે** પુણ્ણનું નામ પૂછ્યું, અને એ એણે કહ્યું, ત્યારે એ બોલ્યો, "ઘણુ સુદર! ઘણુ સુદર! **ભગવાનનો** વિદ્વાન્ શ્રાવક જેવી રીતે પ્રશ્નોના જવાબ આપે, તેવી રીતે તમે આપ્યા છે. તમારા જેવો સહબ્રહ્મચારી જેને મળ્યો હોય તેઓ ઘણા ભાગ્યશાળી છે. તમારા જેવાને માથા પર લઇ ફરે તોપણ સહબ્રહ્મચારીઓને લાભ છે. તમારૂં દર્શન થવાથી હુ પણ પોતાને ભાગ્યશાળી સમજું છું."

પુણ્ણે **સારિપુત્તનું** નામ પૂછ્યું, અને એ જાણ્યા પછી કહ્યું, "બુદ્ધગુરુની યોગ્યતાના શ્રાવક સાથે મારો સંવાદ થયો એની મને કલ્પના નહોતી. મેં એ જાણ્યું હોત તો આવી રીતે પ્રશ્નોના જવાબ પણ આપી શક્યો ન હોત...તમારા દર્શનથી હુ પોતાને ઘણો ભાગ્યશાળી સમજું છું."

આ પ્રમાણે એ મહાનાગોએ (મહાન્ અર્હતોએ) એકબીજાનું અભિનંદન કર્યું.*

## ૧૦

## મહાકાત્યાયન

"સંક્ષિપ્ત ઉપદેશનો વિસ્તારથી અર્થ કરનારા મારા ભિક્ષુશ્રાવકોમા **મહાકાત્યાયન** શ્રેષ્ઠ છે."

---

* આ રથવિનીતસુત્તનો સારાંશ છે.

ઉજ્જયિનીના ચંડપ્રદ્યોત રાજાના પુરોહિતનો આ પુત્ર થાય. એની કાંતિ સોના જેવી હતી, તેથી એનું નામ 'કાંચન' પાડયું હતું. પરંતુ એ કાત્યાયન એ ગોત્રનામથી જ પ્રસિદ્ધ થયો. વેદવેદાંગમાં પારંગત થએલો હોવાથી પિતાના મરણ પછી જુવાનીમા જ એને પુરોહિતનું સ્થાન મળ્યુ. એ જ વખતે બુદ્ધની કીર્તિ ચારે તરફ ફેલાવા લાગી હતી. ચંડપ્રદ્યોત બુદ્ધના દર્શન માટે અત્યંત ઉત્સુક હતો, પરંતુ પોતાના રાજ્યની હદ બહાર એ જઈ શકે તેમ નહોતું. છેવટે સર્વાનુમતે પુરોહિત કાત્યાયનને મોકલી બુદ્ધને ઉજ્જયિની લાવવા એવું નક્કી થયું. કાત્યાયને કહ્યું કે આપ જો મને પ્રવ્રજ્યા લેવાની પરવાનગી આપો તો જ હું જઈશ. રાજાને એ કબૂલ કરવું પડયું. 'બુદ્ધદર્શન માટે મોટા પરિવારની જરૂર નથી' એમ કહી ચૂંટી કાઢેલા સાત માણસો સાથે લઇ મહાકાત્યાયન બુદ્ધ પાસે આવ્યો; અને ભગવાનનો ધર્મોપદેશ શ્રવણ કરી એ સાતે મનુષ્યો સાથે અર્હત્પદ પામ્યો.

નિર્વાણની પ્રાપ્તિ થયા પછી મહાકાત્યાયન ભગવાનને, 'ભગવન્, ઉજ્જયિની પધારો તો સારૂ,' એમ કહેવા લાગ્યો. કાત્યાયનની ઇચ્છા, પોતાની જન્મભૂમિમાં તથાગતે પધારવું એવી છે, એ ભગવાને જાણ્યું; તોપણ કેટલાંક કારણોને લીધે જાતે ત્યા જવાનું એમને ઠીક લાગ્યું નહિ, અને એમણે કાત્યાયનને એ તરફ જવાની રજા આપી. બુદ્ધનું વચન ફેરવી શકાય તેમ નથી, એ કાત્યાયન જાણતો હતો. તેથી વધારે આગ્રહ ન કરતાં પોતાના સાત સાથીઓને સાથે લઇ એ ઉજ્જયિની જવા નીકળ્યો. માર્ગમાં 'તેલપ્પનાળિ' નામે એક નાનું સરખું શહેર આવ્યું. ત્યા આ ભિક્ષુઓને બિલકુલ ભિક્ષા મળી નહિ. આ વાતની એક વેપારીની ગરીબ છોકરીને ખબર પડી; એટલે એણે પોતાના વાળ વેચી એ દ્રવ્યથી રસોઈ તયાર કરાવી કાત્યાયન વગેરેને ભિક્ષા કરાવી.

આ તરુણ છોકરીની વાત અહીં આપવા જેવી છે. એના મા-બાપ નાની ઉંમરે જ મરણ પામવાથી દાઇએ એને ઘણા કષ્ટથી

પોતાની છોકરીની માફક ઉછેરી. એના સૌંદર્યની અને ખાસ કરીને એના લાંબા વાળની એ શહેરમાં ખ્યાતિ હતી. બીજા એક શ્રીમંત માણસની છોકરી અલ્પકેશા હતી. એણે આ છોકરીના વાળની હજાર કાર્ષાપણ સુધી કિંમત આપવા માડી. પરંતુ દ્રવ્ય લઇને આ નૈસર્ગિક આભરણ વેચવા માટે એ કદી પણ તૈયાર થઇ નહિ. આવડા મોટા શહેરમા મહાકાત્યાયન જેવા ભિક્ષુને ભિક્ષા ન મળે, એ જોઇ એને અત્યંત લાગી આવ્યુ; અને પોતાના શહેરની આબરૂ રાખવા માટે પોતાને હાથે પોતાના વાળ કાપી દાઇની મારફતે એ જ શ્રીમંત છોકરીને ત્યાં વેચવા મોકલ્યા. એ લૂગડામા ઢાંકી, એક હાથે આંસુઓ લૂંછતી અને બીજે હાથે વાળ તથા પોતાનું તૂટુંતૂટું થઈ રહેલુ હૃદય પકડી રાખતી દાઇ એ શ્રીમંત છોકરીને ત્યા જઇ પહોચી.

વાળ જોઇ એ છોકરી પોતાના મનમાં બબડી, “ મેં એને કેટલા બધા પૈસા આપવા માડ્યા હતા ! પણ હવે મને એ એની ખરી કિંમતે જ મળશે !” દાઇના હાથ પર આઠ કાર્ષાપણ મૂકી એ બોલી, “તુ એ કોઈ પણ ઠેકાણે લઇ જઇશ તો પણ એ વાળની કિંમત આઠ જ કાર્ષાપણ ઉપજશે !” બિચારી દાઇ કંઈ પણ ન બોલતા એ કાર્ષાપણ લઇ પાછી ફરી. એ બધુ દ્રવ્ય ખરચી એ ગરીબ છોકરીએ મહાકાત્યાયન વગેરેને ભિક્ષા કરાવી.

મહાકાત્યાયન ઉજ્જયિની આવ્યો ત્યારે પ્રદ્યોતે એનો સારી રીતે આદરસત્કાર કર્યો. વાત કરતાં કરતાં વાટમા બનેલી આ વાત કાત્યાયને રાજાને કહી; ત્યારે રાજાએ પોતા મંત્રીને મોકલી મોટા આદરસત્કાર સાથે એ ગરીબ છોકરીને ઉજ્જયિની તેડાવી અને એને પોતાની પટરાણી બનાવી. એને જે છોકરો થયો તેનું એના (છોકરીના) બાપના નામ ઉપરથી ‘ગોપાલ’ એવું નામ રાખવામા આવ્યું; અને તેથી એને ‘ગોપાલમાતા દેવી’ કહેતા. એણે રાજા પાસે કાંચનવનોદ્યાનમાં મહાકાત્યાયન માટે એક વિહાર બંધાવ્યો. આ રીતે ઉજ્જયિનીમાં મહાકાત્યાયનનો ઘણો સત્કાર થયો, તેમ છતાં એને ગંગાયમુનાના

પ્રદેશમા રહેવાનું વધારે ગમતું, કારણ કે ત્યાં બુદ્ધદર્શન સુલભ હતું.

**મજ્ઝિમનિકાયનાં મધુપિંડિક, મહાકચ્ચાનભદ્દેકરત્ત** અને **ઉદ્દેસ-વિભંગ** એ ત્રણ સુત્તોમા **મહાકાત્યાયને ભગવાનના** સંક્ષિપ્ત ઉપદેશનો વિસ્તારથી અર્થ કહી સંભળાવ્યો છે. **મધુર** અથવા **મધુરિયસુત્તમાં મહાકાત્યાયનનો મધુર** રાજા સાથે થએલો સંવાદ છે. એ ઘણો જ બોધપ્રદ લાગવાથી એનો સારાંશ નીચે આપ્યો છે:—

એક વખત **મહાકાત્યાયન +મધુરામા** ગુંદાવનમા રહેતો હતો. **મધુરાનો અવંતિપુત્ર** નામે રાજા **મહાકાત્યાયનના** દર્શન માટે ત્યા આવ્યો, અને કુશલપ્રશ્ન વગેરે પૂછી બોલ્યો, “ ભો કાત્યાયન, બ્રાહ્મણ વર્ણ જ શ્રેષ્ઠ છે અને બીજા વર્ણ નીચ છે; બ્રાહ્મણોને જ મોક્ષ છે, બીજાઓને નથી; બ્રાહ્મણો બ્રહ્મદેવના મુખમાંથી પેદા થયા એવું બ્રાહ્મણોનું કહેવું છે. આ બાબતમાં આપનો મત શો છે ?”

કાત્યાયન:—મહારાજ, આ કેવળ બકવાદ છે ! ધારો કે બીજા વર્ણના લોકો શ્રીમંત થાય, તો બ્રાહ્મણો મોટી સ્વામિભક્તિથી એમની સેવા કરવા માટે તૈયાર હોય છે કે નહિ ?

રાજાએ ‘હા’ એવો જવાબ આપ્યા પછી કાત્યાયને કહ્યું, “ જો એમ હોય તો બધા વર્ણ સમાન છે એવું સાબીત નથી થતુ? અને બ્રાહ્મણવર્ણ શ્રેષ્ઠ છે, એ માત્ર બકવાદ જ છે એવું સિદ્ધ નથી થતું ? જો બ્રાહ્મણ પાપકર્મ કરે તો એ નરકમા નહિ જાય, અને શૂદ્ર કરે તો એ જશે એવું બની શકે ખરૂ ? અથવા બ્રાહ્મણ પુણ્યકર્મ કરે તો એ સ્વર્ગમાં જશે, અને શૂદ્ર કરે તો એ નહિ જાય એવું બની શકે ખરૂં ?

રાજાએ નકારમાં જવાબ આપ્યો, એટલે કાત્યાયને આગળ

---

+ **મથુરાને બૌદ્ધ ગ્રંથોમાં ‘મધુરા’ એવું નામ છે, અને એના ઉપરથી મદ્રાસ ઈલાકામાંના મદુરા શહેરનું નામ લેવામાં આવ્યું હોય, એવી કેટલાક પ્રાચ્યપંડિતોની માન્યતા છે. ગુંદા [સં. गुन्द्रा ] એટલે ભદ્રમુસ્તક નામનું ઘાસ. ‘ स्याद्भद्रमुस्तको गुन्द्रा ’ ( અમરકોશ ).**

ચલાવ્યું, "તમારા રાજ્યમા કોઈ બ્રાહ્મણ ચોરી કે કોઇ બીજો ગુન્હે કરે તો એને માફી મળે, અને શૂદ્ર એવો જ ગુન્હો કરે તો એ શિક્ષા થાય, એવો કાયદો છે કે ?"

રાજા:—એમ કદી પણ થઇ શકે નહિ. બ્રાહ્મણ હોય કે શ હોય, દરેકને એના ગુન્હા પ્રમાણે યોગ્ય શિક્ષા કરવામા આવે છે.

કાત્યાયન:—અને બ્રાહ્મણ ભિક્ષુ થાય તો એને માત્ર મા મળે, અને શૂદ્ર ભિક્ષુ થાય તો એને ન મળે એવું બને છે કે?

રાજા:—મારા રાજ્યમા બધા વર્ણના ચારિત્રવાન્ ભિક્ષુઓ સરખુ જ માન મળે છે.

કાત્યાયન:—જો એમ હોય તો બધા વર્ણ સમાન છે એ નથી સિદ્ધ થતુ ? અને બ્રાહ્મણવર્ણ શ્રેષ્ઠ છે, એ માત્ર બકવાદ એવું નથી સાબીત થતુ ?

અવંતિપુત્ર રાજા મહાકાત્યાયનના ભાષણથી ખુશ થયો અ એને શરણે ગયો; એટલે કે, એનો ઉપાસક થયો. પણ 'મને શર ન જતા ભગવાનને શરણે જવુ જ યોગ્ય છે, કારણ કે હું પ ભગવાનને જ શરણે ગએલો છુ' એવુ મહાકાત્યાયને એને કહ્યું.

રાજા—પણ એ ભગવાન હાલમાં કયા છે?

કાત્યાયન—મહારાજ, એ ભગવાન પરિનિર્વાણ પામ્યા છે.

આ સાંભળી રાજાને ઘણો ખેદ થયો, અને એણે કહ્યું, " એ ભગવાનનુ દર્શન થઇ શકે તેમ હોત તો મેં દશવીશ તો પણ સો યોજનોનોએ પ્રવાસ કર્યો હોત. જો કે હવે એમનું દર્શ થઇ શકે તેમ નથી, તોપણ હું એમને શરણે જાઉં છું."

## ૧૧ અને ૧૨

### ચૂળપંથક અને મહાપંથક

"મનોમય દેહ ઉત્પન્ન કરનારા મારા ભિક્ષુશ્રાવકોમાં ચૂ પંથક શ્રેષ્ઠ છે."

"ચેતોવિવર્તકુશલ* ભિક્ષુશ્રાવકોમાં ચૂળપંથક શ્રેષ્ઠ છે."
"સંજ્ઞાવિવર્તકુશલ* ભિક્ષુશ્રાવકોમા મહાપંથક શ્રેષ્ઠ છે."

રાજગૃહમાં ધનશ્રેષ્ઠી નામે એક શ્રીમંત વેપારી રહેતો હતો. એની જુવાન છોકરી એના જ એક જુવાન નોકર સાથે પ્રેમમા પડી. એમનો પ્રેમ એટલો બધો ગાઢ થયો કે એક દિવસ તેઓ બન્ને જે ચીજવસ્તુ હાથમા આવી તે સર્વ લઇ ઘરમાથી નાસી ગયા, અને દૂરના એક ગામમા જઈ રહ્યા. કેટલાક વખત પછી એ જુવાન છોકરી ગર્ભવતી થઈ. આવે વખતે પોતાના માબાપ યાદ આવે એ સ્વાભાવિક હતું. ગમે તેવો મોટો અપરાધ કર્યો હોય તોપણ માબાપ આપણને ક્ષમા કરશે, એવું એને લાગ્યા કરતુ. પણ ગાધર્વવિધિથી વરેલો એનો પતિ રાજગૃહનું નામ સાભળતા જ ગભરાઇ જતો, અને આજે જઇશું, કાલે જઇશું, એમ કરી દિવસ કાઢી નાખતો.

નવ માસ પૂરા થયા ત્યારે એક દિવસે પતિ કામ પર ગયો છે એવું જોઇ, ઘરમાનો સરસામાન ઠેકાણેસર મૂકી અને આડોશી-પાડોશીને કહીને એ યુવતી એકલી જ રાજગૃહ જવા માટે નીકળી પડી. પતિ ઘેર આવ્યો ત્યારે આડોશીપાડોશી પાસેથી આ હકીકત સાભળી. એટલે દોડતા જઈ એણે એને પકડી પાડી. વાટમા જ એક ઠેકાણે એણે પુત્રને જન્મ આપ્યો. હવે મા પાસે જઇને શું કામ છે, એમ વિચારી પતિ સાથે એ પોતાને રહેવાને ગામ પાછી ફરી. આ છોકરો વાટમાં જન્મ્યો તેથી એનું નામ '**પંથક**' પાડ્યુ. એની પછી, કેટલાક વર્ષો પછી એવી જ રીતે મુસાફરી કરતાં માર્ગમાં બીજો પુત્ર જન્મ્યો. એટલે પહેલાને '**મહાપંથક**' અને બીજાને '**ચૂળપંથક**' કહેવા લાગ્યા.

ન્હાનપણમાં બીજા છોકરાઓ સાથે આ બે રમતા હોય ત્યારે

---

* **ચાર ધ્યાન રૂપાટબંધ ઓળંગી જનારાને ચેતોવિવર્તકુશલ, અને આકાશ-આનંત્યાદિક અરૂપાવચર આયતનો રૂપાટાબંધ ઓળંગી જનારાને સંજ્ઞાવિતર્તકુશલ કહ્યા છે.**

કેટલાક છોકરાઓ, 'મારા દાદા, મારી દાદી, મારા કાકા,' એમ કહેતા. એ સાંભળી મહાપંથક માને પૂછતો, "આપણા આવાં સગાઓ નથી, મા?" એ કહેતી, "બેટા, રાજગૃહમા તારાં ઘણાંએ સગાવહાલાં છે.

"ત્યારે તું અમને ત્યા કેમ નથી લઇ જતી?"

'ત્યાં જવું ઠીક નથી,' એમ લોચા વાળી એ એનું સમાધાન કરવાનો પ્રયત્ન કરતી, પણ એ હંમેશા હઠ પકડી બેસતો. છેવટે એણે પતિને કહ્યુ, "આ છોકરાઓ મને ઘણો ત્રાસ આપે છે, અને પોતે પણ ત્રાસ પામે છે! મારા બાપા મને શું ખાઈ જવાના છે? ચાલો, આપણે આ છોકરાઓને લઈ ત્યા જઇએ."

પતિઃ—એમની સામે જઇ ઉભા રહેવાનું મારે માટે તો તદ્દન અશક્ય છે. પણ ચાલ, હું તને રાજગૃહ સુધી મૂકવા આવું.

એને આ વાત પસંદ પડી, અને છોકરાઓને લઈ એ બંને પ્રવાસ કરતા કરતા, રાજગૃહના નગરદ્વાર પાસેની એક ધર્મશાળામાં આવી ઉતર્યા. એણે 'હું છોકરાઓને લઇને આવી છું' એવો પોતાના માબાપને સંદેશો કહેવડાવ્યો. એમણે થોડું દ્રવ્ય આપી એક માણસ સાથે ઉલટો સંદેશો કહેવડાવ્યો કે, 'અમે તારૂં મોઢું જોવા ઇચ્છતા નથી. પણ આ દ્રવ્ય લઇ છોકરાઓને જો આપતી હો, તો એમને આ જ માણસની સાથે મોકલી દે. આ દ્રવ્ય તમારા બંનેના ઉદરપોષણ માટે પૂરતું છે. તમને જ્યાં ઠીક લાગે ત્યા જઇને રહો.' છોકરાઓનું કલ્યાણ થતું હોય તો ભલે થાય, એવો વિચાર કરી, માબાપે મોકલેલું દ્રવ્ય લઇ એણે એ બન્ને છોકરાઓને આવેલા માણસને સ્વાધીન કર્યા.

એ બંને છોકરાઓ દાદાને ઘેર સારી રીતે ઉછરતા હતા. મહાપંથક દાદાની સાથે ઘણીવાર ભગવાનનો ધર્મોપદેશ સાભળવા માટે જતો હતો, અને એને લીધે એના મનમા ઘર છોડી ભિક્ષુ થવાની ઉત્કટ ઇચ્છા ઉદ્ભવી. એણે દાદાજીને પોતાનો આ વિચાર જણાવ્યો. એના દાદા પણ ભગવાનના ભક્ત જ હતા. તેથી એમને

પૌત્રના બોલવાથી દુઃખ ન થતાં ઉલટો આનંદ થયો, અને એને ભગવાનની પાસે લઇ જઈ એને પ્રવ્રજ્યા આપવાની ભગવાનને એમણે વિનંતી કરી. એક પિંડપાતિક ભિક્ષુ દ્વારા ભગવાને એને પ્રવ્રજ્યા અપાવી. આગળ જતા આ મહાપંથક બુદ્ધશાસનમાં અને આકાશાનંત્યાદિક ચાર અરૂપાવચર આયતનોમા પારંગત થયો.

પોતાના ભાઇને પણ બુદ્ધધર્મામૃત પાવાની ઉત્કટ ઇચ્છા થવાથી દાદાની પરવાનગીથી મહાપંથકે ચૂળપંથકને પણ પ્રવ્રજ્યા આપી, અને એને:—

**पदुमं यथा कोकनदं सुगन्धं।**
**पातो सिया फुल्लमवीतगन्धं॥**
**अंगीरसं पस्स विरोचमानं।**
**तपन्तमादिच्चमिवन्तलिक्खे॥**[1]

આ ગાથા શીખવવાનો આરંભ કર્યો. પરંતુ પૂર્વકર્મવિપાકવશાત્ ચાર મહિના મહેનત કરવા છતા પણ ચૂળપંથકના મગજમા એ પેસે નહિ. ત્યારે મહાપંથકે કહ્યું, "આ શાસનમાં તારી અભિવૃદ્ધિ થાય એ શકય નથી. ચાર મહિનામા જો તું એક ગાથા શીખી શકે નહિ તો તું ભિક્ષુકૃત્યોમા પ્રવીણતા કેવી રીતે સંપાદન કરીશ?" એમ કહી એણે એને કાઢી મૂક્યો!

બિચારો ચૂળપંથક મોટા ભાઇએ વિહારમાથી કાઢી મૂકવાને લીધે વિહારની બહાર રડતો ઉભો રહ્યો. ભગવાને એને જોયો, અને

---

૧. કોસલસંયુત્તમાં બુદ્ધનું ગુણવર્ણન કરવાના ઉદ્દેશથી ચંદનંગલિક ઉપાસકે, તથા અંગુત્તરનિકાયના પંચકનિપાતમાં પિંગિયાની બ્રાહ્મણે આ ગાથા ગાયાનો ઉલ્લેખ છે. ગમે તેમ હોય તો પણ બુદ્ધસ્તુતિની ગાથાઓમાં આ ગાથા ઘણી પ્રાચીન હોવી જોઇએ, એવું ઉપરની વાત પરથી પણ માલુમ પડે છે. એનો અર્થ આ પ્રમાણે છે:—"જેવી રીતે કોકનદ નામનું સુગંધી કમળ પ્રાતઃકાલમાં પ્રફુલ્લિત થઈ સુગંધ આપે છે, તેવી રીતે શોભાયમાન અને અંતરિક્ષમાં પ્રકાશમાન સૂર્ય જેવા અંગીરસ (બુદ્ધ) ને જો."

રડવાનું કારણ પૂછ્યું. બનેલી હકીકત જાણવામા આવી ત્યારે ભગવાને કહ્યું, " તુ રડીશ નહિ. હુ તને આ નિર્મળ વસ્ત્રનો કકડો આપુ છું. એના પર, ' હું આ સ્વચ્છ કરૂં છું, હુ આ સ્વચ્છ કરૂં છુ, ' એમ કહી ધ્યાન ધર."

ભગવાને કહેલા નિયમ પ્રમાણે, ' હું આ સ્વચ્છ કરૂં છું. હું આ સ્વચ્છ કરૂં છું ' એમ બોલતો બોલતો અને હાથથી એ ઘસતો ઘસતો ચૂળપંથક એના પર ધ્યાન ધરવા લાગ્યો. એના પર વધારે ને વધારે કરચલીઓ પડેલી ને એ વધારે ને વધારે મેલું થએલું દેખાવા લાગ્યુ; ત્યારે ચૂળપંથકને પોતાની મેળે આત્મબોધ થયો. ' મારૂં અંતકરણ અત્યંત પરિશુદ્ધ હોઇ એ આ શરીરના પંજામા સપડાવાને લીધે આ વસ્ત્રખંડની માફક વધારે ને વધારે મલિન થતું જાય છે,' એમ એ મનમાં જ બોલવા લાગ્યો, અને ત્યા ને ત્યા જ અર્હત્પદનો લાભ કરી લીધો. ખાસ કરીને એ ' મનોમય શરીર '+ ઉત્પન્ન કરવામા અત્યંત પ્રવીણ થયો.

બીજે દિવસે ભગવાનને અને ભિક્ષુસંઘને પ્રસિદ્ધ જીવક વૈદ્યને ઘેર ભિક્ષાનું નિમંત્રણ હતું. પરંતુ ભાઇએ કાઢી મૂકેલો હોવાથી ચૂળપંથક ત્યા જઇ શકયો નહિ. ભગવાન અને ભિક્ષુઓ પોતપોતાના આસનો પર ગોઠવાઇ ગયા એટલે જીવક જાતે પીરસવા આવ્યો ભગવાને પાત્ર પર હાથ મૂકયો. 'આમ કેમ ?' એવો જીવકે પ્રશ્ન કર્યો ત્યારે ભગવાન બોલ્યા, "વિહારમા હજી એક ભિક્ષુ બાકી રહ્યો છે."

જીવકે એને બોલાવવા માટે એકદમ માણસ મોકલ્યો. આ તરફ તરુણ ચૂળપંથક પોતાને મળેલી નવીન સિદ્ધિનો પ્રયોગ કરતો બેઠો હતો. એણે પોતાના જેવા હજાર ભિક્ષુઓ નિર્માણ કર્યા હતા. જીવકના માણસે એમને જોયા અને ત્યા તો એક સરખા જ ઘણા ભિક્ષુઓ બેઠેલા છે, એવું જીવકને જઇ નિવેદન કર્યું...આનો ઉપર

---

+ **મનોમય શરીર એટલે સિદ્ધિના બળથી પોતાના જેવા હજારો દેહ** નિર્માણ કરવા તે.

ભગવાને એવો ઉપાય બતાવ્યો કે જે પહેલો ભિક્ષુ દેખાય તેનું ચીવર પકડી, 'ભગવાન તને બોલાવે છે,' એમ કહેવું. જીવકના માણસે એ પ્રમાણે કર્યું; એટલે ખરા ચૂળપંથક વગર બાકીના સર્વ મનોમય કાયધારી ભિક્ષુઓ ગુપ્ત થયા: અને ચૂળપંથક એ માણસ સાથે આવી ભિક્ષુસંઘમા સામેલ થયો.

## ૧૩

## સુભૂતિ

" નિષ્કામવૃત્તિ ભિક્ષુશ્રાવકોમા સુભૂતિ શ્રેષ્ઠ છે. "

" દક્ષિણાર્હ ભિક્ષુશ્રાવકોમા સુભૂતિ શ્રેષ્ઠ છે. "

આ શ્રાવસ્તીમા સુમનશ્રેષ્ઠીને ઘેર જન્મેલો. સુભૂતિ એ એનું નામ. બુદ્ધ ભગવાનને નિમંત્રણ કરી અનાથપિંડિકે શ્રાવસ્તી તેડી આણ્યા અને જેતવન વિહાર દાન આપ્યો, તે વખતે બુદ્ધોપદેશ સાભળીને આ ભિક્ષુ થયો. સ્વભાવથી જ આ નિષ્કામવૃત્તિ હતો. અને તેથી એને બીજા ભિક્ષુઓની માફક મનસ્તાપ શાંત કરવા માટે પ્રયાસ પડયો નહિ. તેથી ભગવાને એને નિષ્કામવૃત્તિ ભિક્ષુઓમા અગ્રસ્થાન આપ્યું. મૈત્રીનું ધ્યાન સુભૂતિને અત્યંત પ્રિય હતું. મૈત્રીની ભાવના કર્યા વગર એ આગળ ડગલું ભરતો નહિ. એ દરેક ઘેર મૈત્રીયુક્ત ચિત્તથી જ ભિક્ષા ગ્રહણ કરતો. તેથી એને દક્ષિણાર્હ ભિક્ષુઓમા અગ્રસ્થાન પ્રાપ્ત થયુ. પાલિ સાહિત્યમા સુભૂતિ વિશે થોડો ઉલ્લેખ છે; પણ મૈત્રી એ જ એનું બ્રીદ હોવાથી, મહાયાન-સાહિત્યમાં એનું ઘણું જ મહત્ત્વ હતુ એમ લાગે છે. આ પંથના જે ઘણા જ થોડા ગ્રંથો ઉપલબ્ધ છે, તેમાં વજ્રચ્છેદિકા એ એક છે; અને આ સૂત્ર ભગવાને સુભૂતિને ઉદ્દેશીને જ ઉપદેશેલું છે.

## ૧૪

## ખદિરવનિય રેવત

" આરણ્યક ભિક્ષુશ્રાવકોમાં ખદિરવનિય રેવત શ્રેષ્ઠ છે."

**સારિપુત્ત**નો આ સૌથી નાનો ભાઇ. ત્રણે બહેનો અને ભાઇઓમાં **સારિપુત્ત** સૌથી મોટો, અને આ સૌથી નાનો.[1] આ ભિક્ષુ ન થાય તે માટે એના માબાપે એને નાનપણમા જ પરણાવવાનો વિચાર કર્યો. એને માટે નક્કી કરેલી છોકરી, એની દાદી તથા દાદાને પગે લાગવા માટે આવી હતી. તે વખતે, દાદાએ એને ' તુ આ તારી દાદીમા. કરતા વધારે વરસ સુધી જીવ ' એવો આશીર્વાદ આપ્યો. ત્યારે બચૂકડા રેવતે કહ્યું, " તમે કહો છો શું ? આ સુંદર દેખાતી છોકરી શુ આપણી દાદીમા જેવી જ દેખાશે ? " દાદાએ કહ્યું, "રે છોકરા, તુ કંઈ સમજતો નથી પુણ્યવાન્ પ્રાણીઓ હોય તે જ આવી રીતે વૃદ્ધ થાય છે. "

એ સાભળી રેવત ચિંતામા પડી ગયો. ' અરેરે, આ સુંદર શરીર દાદીમા જેવું કરચલીઓ પડેલુ, જેના માથાના વાળ ધોળા થઈ ગયા છે અને દાત પડી ગયા છે, એવુ થશે ? આવા રૂપ પર આશક થઇ હુ શુ કરૂ ? મારે મારા ભાઇનો માર્ગ જ પકડવો જોઇએ.' આવા વિચારોથી રેવતનુ મન ભરાઇ આવ્યું, અને એણે ઘરમાથી નાસી છૂટવાનો વિચાર કર્યો.

લગ્નનો દિવસ નક્કી થયો. સગાસબંધીઓ ભેગાં થયા, પણ સવારથી રેવતનું મન આ મંગલકાર્યમા ન હતું. સમવયસ્ક છોકરાઓ સાથે એ અહીંથી ત્યાં દોડયા કરતો હતો. માબાપે કહ્યું, " આવે પ્રસંગે તુ આમથી તેમ દોડયા કરે એ તને શોભે છે ? " રેવત બોલ્યો, " મારા સાથીઓ સાથે જરા રમું, તેમા શું થઇ ગયુ ? " છોકરો નાદાન છે, એમ કહી માબાપે પોતાના મનનુ સમાધાન કરી લીધું. પણ લગ્નવિધિની શરૂઆત થતા પહેલા રેવતે પોતાના સાથીદારોને પાછળ નાખી એવી તો દોટ મૂકી કે એ ફરીથી પોતાના

---

૧. એની બહેનોનાં **ચાલા**, ઉપચાલા અને **સીસૂપચાલા** એ ત્રણ નામ **થેરીગાથા**માં તથા એની અને **થેરગાથા**ની અટ્ઠકથામાં મળી આવે છે. ત્રણે ભાઇઓનાં નામ, અનુક્રમે **સારિપુત્ત**, **ચંગન્તપુત્ત** અને **રેવત** હતાં.

માબાપ કે સગાંસંબંધીઓના હાથમાં આવ્યો નહિ '+

એક જંગલમા કેટલાક ભિક્ષુઓ રહેતા હતા. ત્યા આવી રેવત એમની પાસે પ્રવ્રજ્યા માગવા લાગ્યો; પણ તેમણે કહ્યું, " છોકરા, તું છે કોણ? આ વરરાજાનો પહેરવેશ શું અને પ્રવ્રજ્યા માગે છે એ શું?"

એ સાંભળી રેવતે 'મને લૂંટી લે છે, રે લૂંટી લે છે,' એવી બૂમો પાડવા માંડી.

ભિક્ષુઓ બોલ્યા, " અરે ભલા છોકરા, અમારે તારી પાસેથી કંઇ પણ નથી જોઇતું; અને નાહક બૂમો કેમ પાડે છે?"

" ભદંત, મારાં વસ્ત્રપ્રાવરણ હરી લેવાની તમારી ઇચ્છા નથી એ હું સારી રીતે જાણું છું. પરંતુ મારા મોટા ભાઇએ મેળવેલી સંપત્તિ તમે મને આપવા ઇચ્છતા નથી."

" અરે, પણ તારો મોટો ભાઈ કોણ? એણે મેળવેલી સંપત્તિ તે કઇ? અને અમારી પાસે એ શી રીતે આવી?"

" મારા મોટા ભાઇનું નામ ઉપતિષ્ય; પણ એ **સારિપુત્ત** એ નામથી જ પ્રસિધ્ધ છે. એની મિલ્કત કઈ, એ તમને કહેવાની જરૂર છે શું?"

**સારિપુત્ત** સર્વ ભિક્ષુસંઘમાં પ્રસિધ્ધ જ હતો; અને એના નાના ભાઇને શોભે એવી હોશિયારી રેવતનામાં જોઇ એ ભિક્ષુઓએ કૌતુક કર્યું અને એને શ્રામણેર–પ્રવ્રજ્યા આપી.

શ્રામણેર થયા પછી રેવત એક ભયંકર **ખદિરવનમા** રહેતો હતો, અને ત્યા જ એ અર્હત્પદને પામ્યો. સારિપુત્તને એને મળવાની ઇચ્છા હતી. પણ એક બે વાર **ખદિરવન** જવાની પરવાનગી માગી

+આ ઠેકાણે 'सुमुहूर्त सावधान' કહેતાંની સાથે જ ઘરમાંથી નાસી જનાર નારાયણનું (રામદાસ સ્વામીનું) વાંચકોને સ્મરણ થયા વગર રહેશે નહિ.

ત્યારે **ભ**ગવાને એ ન આપી; કારણકે, તે વખતે રેવત અર્હત્પદને પામ્યો નહોતો. **સા**રિપુત્તે ફરીથી જવાની પરવાનગી માગી, ત્યારે ભિક્ષુસંઘ સાથે **ભ**ગવાન પણ ત્યા જવા માટે તૈયાર થયા. રેવતના નિવાસસ્થાને જવા માટે બે રસ્તા હતા. સીધો રસ્તો સાઠ યોજનનો અને પાસેનો રસ્તો ત્રીશ યોજનનો. પણ આ રસ્તામા અડચણો ઘણી હતી અને ખાવાપીવાની તકલીફ હતી. કયે રસ્તે જઇશું, એવો **આ**નંદે પ્રશ્ન કર્યો; ત્યારે પાસેનો રસ્તો લેવાને **ભ**ગવાને કહ્યું. **આ**નંદ બોલ્યો. "પણ ભદંત, આ રસ્તે ભિક્ષુસંઘને અન્નજળની મુશ્કેલી પડશે." **ભ**ગવાને કહ્યું, "**આ**નંદ, તારે એની ચિંતા ન કરવી. આપણી સાથે [1]**સી**વલિ છે, એ બધી વ્યવસ્થા રાખશે."

**ભ**ગવાન નિવાસસ્થાન પાસે આવી પહોંચ્યા, ત્યારે રેવતે એમની તથા ભિક્ષુસંઘની રહેવા કરવાની યથાશક્તિ વ્યવસ્થા કરી. **ભ**ગવાને એને કહ્યું, "રેવત, આ તો હિંસક પ્રાણીઓનું જંગલ દેખાય છે. અહી વાઘ, સિંહ વગેરેની ગર્જનાઓ તથા હાથીની બૂમો સાભળી તને શું લાગે છે?"

રેવતે કહ્યું, "ભદંત, આવે પ્રસંગે મને બીક ન લાગતા, મારા મનમા અરણ્યને માટે એક જાતનો પ્રેમ થાય છે." એનો આ જવાબ સાંભળી **ભ**ગવાન પ્રસન્ન થયા અને અરણ્યનિવાસથી શા શા ફાયદા થાય છે એ વિશે રેવતને વિસ્તાર પૂર્વક ઉપદેશ કર્યો.

**ભ**ગવાન ભિક્ષુસંઘ સાથે **શ્રા**વસ્તી પાછા આવ્યા ત્યારે વિશાખા ઉપાસિકાએ, આ પ્રવાસ કેવો નીવડયો તથા રેવતનું નિવાસસ્થાન કેવુ છે વગેરે બાબતોની ભિક્ષુઓ પાસે પૂછપરછ કરી. જે ભિક્ષુઓ અર્હત્પદને પામ્યા હતા, તેમણે રેવતના નિવાસસ્થાનની સ્તુતિ કરી; પરંતુ સામાન્ય ભિક્ષુઓને એ અરણ્યમય સ્થાન ગમ્યું

---

**૧. સીવલિએ મોટા મોટા પ્રવાસ કર્યા હતા; અને પૂર્વાર્જિત પુણ્યના પ્રતાપથી એને કોઇ પણ ઠેકાણે અન્નજળનો તોટો પડયો નહોતો. સીવલિની કથા આ ભાગના અઢારમા પ્રકરણમાં જોવી.**

નહિ, એવું એમના બોલવા પરથી વિશાખાને માલમ પડી આવ્યું. તેથી એણે એ પ્રવાસ વિશે ભગવાનને પૂછ્યું. ત્યારે ભગવાન નીચેની ગાથા બોલ્યાઃ—

**गामे वा यदि वारञ्ञे निन्ने वा यदि वा थले।**
**यत्थारहन्तो विहरन्ति तं भूमिं रामणेय्यकं॥**

"ગામમા કે અરણ્યમા, નીચાણવાળી જમીન પર કે સપાટ જમીન પર, જ્યા અર્હન્ત રહે છે તે સ્થાન રમણીય છે."

અરણ્યવાસી ઘણા ભિક્ષુઓ હતા, પણ રેવતની માફક અત્યંત વિકટ જગ્યામા રહેનારો બીજો કોઇ ભાગ્યે જ હશે. તેથી એને આરણ્યક ભિક્ષુઓમા અગ્રસ્થાન પ્રાપ્ત થયું હતું.

## ૧૫

## કાંક્ષા રેવત

"ધ્યાનરત ભિક્ષુશ્રાવકોમાં કાંક્ષા રેવત શ્રેષ્ઠ છે."

આનો જન્મ શ્રાવસ્તીના એક શ્રીમંત કુટુંબમા થયો હતો. એ બીજા લોકોની સાથે ભગવાનનો ઉપદેશ સાભળવા જતો. કેટલાક વખત પછી સંસાર ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થવાથી એ ભિક્ષુ થયો. શું કરવું યોગ્ય છે અને શુ અયોગ્ય છે, એ વિશે એને ઘણી શંકા ઉત્પન્ન થતી; અને વૃદ્ધ ભિક્ષુઓ પાસે એ સંબંધમા એ સારી રીતે પૂછપરછ કરતો. નાની સૂની બાબતોમાં પણ એને શંકા ઉત્પન્ન થતી; તેથી ભિક્ષુઓ એને 'કાંક્ષા રેવત' કહેવા લાગ્યા, અને આગળ જતાં એ એ જ નામથી પ્રસિદ્ધ થયો. એ સમાધિભાવનામા અત્યંત દક્ષ રહેતો, અને એમાં જ આનંદ માનતો. તેથી ધ્યાનરત ભિક્ષુઓમા એને અગ્રસ્થાન પ્રાપ્ત થયુ.

## ૧૬

## સોણ કોળિવિસ

"ઉત્સાહી ભિક્ષુશ્રાવકોમાં સોણ કોળિવિસ શ્રેષ્ઠ છે."

સોણ એ એનું નામ અને કોળિવિસ અટક. એનો જન્મ કાલચંપા નગરમાં થયો હતો. એ ઘરનો અત્યંત શ્રીમંત હતો. એના સુકુમારપણાની ખ્યાતિ એ વખતે સર્વ મગધ દેશમાં ફેલાઇ હતી; અને તેથી જ બિંબિસાર રાજાએ એને ખાસ તેડાવ્યો હતો. આની આગળની સર્વ હકીકત પહેલા ભાગમા ( કલમ ૪૬–૫૦) આવી ગઈ છે.

## ૧૭

## સોણ કુટિકર્ણ

"પ્રેમાળ ભાષણ કરનારા ભિક્ષુશ્રાવકોમા સોણ કુટિકર્ણ શ્રેષ્ઠ છે."

રાજગૃહની કાલી નામની એક સ્ત્રીને અવંતીરાષ્ટ્રમા કુરરઘર નામે શહેરમા એક બહુ ધનાઢ્ય કુળમા પરણાવી હતી. માત્ર બુદ્ધની કીર્તિ સાભળીને જ એ બુદ્ધોપાસિકા[1] થઇ. એનો આ પુત્ર. એના કાનમાં એક કરોડની કિંમતના કુંડલ હતા; તેથી 'કોટિકર્ણ' કહેવાની જગ્યાએ સામાન્ય લોકો એને કુટિકર્ણ જ કહેતા, અને આગળ જતા એ એ જ નામથી પ્રસિદ્ધ થયો.

મહાકાત્યાયન કુરરઘરમાં એક પર્વત પર ઘણી વાર નિવાસ કરતો, અને એનો ઉપદેશ સાભળવા માટે સોણ એની પાસે જતો આવતો. સોણને સંસારમા કોઇ પણ પ્રકારની કમતરના નહોતી. તો પણ મહાકાત્યાયનનો ઉપદેશ સાભળવાને લીધે સંસાર પરથી એનું મન ઉઠી ગયુ; અને એણે વારંવાર વિનંતી કરી મહાકાત્યાયન પાસે પ્રવ્રજ્યા લીધી. એનું વર્ણન પહેલા ભાગમાં ( કલમ ૫૧–૫૪) આવી જ ગયું છે.

## ૧૮

## સીવલિ

"લાભી ભિક્ષુશ્રાવકોમા સીવલિ શ્રેષ્ઠ છે."

---

૧. આની વાત આ ભાગના ૭૫ મા પ્રકરણમાં જુવો.

એની માનું નામ સુપ્પવાસા. એ એક કોલિય રાજાની છોકરી હતી. ઉદાનવગ્ગમાં એની વાત આ પ્રમાણે આપેલી છે:—

ભગવાન બુદ્ધ કુંડિયા નામના નગર પાસે કુંડધાન નામના વનમાં રહેતા હતા. કોલિય રાજાની છોકરી સુપ્પવાસા સાત વરસ સુધી ગર્ભવંતી હતી, અને તે વખતે સાત દિવસથી પ્રસવ વેદનાથી પીડાતી હતી. (૧) તે ભગવાન સમ્યક્સંબુદ્ધ છે ખરો, જે આવા દુ:ખના વિનાશ માટે ધર્મોપદેશ કરે છે; (૨) એ ભગવાનનો શ્રાવકસંઘ સન્માર્ગથી ચાલનારો ખરો, જે આવી જાતના દુ:ખના વિનાશ માટે પ્રયત્ન કરે છે, (૩) એ નિર્વાણ સુખકારક ખરૂં, જેમા આવી જાતનું દુ:ખ નજરે પડતું નથી. આ ત્રણ સદ્વિચારોથી એ પોતાની અસહ્ય વેદનાઓ સહન કરતી. પોતે આવી રીતે દુ:ખ ભોગવે છે, એ વાતની એણે પતિને કહી ભગવાનને ખબર આપી. તે સાભળી, 'એ સુખી થાઓ,' એવો ભગવાને આશીર્વાદ આપ્યો; અને એ જ વખતે સુપ્પવાસા પ્રસવવેદનામાથી મુક્ત થઈ, અને એણે પુત્રને જન્મ આપ્યો. પછી એણે ભિક્ષુસંઘ સાથે ભગવાનને નિમંત્રણ આપી સાત દિવસ સુધી દાન સમારંભ કર્યો. તે વખતે સારિપુત્તે સીવલિને 'સંસારમાં કેમ લાગે છે.' એવો પ્રશ્ન કર્યો. ત્યારે તે બોલ્યો, "સાત વરસ સુધી માતાના ઉદરમા રહેલા મને સંસારનું સુખ શું પૂછો છો ×?"

સીવલિ મોટો થયા પછી ભિક્ષુ થયો એણે ઘણા દૂર દૂરના પ્રવાસ કર્યા હતા; અને પૂર્વના પુણ્યને લીધે એને પ્રવાસમાં ચીવર, પિંડપાત વગેરેની કદી પણ મુશ્કેલી પડતી નહિ. એના પ્રવાસની યાદી આ બે ગાથાઓમા આપેલી છે:—

निग्रोधं पठमं पस्सि दुतियं पण्डवपब्बतं ।
ततियं अचिरवतियं चतुत्थं वरसागरं ॥

× આ વખતે સીવલિની ઉંમર જન્મથી માત્ર ૧૮ દિવસની જ હતી, એવું ઉદાનઅટ્ઠકથામાં કહ્યું છે.

**पञ्चमं हिमवन्तं सो छट्ठं छद्दन्तमागमि ।**
**सत्तमं गन्धमादनं अट्ठमं अथ रेवतं ॥**

અર્થ:—પ્રથમ **નિગ્રોધ*** આવ્યો, ત્યાર પછી **રાજગૃહમા** **પાંડવ** પર્વત ઉપર, ત્રીજો **શ્રાવસ્તીની અચિરવતી** નદી પર, ચોથો મહાસમુદ્ર સુધી, પાચમો **હિમાલય** પર, છટ્ઠો **ષડ્દન્તસરોવર** પર, સાતમો **ગંધમાદન** પર અને આઠમો (**ભગવાનની** સાથે) **ખદિરવનિય રેવતને** મળવા માટે.

આવા વિકટ પ્રવાસોમા પણ **સીવલિને** તક્લીફ પડી નહિ, તેથી એને લાભી ભિક્ષુઓમા અગ્રસ્થાન પ્રાપ્ત થયું.

## ૧૯

## વક્કલિ

" શ્રદ્ધાવાન્ ભિક્ષુશ્રાવકોમા **વક્કલિ** શ્રેષ્ઠ છે. "

એનો જન્મ **શ્રાવસ્તીમા** એક બ્રાહ્મણ કુળમા થયો હતો. **વક્કલિ** એનુ નામ. નાનપણમા જ એ વેદવેદાંગમા પારંગત થયો હતો, અને **બુદ્ધને** જોતા જ એની એમના પર અત્યંત શ્રદ્ધા બેઠી. રોજ **ભગવાનને** જોયા વગર એને ચેન પડતુ નહિ. પરંતુ શ્રદ્ધા બલવતી થવાથી અને પ્રજ્ઞાના કાર્યને જગ્યા ન મળવાથી નિર્વાણમાર્ગમા **વક્કલિને** મોટી અડચણ ઉભી થઇ. એની આગળની વાત **ખન્ધસંયુત્તના** બીજા પણ્ણાસકના ચોથા વગ્ગમાં **વક્કલિસુત્તમા** આપેલી છે. એનો સારાંશ આ પ્રમાણે છે:—

**ભગવાન** **રાજગૃહમાં** **વેળુવનમા** રહેતા હતા. તે વખતે **વક્કલિ** એક કુંભારને[1] ઘેર અત્યંત માંદો હતો. એક ઉપસ્થાયકને કહી

* એ એક **નિગ્રોધવૃક્ષ** પાસે આવ્યો અને ત્યાં એને એક દેવતાએ ભિક્ષા આપી, એવું **મનોરથપૂરણીનું** કહેવું છે. પરંતુ પ્રથમ એ **કપિલવસ્તુમાં** **નિગ્રોધારામમાં** આવ્યો, એમ કહેવું વધારે સહુક્તિક છે.

**૧.** કુંભારને ઘેર એટલે વાસણ બનાવવાના કારખાનામાં (શાલામાં), એવું અટ્ઠકથાકારનું કહેવું છે.

એણે આ હકીકત **ભ**ગવાનને પહોચાડી. **ભ**ગવાન કુંભારને ઘેર આવ્યા, ત્યારે **વક્કલિ**, એમને માન આપવા માટે ખાટલા પરથી ઉઠવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પણ **ભ**ગવાને કહ્યું, " **વક્કલિ**, આમ ઉઠવાનો પ્રયત્ન કરવાની કંઇ પણ જરૂર નથી. અહી આસનો પાથરેલા છે. હુ ત્યા બેસી શકું છુ." **ભ**ગવાન એક આસન પર બેઠા અને બોલ્યા, " **વક્કલિ**, તને કેમ લાગે છે? તારી માંદગી ઓછી થતી જાય છે ને?"

**વક્કલિ**:—તમને શું કહું! મને બિલકુલ ઠીક લાગતું નથી. અત્યંત તીવ્ર વેદનાઓ થાય છે. પરંતુ એમનો અંત શી રીતે આવે તે દેખાતુ નથી.

**ભ**ગવાન:—પણ **વક્કલિ**, તારા મનને કોઈ શંકા કે પશ્ચાત્તાપ તો પીડી નથી રહ્યા ને?

**વક્કલિ**એ હકારમાં જવાબ આપ્યો. એટલે **ભ**ગવાને કહ્યું. " આ માનસિક પીડા તારા આચરણમાં કંઇ નિંદ્ય કૃત્ય થએલુ હોય તેથી તો નથી થતી ને?"

" ના, ભદંત." **વક્કલિ**એ જવાબ આપ્યો.

" ત્યારે **વક્કલિ** તારા મનમા આટલી બધી પીડા કેમ થયા કરે છે?"

" **ભ**ગવાનના દર્શને જવા માટે જે શક્તિ જોઇએ, તે મારામાં નથી; તેથી જ મારા મનમા બેચેની રહ્યા કરે છે."

" **વક્કલિ**, આ મારા અંતે કોહી જનારા (પૂતિ) દેહ તરફ જોવાથી શો ફાયદો થવાનો છે? જે ધર્મ જાણે છે, તે મને જુએ છે; અને જે મને જુએ છે, તે ધર્મ જાણે છે. **વક્કલિ**, હું તને એમ પૂછું છું કે રૂપ નિત્ય કે અનિત્ય? વેદના, સંજ્ઞા, સંસ્કાર, વિજ્ઞાન—એ બધાં નિત્ય કે અનિત્ય?"

" આ સર્વ સ્કંધ અનિત્ય છે," **વક્કલિ**એ જવાબ આપ્યો.

"હે **વક્કલિ**. ત્યારે એમ જાણી, વિદ્વાન આર્ય શ્રાવક આ પંચસ્કંધ વિશે વિરક્ત થાય છે અને વૈરાગ્યથી વિમુક્ત થાય છે."

આ પ્રમાણે ઉપદેશ કરી **ભ**ગવાન ગૃધ્રકૂટ પર્વત તરફ ગયા. ત્યારે **વક્કલિ**એ પોતાના ઉપસ્થાયકોને કહ્યું, "ભાઇઓ, મને ખાટલા સાથે ઉપાડી **ઋ**ષિગિરિની તળેટીમા કાલશિલામા લઇ જાઓ. મારા જેવાએ ગામમા મરણ પામવું. મને યોગ્ય નથી લાગતું."...એને ત્યા લઈ ગયા પછી **વક્કલિ** વિમુક્ત થયો, અને એણે શસ્ત્રપ્રયોગ કરી આત્મહત્યા કરી. કેટલાક વખત પછી ભિક્ષુઓ સાથે **ભ**ગવાન ત્યા આવી પહોચ્યા. એમણે **વક્કલિ**ને ખાટલા પરથી નીચે લટકતો જોયો. તે વખતે જ્યા ત્યા અંધકારમય ધુમ્મસ પ્રસરેલું હતુ. એ બતાવી **ભ**ગવાને ભિક્ષુઓને કહ્યું, "ભિક્ષુઓ. આ **માર** છે. **વક્કલિ**નું વિજ્ઞાન ક્યાં ઉત્પન્ન થયુ છે એની એ શોધમા છે; પરંતુ **વક્કલિ** પરિનિર્વાણ પામેલો હોવાથી એના વિજ્ઞાનને પુનર્જન્મ નથી."

## ૨૦

## રાહુલ

"નિયમો શીખવાની આસ્થા રાખનાર ભિક્ષુશ્રાવકોમા **રાહુલ** શ્રેષ્ઠ છે."

**રાહુલ**ની વાત પહેલા ભાગમા (કલમ ૩૨–૩૪) આવી ગઈ છે. એને ઉદ્દેશીને **ભ**ગવાને ઉપદેશેલા **અં**બલટ્ઠિકરાહુલોવાદ, **મ**હારાહુલોવાદ અને **ચૂ**ળરાહુલોવાદ એવા **મ**જ્ઝિમનિકાયમા ત્રણ સુત્તો છે. એ અનુક્રમે શીલ, સમાધિ અને પ્રજ્ઞા એ જે **બુ**દ્ધશાસનના ત્રણ પગથિયા છે, એ વિશે છે. શીલમા **ભ**ગવાને સત્યને અતિશય મહત્ત્વ આપ્યું છે, અને પ્રથમ સુત્તમા એ વિશે જ ઉપદેશ છે. **અ**શોક રાજાએ પણ પોતાના **ભા**બ્રામા આવેલા શિલાલેખમાં આ સુત્તનો ઉલ્લેખ કર્યો છે. એનો સારાંશ **બુદ્ધલીલાસારસંગ્રહ**ના ત્રીજા ભાગમાં

( પ્ર. ૨૧ ) આવેલો જ છે. બાકીનાં બે સુત્તોનો સારાંશ અહીં આપવામાં આવે છે:—

(૧) ભગવાન શ્રાવસ્તીમા આવેલા જેતવનમા અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. એક દિવસ પોતાનું પાત્રચીવર લઇ ભગવાન શ્રાવસ્તીમાં ભિક્ષા માટે ગયા. રાહુલ પણ એમની પાછળ પાછળ જવા લાગ્યો. એને જોઇ ભગવાને કહ્યું, "રાહુલ, સર્વ પ્રકારનું રૂપ મારૂં નથી. તે હું નથી તથા એ મારો આત્મા નથી. આ પ્રજ્ઞાથી યથાર્થ રીતે જાણવું."

રાહુલ બોલ્યો, "ભગવન્, શું માત્ર રૂપ જ પોતાનો આત્મા નથી એમ જાણવું?"

ભગવાનઃ—રાહુલ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન પણ એમ જ જાણવા.

ભગવાને ઉપદેશ કરવાથી, 'આજે શા સારૂ ભિક્ષા માટે જવું,' એવો વિચાર કરી રાહુલ શ્રાવસ્તીમાં ન જતા બહાર જ એક ઝાડ નીચે બેઠો. એને જોઇ સારિપુત્તે કહ્યું, "રાહુલ, આનાપાનસ્મૃતિની (પ્રાણાયામની) ભાવના વધારવાથી ઘણો ફાયદો થાય છે."

સાંજે ત્યાથી ઉઠી રાહુલ ભગવાન પાસે આવ્યો અને 'આનાપાનસ્મૃતિની ભાવના કેવી રીતે કરવી?' એવો પ્રશ્ન કર્યો. ભગવાન બોલ્યા, "પૂર્વજન્મના કર્મથી ઉત્પન્ન થએલા કેશલોમાદિક કઠણ શરીરાવયવ એ આધ્યાત્મિક પૃથ્વીધાતુ છે. આધ્યાત્મિક પૃથ્વીધાતુ શું કે બહારની પૃથ્વીધાતુ શું, બંને સરખી જ. એ મારી નથી, એ હું નથી, એ મારો આત્મા નથી, એમ પ્રજ્ઞાથી યથાર્થ રીતે જાણવું. રાહુલ, પિત્તશ્લેષ્માદિક આધ્યાત્મિક આપોધાતુ શું કે બહારની આપોધાતુ શું, એ બધી સરખી જ. એ મારી નથી, એ હું નથી, એ મારો આત્મા નથી. એ પ્રજ્ઞાથી યથાર્થ રીતે જાણવું. અન્નનું પાચન કરનારી, દાહ કરનારી વગેરે આધ્યાત્મિક તેજોધાતુ શું કે બહારની તેજોધાતુ શું...

શ્વાસોચ્છ્વાસાદિક આધ્યાત્મિક વાયુધાતુ શું કે બહારની વાયુધાતુ શું...આધ્યાત્મિક આકાશધાતુ શું કે બહારની આકાશધાતુ શું, એ બધી સરખી જ. એ મારી નથી, એ હું નથી, એ મારો આત્મા નથી, એ પ્રજ્ઞાથી યથાર્થ રીતે જાણવું.

"રાહુલ, પૃથ્વીના જેવી મનની ભાવના કર. પૃથ્વી પર લોકો શુચિ તેમ જ અશુચિ પદાર્થો ફેંકે છે; પણ પૃથ્વી એથી કંટાળતી નથી. એવી રીતે મનની ભાવના કરવાથી તારા મન પર અનિષ્ટ સ્પર્શોનો આઘાત થશે નહિ પાણીની માફક મનની ભાવના કર. પાણીમા લોકો શુચિ તેમ જ અશુચિ પદાર્થો ધુવે છે...અગ્નિની માફક મનની ભાવના કર. શુચિ અને અશુચિ પદાર્થો અગ્નિ સરખી રીતે જ બાળી નાંખે છે...વાયુના જેવી મનની ભાવના કર. શુચિ તેમ જ અશુચિ પદાર્થો પર વાયુ સરખી રીતે જ વાય છે; પણ એથી એ કંટાળતો નથી...આકાશની માફક મનની ભાવના કર. આકાશ કશામાં જ સંલગ્ન થતું નથી. આ પ્રમાણે ભાવના કરવાથી તારા મન પર અનિષ્ટ સ્પર્શોનો આઘાત થશે નહિ.

"રાહુલ, મૈત્રીની ભાવના કર. મૈત્રીની ભાવના કરવાથી તારી દ્વેષબુદ્ધિ નષ્ટ થશે. કરુણાની ભાવના કર. કરુણાની ભાવના કરવાથી તારી ત્રાસદાયકબુદ્ધિ નષ્ટ થશે. મુદિતાની ભાવના કર. મુદિતાની ભાવના કરવાથી તારી અસંતોષબુદ્ધિ નષ્ટ થશે. ઉપેક્ષાની ભાવના કર. ઉપેક્ષાની ભાવના કરવાથી તારી પ્રત્યાઘાતબુદ્ધિ નષ્ટ થશે. અશુભની ભાવના કર. અશુભની[1] ભાવના કરવાથી તારો કામવિકાર નષ્ટ થશે. અનિત્યતાની ભાવના કર. અનિત્યતાની ભાવના કરવાથી તારો અહંકાર નષ્ટ થશે.

"રાહુલ, આનાપાનસ્મૃતિની ભાવના કર. આનાપાનસ્મૃતિની

૧. અશુભભાવના એટલે શરીરમાં રહેલા અસ્થિમાંસાદિ અમંગલ પદાર્થોનું ચિંતન કરી ચિત્તની એકાગ્રતા કરવી તે **બુદ્ધ, ધર્મ આને સંઘ** [મરાઠી] પૃ. ૩૫ જુવો.

ભાવના અત્યંત હિતકારક છે. એ કેવી રીતે કરવી? રાહુલ, એકાદ ભિક્ષુ જંગલમાં, ઝાડ નીચે કે કોઈ એકાંત સ્થળે જઈ શરીર સીધું રાખી ઘણી સાવધાનતાથી બેસે છે. એ સાવધાનતાથી શ્વાસ લે છે અને સાવધાનતાથી ઉચ્છ્વાસ મૂકે છે. દીર્ઘ શ્વાસ લેતો હોય તો દીર્ઘ શ્વાસ લે છે એવું જાણે છે; દીર્ઘ ઉચ્છ્વાસ મૂકતો હોય તો દીર્ઘ ઉચ્છ્વાસ મૂકે છે એવું જાણે છે, ટૂંકો શ્વાસ લેતો હોય તો ટૂંકો શ્વાસ લે છે એવું જાણે છે; ટૂંકો ઉચ્છ્વાસ મૂકતો હોય તો ટૂંકો ઉચ્છ્વાસ મૂકે છે એવું જાણે છે; સર્વ દેહની સ્મૃતિ રાખીને શ્વાસ લેવાનો અને ઉચ્છ્વાસ મૂકવાનો અભ્યાસ કરે છે. કાયસંસ્કાર શાંત કરી શ્વાસ લેવાનો અને ઉચ્છ્વાસ મૂકવાનો અભ્યાસ કરે છે. પ્રીતિનો અનુભવ લઇ શ્વાસ લેવાનો અને ઉચ્છ્વાસ મૂકવાનો અભ્યાસ કરે છે. સુખનો અનુભવ લઈ શ્વાસોચ્છ્વાસ કરવાનો અભ્યાસ કરે છે, ચિત્તસંસ્કાર જાણીને શ્વાસોચ્છ્વાસ કરવાનો અભ્યાસ કરે છે; ચિત્તસંસ્કાર શાંત કરી શ્વાસોચ્છ્વાસ કરવાનો અભ્યાસ કરે છે. ચિત્ત જાણીને શ્વાસોચ્છ્વાસ કરવાનો અભ્યાસ કરે છે; ચિત્તને પ્રમુદિત કરી શ્વાસોચ્છ્વાસ કરવાનો અભ્યાસ કરે છે; ચિત્તનું સમાધાન કરી શ્વાસોચ્છ્વાસ કરવાનો અભ્યાસ કરે છે; ચિત્તને વિમુક્ત કરી શ્વાસોચ્છ્વાસ કરવાનો અભ્યાસ કરે છે. અનિત્યતા જાણીને શ્વાસોચ્છ્વાસ કરવાનો અભ્યાસ કરે છે; વૈરાગ્ય જાણીને શ્વાસોચ્છ્વાસ કરવાનો અભ્યાસ કરે છે. નિરોધ જાણીને શ્વાસોચ્છ્વાસ કરવાનો અભ્યાસ કરે છે. ત્યાગ જાણીને શ્વાસોચ્છ્વાસ કરવાનો અભ્યાસ કરે છે. આવી રીતે જો તું આનાપાનસ્મૃતિની ભાવના કરીશ તો અંતકાળના શ્વાસ ઉચ્છ્વાસને પણ તું જાણી શકીશ. તને ન સમજાતાં એમનો નિરોધ થશે નહિ.'

**ભ**ગવાન આમ બોલ્યા. આનંદિત મનથી **રાહુલે ભ**ગવાનના ઉપદેશનું અભિનંદન કર્યું.

\+ + + +

(૨) **બુદ્ધ ભ**ગવાન **શ્રા**વસ્તીમાં રહેતા હતા. એક દિવસ **રા**હુલને પોતાનું આસન આપી અને એને સાથે લઇ **ભ**ગવાન

અંધવનમાં ગયા અને એક ઝાડ નીચે બેઠા. રાહુલ પણ એમને વંદન કરી એક બાજુએ બેઠો. ત્યારે ભગવાને કહ્યું, "ચક્ષુ નિત્ય છે કે અનિત્ય છે?"

"ભદંત, એ અનિત્ય છે."

"જે અનિત્ય હોય તે સુખકારક છે કે દુઃખકારક?"

"દુઃખકારક, ભદંત."

"અને જે અનિત્ય, દુઃખકારક અને વિપરિણામધર્મી હોય તે મારૂં છે, તે હું છું અને એ મારો આત્મા છે, એમ માનવું યોગ્ય છે?"

"ના, ભદંત."

આ પ્રમાણે રૂપ, ચક્ષુર્વિજ્ઞાન, ચક્ષુઃસ્પર્શ અને એથી ઉત્પન્ન થનારી સુખદુઃખાદિ વેદનાઓ, સંજ્ઞા, સંસ્કાર, વિજ્ઞાન; શ્રોત્ર, શબ્દ...શ્રોત્રવિજ્ઞાન; ઘ્રાણ, ગંધ...ઘ્રાણવિજ્ઞાન; જીવ્હા, રસ... જીવ્હાવિજ્ઞાન; કાય, સ્પર્શ...કાયવિજ્ઞાન; એ બધા વિશે ભગવાને પ્રશ્ન પૂછ્યા, અને રાહુલે એમના ઉપર પ્રમાણે યથાયોગ્ય જવાબ આપ્યા. ત્યારે ભગવાને કહ્યું, "રાહુલ, વિદ્વાન્ આર્યશ્રાવકો આમ જાણી આ સર્વ પદાર્થો વિશે વિરક્ત થાય છે, અને વૈરાગ્યથી વિમુક્ત થાય છે."

ભગવાનના આ ઉપદેશથી રાહુલ અર્હત્પદ પામ્યો.

## ૨૧

## રાષ્ટ્રપાલ

"શ્રદ્ધાથી પ્રવ્રજ્યા લીધેલા ભિક્ષુશ્રાવકોમા રાષ્ટ્રપાલ શ્રેષ્ઠ છે."

આની વાત મજ્ઝિમનિકાયમાંના રટ્ઠપાલસુત્તમા આવેલી હોઇ એનો જ અનુવાદ મનોરથપૂરણીમાં કરેલો છે. રટ્ઠપાલસુત્તનો સારાંશ આ પ્રમાણે છેઃ—

ભગવાન બુદ્ધ કુરુદેશમા પ્રવાસ કરતા કરતા મોટા ભિક્ષુસંઘ સાથે થુલ્લકોટ્ટિત નામના કુરુ લોકોના શહેર પાસે આવી પહોંચ્યા.

ત્યાના બ્રાહ્મણો એમની કીર્તિ સાભળી એમના દર્શન માટે ગયા. કોઇ ભગવાનને નમસ્કાર કરી, કોઇ કુશલપ્રશ્ન પૂછી, કોઇ હાથ જોડી, કોઇ પોતાનું નામગોત્ર કહી તથા કોઇ મૂંગે મોઢે જ જઇ એક બાજુએ બેઠા. એ બ્રાહ્મણોને ભગવાને જ્યારે ધર્મોપદેશ કર્યો, ત્યારે રાષ્ટ્રપાલ પણ ત્યાં હતો. એના મન પર એકદમ એ ધર્મોપદેશનું પરિણામ થયું, અને એણે પ્રવ્રજ્યા લેવાનો પોતાનો વિચાર ભગવાનને જણાવ્યો. પણ એનાં માબાપની પરવાનગી ન હોવાથી એને પ્રવ્રજ્યા આપવાની ભગવાને ના પાડી. તેથી ઘેર જઈ પોતાના માબાપ પાસે પ્રવ્રજ્યા લેવા માટે પરવાનગી આપવાની એ હઠ પકડી બેઠો. એમણે એને ઘણી રીતે સમજાવ્યો, અને પોતે જીવતાં હોય ત્યા સુધી પરવાનગી આપી શકાશે નહિ, એમ કહ્યું. 'કાતો પરવાનગી કે કાતો મરણ' એમ કહી રાષ્ટ્રપાલ ત્યા જ જમીન પર પડયો, અને અન્ન લેવાનું બંધ કર્યું. એના મિત્રમંડળ તથા સગાંવહાલાંઓએ પણ એને સમજાવવાનો ઘણો પ્રયત્ન કર્યો. પણ રાષ્ટ્રપાલના દૃઢ નિશ્ચય આગળ એમનો કોઇ પણ ઉપાય ચાલ્યો નહિ. છેવટે માબાપે પરવાનગી આપીને એનું જેમ તેમ કરી સમાધાન કર્યું; અને અન્ન ખાધાથી શરીરમા થોડું બળ આવ્યું કે તરત જ ભગવાન પાસે જઇ એણે પ્રવ્રજ્યા લીધી. બે અઠવાડિયા પછી ભગવાન એને સાથે લઇ ભિક્ષુસંઘ સાથે શ્રાવસ્તી આવ્યા.

ત્યાં રહેતો હતો તે વખતે એકાતમા રહી રાષ્ટ્રપાલે મહાપ્રયત્ને અર્હત્પદ પ્રાપ્ત કર્યું, અને ભગવાન પાસે જઈ માબાપને મળવા જવાની પરવાનગી માગી. આર્યમાર્ગમાં એની થએલી ઉન્નતિ જોઇ, ભગવાને એને પોતાને દેશ જવાની રજા આપી. ભિક્ષાટન માટે જ્યારે એ થુલ્લકોટ્ઠિત શહેરમાં દાખલ થયો, ત્યારે એનો પિતા વચલા દિવાનખાનામા હજામત[1] માટે બેઠો હતો. રાષ્ટ્રપાલને

---

૧. મૂળ શબ્દ 'उल्लिखापेति.' એ પર ટીકા–'कप्पकेन केसे अपहरापेति.' પરંતુ બીજો એવો પણ અર્થ થઇ શકે કે વચલા દિવાનખાનામાં ચિત્રકામ

જોઇ, ‘ આ મુડકોએ, આ શ્રમણકોએ અમારા એકના એક માનીતા છોકરાને ભિક્ષુ કર્યો ’ એમ એ બબડયો. અર્થાત્ રાષ્ટ્રપાલને પોતાના પિતાને ઘેર ગાળો વગર બીજી કોઈ ચીજ મળી નહિ. એ પાછો જવા નીકળ્યો, ત્યારે તેના ઘરની એક દાસી કુલ્માષ[1] નામનુ વાસી અન્ન ફેંકવા માટે બહાર આવી હતી એને જોઈ રાષ્ટ્રપાલે કહ્યું, ‘ બહેન, આ અન્ન જો નાખી જ દેવાનું હોય તો મારા પાત્રમાં એ નાખ. ” એણે એ અન્ન એના પાત્રમા નાખ્યુ, અને એટલામા એની ખાતરી થઇ કે, મારા શેઠનો છોકરો તે આ જ. તરત જ ઘરમા જઇ એણે એ ખબર પોતાની શેઠાણીને કહી. તે બોલી “ જો આ વાત ખરી હોય તો હું તને દાસ્યમાથી મુક્ત કરીશ. ” એમ કહી એણે પોતાના ધણીને રાષ્ટ્રપાલને શોધવા માટે મોકલ્યો

રાષ્ટ્રપાલ એક ભીતની છાયામા બેસી એ વાસી અન્ન ખાતો હતો. એ જોઈ એના પિતાએ કહ્યું, “ બેટા રાષ્ટ્રપાલ, આ વાસી અન્ન તુ કેમ ખાય છે? તને તારૂં ઘર નથી કે ? ”

રા૦ —શેઠ સાહેબ, અમને અમારૂ ઘર કયાથી હોય ? અમે એ કયારનુંએ છોડી દીધુ છે. મારે ઘેર ગયો હતો ખરો પણ ત્યાં ગાળો વગર મને બીજું કંઇ પણ મળ્યું નહિ.

પિતાએ એને ઘેર આવવા માટે આગ્રહ કર્યો; પરંતુ તે દિવસે ભોજન થઈ ગએલું હોવાથી એણે આમંત્રણ ન સ્વીકારતા બીજા દિવસ માટે સ્વીકાર્યુ રાષ્ટ્રપાલ સવારમા ભોજન માટે આવ્યો, ત્યારે બાપે પોતાની સર્વ ધનદોલત બતાવી એને સંસારમાં લાવવા માટે ઘણો પ્રયત્ન કરી જોયો. છેવટે એની સ્ત્રીઓ × પાસે એના

---

કરાવતો હતો અહીં ટીકાને અનુસરીને જ અર્થ કર્યો છે. હજામતના અર્થમાં આ શબ્દ વપરાએલો બીજે કોઇ પણ ઠેકાણે જોવામાં નથી.

૧. કુલ્માષ એટલે જવનો બનાવેલો પદાર્થ.

× આ સ્ત્રીઓ કેટલી હતી, તે મૂળ ગ્રંથમાં કે અટ્ઠકથામાં ક્યાંએ કહેલું નથી. અટ્ઠકથામાં ઘણી નર્તકીઓ હતી, એવું દંતકથાત્મક વર્ણન છે.

પગ પકડાવ્યા. પણ આ બધાનું પરિણામ રાષ્ટ્રપાલના મન પર બિલકુલ થયું નહિ. એણે કહ્યું, " મને ત્રાસ શા માટે આપો છો ? જો જમાડવાનો વિચાર હોય તો જમાડો !" પિતાએ એને ઉત્તમ પ્રકારનું ભોજન આપ્યું. ભોજન પછી એ પોતાની રહેવાની જગ્યાએ —કૌરવ્ય રાજાના બગીચામા—ગયો.

તે જ વખતે મિગવ નામના ઉદ્યાનપાલને કૌરવ્ય રાજાએ ઉદ્યાન સાફ કરવાનો હુકમ કર્યો. એણે રાજાને ખબર આપી કે, 'ઉદ્યાનમા કોઈ પણ જાતની બીક નથી. માત્ર એકલો રાષ્ટ્રપાલ—જેની આપ વારંવાર સ્તુતિ કરો છો—એક ઝાડ નીચે બેઠો છે.' એ સાભળી કૌરવ્ય રાજાએ ઉદ્યાનક્રીડાનો વિચાર છોડી દીધો અને મોટા પરિવાર સાથે એ રાષ્ટ્રપાલના દર્શન માટે આવ્યો. કુશલપ્રશ્નાદિ પૂછ્યા પછી એણે રાષ્ટ્રપાલને ત્યા પાથરેલા ગાલિચા પર બેસવાને વિનંતી કરી. પણ રાષ્ટ્રપાલ પોતાના આસન પરથી ઊઠ્યો નહિ. એણે રાજાને જ એ ગાલિચા પર બેસવાને કહ્યું.

રાજા નીચે બેઠો અને રાષ્ટ્રપાલને કહ્યું, "જરાવ્યસન, વ્યાધિવ્યસન, ભોગવ્યસન અને જ્ઞાતિવ્યસન, એ ચાર વ્યસનોને લીધે લોકો પ્રવ્રજ્યા લે છે. કોઈ ઘરડો થએલો હોય છે, અને હવે પોતાને હાથે બીજું કંઇ થઈ શકે તેમ નથી, તેથી પ્રવ્રજ્યા લે છે. કોઇ જન્મથી વ્યાધિગ્રસ્ત હોય છે, અને સંસારથી કંટાળીને સંન્યાસી થાય છે. કોઇની સંપત્તિ એકાએક નષ્ટ થાય છે, અને આ ભોગવ્યસનને લીધે એ સંન્યાસી થાય છે. કોઈના ભાઇભાડુ અકસ્માત્ મરણ પામે છે, અને આ જ્ઞાતિવ્યસનને લીધે એ ભિક્ષુ થાય છે. પણ તમે તો આ ચારે વ્યસનોથી મુક્ત છો. તેમ છતાં આ ઉંમરે ભિક્ષુ થયા, એનુ કારણ શું ?"

**રાષ્ટ્રપાલ:**—મહારાજ, એ સમ્યક્ સંબુદ્ધે જે ચાર વાતો કહી છે, તે સાંભળીને, જોઇને અને જાણીને હું ભિક્ષુ થયો છું. (૧) જીવલોક હંકાયાં કરે છે, એને આશરો નથી; (૨) એનું રક્ષણ

કરનાર કોઇ નથી, એને સુરક્ષિત સ્થાન નથી; (૩) એનું સ્વકીય એવું કંઇ નથી, બધું છોડી દઇ એને જવું પડશે; (૪) એને તૃપ્તિ નથી, તૃષ્ણાનો એ દાસ છે. આ એ ચાર વાતો છે, જે સાંભળીને, જોઇને અને જાણીને હું ભિક્ષુ થયો.

આ વાતોનો અર્થ રાજાને બરાબર સમજાયો નહિ, અને એ સંબંધી એણે પ્રશ્ન પૂછ્યા. ત્યારે રાષ્ટ્રપાલ બોલ્યા. "મહારાજ, વીશ પચીશ વરસની ઉમર દરમિયાન, જ્યારે તમે શસ્ત્રાસ્ત્રોમાં પ્રવીણતા મેળવી, તે વખતની ને આજની તમારી પરિસ્થિતિમાં ફેરફાર થયો છે કે?"

રાજા:—ભો રાષ્ટ્રપાલ, હું શું કહું! ત્યારે હું જુવાન હતો મારા શરીરમા વિલક્ષણ શક્તિ હતી. પણ હવે હું એંશીની આસપાસ છું. એક જગ્યાએ પગ મૂકવા જઉં છું તો એ બીજી જ જગ્યાએ પડે છે? આવી મારી સ્થિતિ છે!

રાષ્ટ્ર૦:—આથી જ, મહારાજ, ભગવાને કહ્યું છે કે, જીવલોક હંકાયા જાય છે, એને થોભવાની જગ્યા નથી.

રાજા:—કેટલું સુંદર! ભો રાષ્ટ્રપાલ, એ ભગવાનનું આ કથન તદ્દન સત્ય છે.

રાષ્ટ્ર૦:—મહારાજ, તમારા શરીરમાં લાંબા વખતથી ઘર કરી રહેલો એવો કોઇ રોગ છે કે?

રાજા:—હા. મને સંધિવાતનો વિકાર છે, અને હું એવો બેહોશ થઈ જાઉં છું કે કેટલીક વાર તો મારા પ્રાણ નીકળી જતા હોય એમ જ બધાને લાગે છે.

રાષ્ટ્ર૦:—મહારાજ. આવે વખતે તમારા સગાસંબંધીઓ તમારૂં રક્ષણ કરી શકે છે? 'ચાલો, આપણે બધા સાથે મળી મહારાજનું દુઃખ વહેંચી લઇ એમને સુખી કરીએ,' એમ તેઓ કહી શકે છે કે?

રાજા:—ના, ભો રાષ્ટ્રપાલ.

રાષ્ટ્ર૦:—આને ઉદ્દેશીને જ ભગવાને કહ્યું છે કે, જીવલોકનું રક્ષણ કરનાર કોઈ નથી; એને માટે સુરક્ષિત જગ્યા નથી.

રાજા:—કેટલું સુંદર? ભો રાષ્ટ્રપાલ, એ ભગવાનનું આ કથન તદ્દન સત્ય છે.

રાષ્ટ્ર૦:—મહારાજ, હમણા આપ બધી સંપતિનો ઉપભોગ લો છો. પણ અંતકાળે એનો ત્યાગ કરી તમારા કર્મ પ્રમાણે એકલા નહિ જવું પડે કે?

રાજા:—એમા શો સંશય?

રાષ્ટ્ર૦—મહારાજ. આને ઉદ્દેશીને જ, ભગવાને કહ્યું છે કે જીવલોકનું પોતાનું એવું કંઇ પણ નથી; બધું છોડી દઇને એને જવું પડશે.

રાજા:—કેટલું સુંદર! ભો રાષ્ટ્રપાલ, ભગવાનનું આ કથન તદ્દન સત્ય છે.

રાષ્ટ્ર૦:—મહારાજ, અત્યંત આબાદ એવા આ કુરુ દેશના તમે અધિપતિ છો; અને ધારો કે કોઈ માણસ આવી તમને કહે કે પૂર્વ તરફ આવું જ એક બીજું સમૃદ્ધ રાજ્ય છે. ત્યાં ધનધાન્ય, હાથીઘોડા વગેરે ઘણું છે. અને જો બની શકે તો તમે એ રાષ્ટ્ર જીતી નહિ લો કે?

રાજા:—એમાં શંકા શી?

રાષ્ટ્ર૦:—મહારાજ, આને ઉદ્દેશીને જ ભગવાને કહ્યું છે કે જીવલોકને તૃપ્તિ નથી; તૃષ્ણાનો એ દાસ છે.

રાજા:—કેટલું સુંદર! ભો રાષ્ટ્રપાલ, એ ભગવાનનું આ કથન તદ્દન સત્ય છે.

## ૨૨

## કુણ્ડધાન

"પ્રથમ શલાકા[1] લેનારા ભિક્ષુશ્રાવકોમા કુણ્ડધાન પહેલો છે."

એનો જન્મ **શ્રાવસ્તીના** એક બ્રાહ્મણ કુળમા થયો હતો. વેદાધ્યયન વગેરે કરી વિદ્વાન્ થયા પછી પાછલી અવસ્થામા એણે **બૌદ્ધ**–સઘમા પ્રવ્રજ્યા લીધી. એ ભિક્ષા માટે ગામમા જતો હોય ત્યારે, એની પાછળ પાછળ એક સ્ત્રી પણ જતી; અને પાછા આવતી વખતે એની પાછળ પાછળ આવતી. તેથી ગામની સ્ત્રીઓ તથા છોકરાઓ એની મશ્કરી કરવા લાગ્યા. 'ધાનની કુશકી થઈ, ધાનની કુશકી થઈ' + એમ તેઓ કહેતા ત્યારે **ધાન** પણ 'તમે કુશકી' વગેરે કહી એમને ગાળો ભાડતો. તેથી એનું નામ 'કુણ્ડધાન' પડ્યું. એ લોકો સાથે લડે છે એવી **ભગવાનને** ખબર પડી. એટલે એને બોલાવી લાવી **ધમ્મપદમાની** આ બે ગાથાઓ એમણે કહી સંભળાવી:–

**मावोच फरुसं कञ्चि वुत्ता पटिवदेय्यु तं ।**
**दुक्खा हि सारम्भकथा पटिदण्डा फुसेय्यु तं ॥**
**सचे नेरेसि अत्तानं कंसो उपहतो यथा ।**
**एस पत्तोसि निब्बानं सारम्भो ते न विज्जति ॥**

---

[1] હાલમાં જેમ આમંત્રણપત્રિકા અથવા ટિકિટો મોકલીને કેટલાક સમારંભોમા, એ લઈને આવનારાંનેજ અંદર પેસવા દેવામાં આવે છે, તેવી રીતે આગળના વખતમાં જુદા જુદા રંગની સળીઓ આપતા, અને એ લઇને આવનારને અંદર પેસવા દેવામાં આવતો. આ સળીઓને 'શલાકા' કહેતા. મત આપનાર માટે પણ આવી સળીઓનો ઉપયોગ થતો. પૃ. ૧૭૮ જુવો.

+ મૂળ પાલિ શબ્દ 'धानो कोण्डो जातो' એવા છે. સંસ્કૃતમાં 'धानाः' સ્ત્રીલિંગી હોઇ બહુવચની છે. અહીં એની પાછળ પાછળ જનારી સ્ત્રી ખરી નહોતી, પણ એનાં પૂર્વકર્મને લીધે ઉત્પન્ન થઇ હતી, આ વાત વિસ્તાર પૂર્વક ન આપતાં, માત્ર સંભવનીય તેટલા જ અંશનો સ્વીકાર કર્યો છે.

અર્થ:—બીજાને ગાળો ભાંડીશ નહિ. તું ગાળો ભાંડીશ તો લોકો પણ તને ભાંડશે. આ પ્રમાણે તેરીમેરી દુઃખકારક છે. એથી તારા પર પ્રત્યાઘાત થશે. ઊંધા પાડેલા વાસણ[1]ની માફક જો તું મનમાથી અવાજને બહાર પડવા નહિ દે તો તું નિર્વાણની પાસે જ છું; કારણ કે તારે માટે પ્રત્યાઘાતબુદ્ધિ રહી નથી.

પછીથી ભગવાનના ઉપદેશ પ્રમાણે ચાલી પોતાના પ્રયત્નથી ધાનભિક્ષુ અર્હત્ થયો. તો પણ એનું કુણ્ડધાન એ જ નામ કાયમ રહ્યું. એનું પુણ્ય એવું કંઇ જબરદસ્ત હતું કે, ઉપાસકોએ આમંત્રણ-શલાકાઓ મોકલી હોય ત્યારે ઘણુંખરૂં પહેલી શલાકા એને મળતી; અને તેથી જ પહેલા શલાકા લેનારા ભિક્ષુઓમા એને અગ્રસ્થાન પ્રાપ્ત થયું.

## ૨૩

## વંગીસ

“ પ્રતિભાશાળી ભિક્ષુશ્રાવકોમા વંગીસ શ્રેષ્ઠ છે. ”

મનોરથપૂરણીના કહેવા પ્રમાણે આ શ્રાવસ્તીમા એક બ્રાહ્મણ કુળમા જન્મ્યો હતો. વંગીસ એ એનુ નામ. જુવાનીમા સર્વ વેદમા પારંગત થઇ એણે એક વિલક્ષણ મંત્ર+ સંપાદન કર્યો હતો. એનાથી એ મરેલા માણસના માથા પર ટાપલીઓ મારી એ માણસ ક્યાં જન્મ્યો હશે તે કહી આપતો. બ્રાહ્મણોએ એનું માહાત્મ્ય અતિશય વધાર્યુ હતું. તેઓ બંધ કરેલા વાહનમા એને બેસાડી ગામે-ગામ લઇ જતા, અને લોકોને કહેતા કે, જે વંગીસને જુએ છે તેને

૧. ‘ કંસો ઉપહત ’ એનો અર્થ ‘ કાણું થએલું પિત્તળનું વાસણ ’ એવો કર્યો છે, પણ ‘ ઊંધું પાડેલું ’ એવો અર્થ કરવો વધારે સયુક્તિક લાગે છે. એના પર પ્રહાર કરવા છતા એમાંથી અવાજ નીકળતો નથી. તેવી જ રીતે વાક્પ્રહાર થવા છતાં પોતાનું મન જો અંતર્મુખ ( ઊંધું પાડેલું ) થાય તો મ્હોમાંથી અપશબ્દ નીકળશે નહિ.

+ આને ‘ શવશીર્ષ ’ મંત્ર કહેલો છે.

દ્રવ્યનો કે કીર્તિનો લાભ થાય છે અને મરી ગયા પછી એ સ્વર્ગમાં જાય છે. આવી રીતે તેઓ ઘણા પૈસા એકઠા કરતા.

બ્રાહ્મણોની સાથે ચારે દિશાઓમાં ફરી **વંગીસ** પાછો **શ્રાવસ્તી** આવ્યો, ત્યારે એને **ભગવાનના** દર્શન માટે જવાની ઉત્કટ ઇચ્છા થઇ, અને એ પ્રમાણે એ **ભગવાનને** મળવા ગયો. મને આવી આવી જાતનો મંત્ર આવડે છે, એવું એણે **ભગવાનને** કહ્યું; ત્યારે **ભગવાને** એને ત્રણ જૂદા જૂદા મરેલા માણસોની પરીક્ષા કરવા કહ્યું. એણે એની બરાબર પરીક્ષા કરી; પણ ત્રીજાની પરીક્ષા એ કરી શક્યો નહિ; કારણ કે એને જીવતાં જ અર્હત્પદ પ્રાપ્ત થયું હતુ. પોતાનો મંત્ર ફોકટ ગયો તેથી **વંગીસને** ઘણું દુઃખ થયું; અને **ભગવાન** પાસેથી નવો મંત્ર શીખવાની આશાથી એ ભિક્ષુ થયો. **મનોરથપૂરણીની** વાતનો સારાશ આ છે.

પરંતુ **સંયુત્તનિકાયમા વંગીસસંયુત્ત** નામનુ એક બાર સુત્તોનું પ્રકરણ છે. તેમાંના છેલ્લા સુત્તની અટ્ઠકથામા **વંગીસની** વાત જૂદી જ રીતે આપેલી છે. એનો સારાશ નીચે પ્રમાણે છે:—

એની મા વાદપટુ પરિવ્રાજિકા હતી. એને પાચસો જાતના વાદ આવડતા હતા, અને એ સર્વ પરિવ્રાજકોને વાદમા જીતતી. પણ છેવટે એક પરિવ્રાજકે એને વાદમા હરાવી. ત્યારે એણે એની સાથે લગ્ન કર્યું. એ બંનેને જે પુત્ર થયો, તે આ **વંગીસ**. આ પણ પોતાના માબાપની માફક વાદપટુ થઈ વાદવિવાદ કરતો ફર્યો કરતો. એ ઉપરાત, એની પાસે બીજી એક વિદ્યા હતી. એનાથી એ મરેલા માણસના માથા પર ટાપલીઓ મારી એ ક્યા જન્મ્યો હશે, તે કહી આપતો. (બાકીની બધી વાત લગભગ ઉપરના જેવી જ છે.)

પરંતુ ખુદ **વંગીસસંયુત્તનું** અને ખાસ કરીને એમાંના છેલ્લા સુત્તનું નિરીક્ષણ કરવાથી એમ માલુમ પડે છે કે, એ પહેલાં મોટો કવિ હતો; અને પોતાનાં કાવ્યોથી લોકરંજન કરતો ફર્યા કરતો **( काचेय्यमत्ता विचरिम्ह पुब्बे )**. કવિ હોવાથી ભિક્ષુ થયો,

તો પણ એના કામાદિ વિકારો અતિ પ્રબળ હતા. અને એમનું દમન કરવા માટે એને પોતાના મનને ઉપદેશ કરવો પડતો. કેટલીક વાર સભામા બેઠો હોય ત્યારે **ભગવાન** પર કે બીજા કોઈ વિષય પર કવિતા કરી એ ત્યાને ત્યાં ગાઇ સંભળાવતો; અને આ ગુણને લીધે જ એને પ્રતિભાશાળી ભિક્ષુઓમા અગ્રસ્થાન પ્રાપ્ત થયું.

## ૨૪

## ઉપસેન વંગંતપુત્ત

"બધાને પ્રસન્ન કરનારા ભિક્ષુશ્રાવકોમા ઉપસેન **વંગંતપુત્ત** શ્રેષ્ઠ છે."

આ **સારિપુત્તનો** નાનો ભાઈ **સારિપુત્તને** જેવી રીતે માના નામ ઉપરથી '**સારિપુત્ત**' કહેતા, તેવી રીતે આને બાપના નામ ઉપરથી '**વંગંતપુત્ત**' કહેતા. જુવાનીમા જ, વેદાભ્યાસ પૂરો થયો કે તરત જ એ ભિક્ષુ થયો. ઉપસંપદા લીધા બાદ એક જ વરસ પછી સંઘની અભિવૃદ્ધિ કરવાના હેતુથી એણે બીજા એક જુવાન માણસને પોતાના હાથ નીચે પ્રવ્રજ્યા આપી. આ વાતની **ભગવાનને** ખબર પડી; ત્યારે તેમણે એનો નિષેધ કર્યો અને એવો નિયમ કર્યો કે, જેને ભિક્ષુ થયાને દસ વરસ થયા ન હોય, તેણે પોતાના હાથ નીચે બીજાને ઉપસંપદા આપવી નહિ.[1] ઉપસેનના મન પર એનું ઘણુ સારૂં પરિણામ થયું, અને અરણ્યવાસ વગેરેથી એણે પોતાની જાતને જ નહિ પણ બીજા તરુણ ભિક્ષુઓને પણ સારૂ વલણ લગાડયું. દસ વરસ સંઘમા રહ્યા પછી નિયમ મુજબ એણે ઘણા શિષ્યો કર્યા. તેઓ પણ પોતાના ઉપાધ્યાયની માફક અત્યંત સાદાઇથી રહેતા એમને લઇને એક વખત ઉપસેન બુદ્ધદર્શન માટે આવ્યાની હકીકત બીજા ભાગમાં ( કલમ ૩૪ ) આવી જ ગઇ છે.

**સળાયતનસંયુત્તના** બીજા પણ્ણાસકના બીજા વગ્ગના સાતમા

---

૧. महावग्ग (Oldenberg's Edition) પૃ. ૫૯.

સુત્તમાં ઉપસેનના અંતકાળની વાત આપેલી છે. તેનો સારાંશ આ પ્રમાણે છે:—

**સારિપુત્ત** અને ઉપસેન **રાજગૃહમા** રહેતા હતા. તે વખતે ઉપસેનને સાપ કરડ્યો. એણે ભિક્ષુઓને કહ્યું, "મારા શરીરને ખાટલા પર નાખી બહાર લઈ જાઓ. નહિ તો એ અહીં જ ભૂસા જેવું થઇ જશે." **સારિપુત્તે** કહ્યું, "તારા શરીરમા કંઇ પણ વ્યંગ દેખાતું નથી. તેમ છતાં, એ ભૂસા જેવું થઇ જશે, એમ કેમ કહે છે?"

ઉપસેને કહ્યું, "જેને આ ઇંદ્રિયો મારી છે અથવા તે હું જ છુ એમ લાગે છે, તેની જ ઇંદ્રિયોમા વિકાર થવો સંભવનીય છે. પણ મને એમ નથી લાગતુ; તેથી મારા શરીરમા વ્યંગ શી રીતે દેખાય?"

આ સંવાદ થયા પછી ઉપસેનને ખાટલા ઉપર સુવાડી બહાર લઈ જવામાં આવ્યો, અને ત્યા એ મરણ પામ્યો.

સાદાઇનુ વલણ લગાડી પોતાના શિષ્યોને અને એથી બીજા ભિક્ષુઓને તથા **ભગવાનને** એ પ્રસન્ન કરતો; તેથી બધાને પ્રસન્ન કરનારા ભિક્ષુઓમા એને અગ્રસ્થાન પ્રાપ્ત થયુ.

## ૨૫

## દબ્બ મલ્લપુત્ત

"શયનાસનોની વ્યવસ્થા કરનારા ભિક્ષુશ્રાવકોમા **દબ્બ મલ્લપુત્ત** શ્રેષ્ઠ છે."

આ **મલ્લોના** રાજ્યમાં **અનુપ્પિય** નગરમાં એક મલ્લરાજાને ઘેર જન્મ્યો હતો. માતાને નવ માસ ભરાયા પછી એ એકાએક મરણ પામી. એને ચિતા પર સુવાડી અગ્નિસંસ્કાર કરવામા આવ્યો. તે વખતે અગ્નિના તાપથી પેટ ફૂટી જઇ ગર્ભ નીચે એક બાજુએ દ્રવ્યતૃણ (ઘરો) પર પડ્યો. એમાંથી જીવતો છોકરો નીકળ્યો; અને એને લાવીને એની દાદીને સોપવામા આવ્યો. દ્રવ્યતૃણ પર પડીને બચ્યો તેથી દાદીએ એનું નામ **દબ્બ** (દ્રવ્ય)જ પાડયું. મોટો

થયો ત્યારે દાદીમાની રજા લઈ એ ભિક્ષુ થયો. એની કાર્યદક્ષતા જોઇ સંઘે એને શયનાસનોનો વ્યવસ્થાપક નીમ્યો. આ કામ એ સારી રીતે બજાવતો હતો. પણ એને લીધે મેત્તિય અને ભુમ્મજક એ બે ભિક્ષુઓ એના વેરી થયા. બીજા ભાગની ૧૨, ૧૩ તથા ૬૨ મી કલમોમા એમની વાત આવી જ ગઇ છે. દબ્બનું ચીવર જીર્ણ થયું ત્યારે સંઘે એને પોતાની માલિકીનું ચીવર આપ્યું અને એથી ષડ્વર્ગીય ભિક્ષુઓ સંઘને દોષ દેવા લાગ્યા; આ વાત આ જ ભાગની ૧૩૦ મી કલમમાં છે. આ ઉપરથી એમ જણાઈ આવે છે કે, અપવાદ તરીકે થોડા ભિક્ષુઓ બાદ કરતાં દબ્બ મલ્લપુત્ત વ્યવસ્થાપક તરીકે સર્વ ભિક્ષુસંઘને પ્રિય હતો, અને એને લીધે જ શયનાસનોની વ્યવસ્થા કરનારા ભિક્ષુશ્રાવકોમા એને અગ્રસ્થાન પ્રાપ્ત થયું.

## ૨૬

## પિલિંદવચ્છ

"દેવતાઓને પ્રિય હોય એવા ભિક્ષુશ્રાવકોમાં પિલિંદવચ્છ શ્રેષ્ઠ છે."

એનો જન્મ શ્રાવસ્તીના એક બ્રાહ્મણકુળમા થયો હતો. પિલિંદવચ્છ એ એનું નામ. મોટો થયા પછી ભિક્ષુ થઇ અનુક્રમે એ અર્હત્પદ પામ્યો. તો પણ ભિક્ષુઓને અને બીજાઓને 'વૃષલ' કહીને બોલાવવાની એની કુટેવ ગઈ નહિ. આ વિશે ઉદાનવગ્ગમાં જે વાત છે, તેનો સારાંશ નીચે પ્રમાણે છે:—

એક સમયે ભગવાન રાજગૃહમા વેળુવનમા રહેતા હતા. તે વખતે પિલિંદવચ્છ ભિક્ષુઓને 'વૃષલ' કહી બોલાવતો. આ વાતની ભગવાનને ખબર પડી, એટલે એમણે પિલિંદવચ્છને બોલાવી એ વિશે તપાસ કરી. 'હું એવું કહું છું' એવું પિલિંદવચ્છે કબૂલ કર્યું. પણ એના મનમાં દુષ્ટબુદ્ધિ બિલકુલ નથી, એ જાણી ભગવાને ભિક્ષુઓને કહ્યું, "ભિક્ષુઓ, પાંચસો જન્મ આ બ્રાહ્મણકુળમાં જન્મેલો

હોવાથી 'વૃષલ' શબ્દ એના મ્હોંમાં બેસી ગયો છે. પણ એના મનમાં કપટ કે અભિમાન નથી.''

## ૨૭

## બાહિય દારુચીરિય

" તરત જ બોધ પ્રાપ્ત કરી લેનારા ભિક્ષુશ્રાવકોમાં બાહિય દારુચીરિય શ્રેષ્ઠ છે."

આ બાહિય રાજ્યમાં દરિયા કિનારા પર આવેલા કોઈ ગામમા જન્મ્યો હતો, અને હોડી ચલાવીને પોતાનું ગુજરાન ચલાવતો હતો. એક વખત નૌકામાં બેસી એ સુવર્ણભૂમિ જતો હતો. માર્ગમાં તોફાનમાં સપડાઈ નૌકા ડૂબી ગઇ. પરંતુ સારે નશીબે એને એક લાકડાનો કકડો હાથ લાગ્યો. એની મદદથી તરતો તરતો એ સુપ્પારક પટ્ટન પાસે કિનારે જઇ પહોચ્યો. એનાં વસ્ત્રપ્રાવરણ સમુદ્રના મોજાંમાં તણાઇ ગયા હતાં; એટલે એવી નગ્નસ્થિતિમા જવું શરમ ભરેલું લાગવાથી પાસેના તળાવને કાઠે પથરાએલી શેવાળ[1] પહેરી અને એક મૃત્કપાલ હાથમાં લઇ ગામમા ભિક્ષા માટે ગયો. સુપ્પારકના લોકો એને જોઇ ઘણા પ્રસન્ન થયા. એમને લાગ્યું કે આ કોઇ સાધુ પુરુષ હશે; અને સત્ત્વપરીક્ષા કરવા માટે એમણે એને નાના પ્રકારના વસ્ત્રો આપવા માંડયા. શેવાળ પહેરવાથી પોતાને આટલું બધું માન મળે છે, એ જોઇ બાહિયે એ વસ્ત્ર લેવાની સાફ ના પાડી. ત્યારથી એનો વધારે ને વધારે સત્કાર થવા લાગ્યો. શેવાળ કરતા પાટીયાનો કકડો વધારે સાદો અને સુગમતાવાળો છે, એમ વિચારી પાટીયાના કકડાને દોરડીઓ બાધીએ એ પહેરતો, તેથી એનું 'દારુચીરિય' એવું નામ પડ્યું. આ ગુણોને લીધે લોકો એને અતિશય છાપરે ચઢાવવા લાગ્યા, તેથી એને પણ પોતે અર્હત્પદને પ્રાપ્ત થયો છે એવું લાગવા માંડયુ.

---

૧. ઉદાન--અટ્ઠકથામાં, ' આકડાનાં ફળને વાંકની દોરીઓથી બાંધી એ એણે પહેર્યા ' એમ છે.

પૂર્વજન્મમાં **બાહિય**ની જે કોઇ સગી થતી હતી, એવી એક દેવતા **બાહિય**ના આશ્રમ પાસે રહેતી હતી. **બાહિય**ની આવી માન્યતા થએલી જોઇ એ બોલી, “ બેટા **બાહિય**, તું અર્હન્ત તો નથી જ, પણ અર્હત્ત્વના માર્ગની પણ તને ખબર નથી. ”

**બાહિય**:—ત્યારે હે દેવતા, દુનિયામા અર્હન્ત કે અર્હન્તને રસ્તે ચાલનારા કયા લોકો છે ?

**દેવતા**:—**બાહિય**, **ઉત્તરદેશ**માં **શ્રાવસ્તી** નામનું નગર છે. ત્યાં હાલમા **સમ્યક્સંબુદ્ધ ભ**ગવાન રહે છે. એ જાતે અર્હન્ત હોઈ અર્હત્પદની પ્રાપ્તિ માટે ધર્મોપદેશ કરે છે.

દેવતાના આ કથનથી **બાહિય**ને વૈરાગ્ય ઉત્પન્ન થયું; અને તરત જ **સુપ્પારક**થી **શ્રાવસ્તી** જવા માટે ઉપડયો. રસ્તામા એણે કોઇ પણ ઠેકાણે એક રાતથી વધારે મુકામ કર્યો નહિ. એ **જે**તવન–વિહારમા આવી પહોંચ્યો ત્યારે એને ખબર પડી કે **ભ**ગવાન હમણા જ **શ્રાવસ્તી**મા ભિક્ષા માટે ગયા છે. **બાહિય** પાછળ પાછળ જઈ **ભ**ગવાનને એક ગલીમાં મળ્યો અને વંદન કરી ઉપદેશ કરવા માટે પ્રાર્થના કરી. **ભ**ગવાને કહ્યું કે, આ ભિક્ષાટનનો વખત છે, ધર્મોપદેશનો નથી. પણ **બાહિય** બોલ્યો, “ ભદન્ત, અમે કેટલો વખત જીવીએ એનો શો નિયમ ? મને આપનો ઉપદેશ જલદીથી સંભળાવો. ” એના આગ્રહને લીધે **ભ**ગવાને એને ટૂંકમા આ પ્રમાણે ઉપદેશ કર્યો:—

“**બાહિય**, તું જે જુવે તે તેં જોયું છે, એટલું જ થવા દે, તુ જે સાભળે તે સાંભળ્યું છે, એટલું જ થવા દે; તું જે અનુભવે તે અનુભવ્યું છે, એટલું જ થવા દે; અને જે જાણે તે જાણ્યું છે, એટલું જ થવા દે. તું આવો અભ્યાસ કર. જો આવો અભ્યાસ કરીશ, તો દૃષ્ટ, શ્રુત, અનુભૂત અને જ્ઞાત એમા તુ પોતાને જોઇશ નહિ. અને જ્યારે તુ પોતાને એમા નહિ જુવે ત્યારે આ લોકમા,

પરલોકમા કે બીજે કોઇ પણ ઠેકાણે તને જન્મ નથી; અને આ જ દુઃખનો અંત છે."

આ ઉપદેશ સાંભળી **બાહિય** ત્યા ને ત્યા જ અર્હત્પદ પામ્યો. **ભગવાન** ત્યાંથી નીકળી ગયા પછી એક વીયાએલી ગાયે **બાહિયને** મારી નાંખ્યો. ભિક્ષાટનથી પાછા આવતાં **ભગવાનને** એનું મડદું જોયું, અને એને એક ખાટલા પર ઉપડાવી ભિક્ષુઓ દ્વારા ગામ બહાર લઈ જઇ બાળી નંખાવ્યું; અને એના અસ્થિ પર સ્તૂપ બંધાવ્યો. એની શી ગતિ થઈ, એવો જ્યારે ભિક્ષુઓએ પ્રશ્ન કર્યો, ત્યારે **ભગવાને**, એ પરિનિર્વાણ પામ્યો, એમ કહ્યું. અત્યંત થોડા વખતમા નિર્વાણપદનો બોધ થયો તેથી તરત જ બોધ પ્રાપ્ત કરી લેનારા ભિક્ષુ-શ્રાવકોમા એને અગ્રસ્થાન મળ્યુ.

## ૨૮

## કુમાર કાશ્યપ

"ઉત્તમ ભાષણ કરનારા ભિક્ષુશ્રાવકોમા કુમાર કાશ્યપ શ્રેષ્ઠ છે."

રાજગૃહની એક તરુણ **સ્ત્રીને** ભિક્ષુણી થવાની ઉત્કટ ઇચ્છા હતી. પણ એને માબાપની પરવાનગી મળી નહિ. પરણ્યા પછી એણે પોતાના પતિનું મન મનાવી એની પાસેથી પરવાનગી મેળવી, અને એ ભિક્ષુણી થઇ. ભિક્ષુણી થયા પછી એનામા ગર્ભવતીના લક્ષણો સ્પષ્ટ દેખાવા લાગ્યાં, અને એ વાત બધે ફેલાઇ ગઇ. એ બાબતની તપાસ કરવા **ભગવાને** ઉપાલિની યોજના કરી. એણે **વિશાખાને** તથા **શ્રાવસ્તીની** અન્ય ઉપાસિકાઓને બોલાવી, એ બાબતની સારી રીતે તપાસ કરી એવો ચૂકાદો આપ્યો કે, એમા એ તરુણ ભિક્ષુણીનો કંઇ પણ વાક નથી, કારણ કે ભિક્ષુણી થતા પહેલાં જ એ ગર્ભવતી હતી. **ભગવાનને** પણ આ ચૂકાદો પસંદ પડયો. એને જે છોકરો થયો તેને **પસેનદિ** રાજાને સોપવામાં આવ્યો. **પસેનદિએ** એનું

કાશ્યપ નામ પાડયું, અને એ મોટો થયો ત્યારે એને પ્રવ્રજ્યા અપાવી. કાશ્યપ નામના બીજા પણ ભિક્ષુઓ હતા; તેથી એને ‘ કુમાર કાશ્યપ ’ કહેવાનો પ્રચાર પડયો, અને આગળ જતાં એ એ જ નામથી પ્રસિદ્ધ થયો. મજ્ઝિમનિકાયના વમ્મીકસુત્તની અટ્ઠકથામા પણ આવી જ રીતે કુમાર કાશ્યપની વાત આપેલી છે.

## ૨૯
## મહાકોટ્ઠિત

“ પ્રતિસંભિદા[૧]જ્ઞાન પ્રાપ્ત થએલા ભિક્ષુશ્રાવકોમા મહાકોટ્ઠિત શ્રેષ્ઠ છે. ”

આનો જન્મ શ્રાવસ્તીમા એક બ્રાહ્મણ કુળમા થયો હતો. કોટ્ઠિત એ એનું નામ. આગળ જતા, ભિક્ષુ થયા પછી, એને મહાકોટ્ઠિત કહેવા લાગ્યા. મજ્ઝિમનિકાયના મહાવેદલ્લસુત્તમા તેમ જ સંયુત્ત અને અંગુત્તરનિકાયમાના ઘણા સુત્તોમાં એણે સારિપુત્તને ઘણા મહત્ત્વના પ્રશ્નો પૂછ્યાનો ઉલ્લેખ છે; અને એ ઉપરથી એને પ્રતિસંભિદાજ્ઞાન થયું હતું, એ સ્પષ્ટ રીતે દેખાય છે. પરંતુ દુ:ખકારક વાત એટલી જ છે કે, આ સર્વ સુત્તોમા અથવા તો એમની અટ્ઠકથાઓમાં મહાકોટ્ઠિતના ચરિત્ર પર વિશેષ પ્રકાશ પડે એવી હકીકત મળી આવતી નથી.

## ૩૦
## આનંદ

“ બહુશ્રુત ભિક્ષુશ્રાવકોમાં આનંદ શ્રેષ્ઠ છે. ”

---

૧. અર્થ, ધર્મ, નિરુક્તિ અને પ્રતિભાન, એવી ચાર પ્રતિસંભિદાઓ છે. પદાર્થના યથાર્થ જ્ઞાનને અર્થપ્રતિસંભિદા, કાર્યકારણના જ્ઞાનને ધર્મ-પ્રતિસંભિદા, ભાષાજ્ઞાનને નિરુક્તિપ્રતિસંભિદા અને નિર્વાણના જ્ઞાનને પ્રતિભાનપ્રતિસંભિદા કહે છે. આ ચાર પ્રતિસંભિદાઓનો વિસ્તાર ત્રિપિટકાન્તર્ગત ‘પટિસંભિદામગ્ગ ’ એ ગ્રંથમાં કરેલો છે. અભિધર્મપિટકના વિભંગ પ્રકરણમાં પણ એમના પર ટીકા છે.

"સ્મૃતિમાન્ ભિક્ષુશ્રાવકોમાં **આનંદ** શ્રેષ્ઠ છે."

"ગતિમાન્[1] ભિક્ષુશ્રાવકોમા **આનંદ** શ્રેષ્ઠ છે."

"ધૃતિમાન્ ભિક્ષુશ્રાવકોમા **આનંદ** શ્રેષ્ઠ છે."

"ઉપસ્થાયક ભિક્ષુશ્રાવકોમા **આનંદ** શ્રેષ્ઠ છે."

અત્યાર સુધી આવી ગએલા ભિક્ષુઓમા કે હવે પછી આવનારા-ઓમા બેથી વધારે સુત્તો કોઇને પણ મળેલા નથી. પણ **આનંદને** પાચ આપવામા આવ્યા છે. એ ઉપરથી **ત્રિપિટકસાહિત્યમા આનંદની** કેટલી યોગ્યતા છે, તેનું સ્હેજે અનુમાન કરી શકાશે. એ **ભ**ગવાનનો પિત્રાઇ ભાઇ, **અમિતોદન શાક્યનો** પુત્ર; અને **ભ**ગવાન કરતા ઉંમરે ન્હાનો હતો. **અનુરુદ્ધની** સાથે જે પાચ **શાક્યકુમારોએ** પ્રવ્રજ્યા લીધી, તેમાથી આ એક. આ એટલો બધો બહુશ્રુત હતો કે, **ભ**ગવાનના પરિનિર્વાણ પછી એમના ઉપદેશનું સંકલન કરવા માટે **મહાકાશ્યપને** એની ઘણી મદદ થઇ. ઘણાં ખરા સુત્તના આરભમાં '**एवं मे सुतं** ( એવું મેં સાભળ્યું છે )' આ વાક્ય હોય છે. **ભ**ગવાનના પરિનિર્વાણ પછી ત્રણ મહીને **રાજગૃહમા** ભરાએલી સભામાં ( સંગીતિમાં ) **મહાકાશ્યપે આનંદને**, "તેં શું સાંભળ્યું છે ?" એવો પ્રશ્ન પૂછ્યો, ત્યારે એણે '**एवं मे सुतं**' એમ કહી **ભ**ગવાન પાસેથી સાભળેલા ઉપદેશાત્મક સુત્તો કહી સંભળાવ્યાં એવો અટ્ઠકથાકારનો ખુલાસો છે. આ જો કે બધે ઠેકાણે લાગુ પડતો નથી–કારણ કે, એવું મેં સાભળ્યુ છે; એક વખતે આયુષ્યમાન્ **આનંદ** અમુક સ્થળે રહેતો હતો, એવી પ્રસ્તાવનાવાળા પણ કેટલાંક સુત્તો મળી આવે છે—તો પણ કેટલાંક ખાસ સુત્તો પહેલી સભામાં **આનંદે** જ કહેલાં હોવાં જોઇએ, અને ત્યારથી ઉપરનું વાક્ય દરેક સુત્તની શરૂ-આતમા મૂકવાની પદ્ધતિ રૂઢ થઇ હોવી જોઇએ. **ભ**ગવાનનો અત્યંત અમૂલ્ય ઉપદેશ જેણે શીઘ્રગતિથી પોતાના અંતઃકરણમાં સાચવી મૂક્યો,

---

[1] ગતિમાન્ અટલે વેગવાન્; ઉપદેશકનો ઉપદેશ એકદમ ધ્યાનમાં લેનારો.

બહુશ્રુત, સ્મૃતિમાન્, ગતિમાન્ અને ધૃતિમાન્ ભિક્ષુઓમાં પ્રસ્થાન પ્રાપ્ત થયું, એમાં શી નવાઇ ?

**આનંદ** ખરેખરો ભક્ત હતો. **ભગવાનના** પરિનિર્વાણ સુધી ને અર્હત્પદ પ્રાપ્ત થયું નહિ. એ માત્ર 'સ્રોતાઆપન્ન' હતો. તો ! **ભગવાન** પર એનો નિસ્સીમ પ્રેમ હતો. **નાગસમાલ, નાગિત,** વાણ, **સુનક્ખત્ત, ચુન્દશ્રામણેર, સાગત, રાધ,** અને **મેઘિય** એ ઓએ વચમાં વચમાં **ભગવાનની** સેવા ( ઉપસ્થાન ) કરી તો પણ **આનંદના** જેવો એ બધામા કોઇ પણ નહોતો. કયે તે **ભગવાનને** શું જોઇએ છે, કોઈની મુલાકાત કેવી રીતે કરાવવી, રે સર્વ બાબતોમાં **આનંદ** કુશલ અને દક્ષ હતો. માત્ર એક **મહા-**નિબ્બાનસુત્ત* વાંચવાથી જ **આનંદને** ઉપસ્થાયકોમા અગ્રસ્થાન મળ્યું તે સ્હેજે સમજાશે.

## ૩૧

## ઉરુવેલ કાશ્યપ

" મહાપરિવારભિક્ષુશ્રાવકોમાં ઉરુવેલ કાશ્યપ શ્રેષ્ઠ છે. "

એનો જન્મ બ્રાહ્મણકુળમાં થયો હતો. એ ઉંમરે **ભગવાનથી** ક મોટો હતો. મોટો થયા પછી જટિલપંથમાં દાખલ થઈ મોટા વાર સાથે એ ઉરુવેલ પ્રદેશમાં રહેતો હતો. **નદીકાશ્યપ** અને કાશ્યપ એ એના ન્હાના ભાઇઓ પણ જટિલોના આગેવાન એ જ પ્રદેશમાં રહેતા હતા. એમને **ભગવાને** પોતાના શિષ્ય કેવી કર્યાં, એનું વર્ણન **બુદ્ધલીલાસારસંગ્રહમાં** ( ભાગ ૨, પ્રકરણ આવી ગયું છે.

## ૩૨

## કાળુદાયી

" કુલપ્રસાદક ભિક્ષુશ્રાવકોમાં કાળુદાયી શ્રેષ્ઠ છે. "

---

* **એનો સારાંશ બુદ્ધલીલાસારસંગ્રહના** ત્રીજા ભાગના અંતમાં **આ છે.**

આપણો બોધિસત્ત્વ, બોધિવૃક્ષ, રાહુલમાતા દેવી, કંથક અશ્વ, છન્ન સારથિ અને કાળુદાયી એ બધા એક જ દિવસે જન્મ્યા હતા. કાળુદાયી બોધિસત્ત્વનો બાળમિત્ર હતો. એનુ નામ ઉદાયી; પણ જરા કાળો હોવાથી એને કાળુદાયી કહેતા. બોધિસત્ત્વ બુદ્ધ થઇ જ્યારે બધે પ્રસિદ્ધ થયા, ત્યારે શુદ્ધોદન રાજાએ એને કપિલવસ્તુ લાવવા માટે ઘણા દૂત રાજગૃહ મોકલ્યા. પણ એ બધા ય બુદ્ધનો ધર્મોપદેશ સાભળી અર્હન્ત થઇ જતા અને એ જ સુખમા નિમગ્ન રહેતા. છેવટે કાળુદાયીની આ કામ માટે યોજના કરવામાં આવી. એ જો કે અર્હત્ થયો, તો પણ બુદ્ધને સ્વદેશ લઇ જવાનું કામ કરવાનું ભૂલી ગયો નહિ.*

મજ્ઝિમનિકાયના લટુકિકોપમસુત્તમાં અને સંયુત્તનિકાયના કેટલાંક સુત્તોમા એક ઉદાયી નામના ભિક્ષુનો ઉલ્લેખ છે; અને જો કે અટ્ઠકથામાં એ તથા આ કાળુદાયી એ બંને એક જ છે, એવો આધાર મળી આવતો નથી, તો પણ એ બંને એક જ હતા એવું અનુમાન કરીએ તો હરકત નથી. બીજો એક ઉદાયી ભિક્ષુ વિનય-ગ્રંથમાં વારંવાર આવે છે. પરંતુ એ આ ન હોઇ લાળુદાયી નામનો બીજો એક ભિક્ષુ હતો એવું વિનય–અટ્ઠકથા ઉપરથી માલુમ પડે છે.[1] ગૃહસ્થોનાં કુટુંબોમાં આ સર્વને પ્રિય થઈ પડતો; તેથી એને કુલપ્રસાદક ભિક્ષુશ્રાવકોમાં અગ્રસ્થાન પ્રાપ્ત થયું.

---

* બુદ્ધિલીલાસારસંગ્રહ ભા. ૨, પ્રકરણ ૮.

૧. अयं हि सेय्यसकस्स उपज्झायो लालुदायी नाम भन्तामिग-सप्पटिभागो निद्दारामतादिमनुयुत्तानं अञ्ञतरो लोलभिक्खु। (पठम-संघादिसेस–अट्ठकथा )

આ સેય્યસકનો ઉપાધ્યાય નામે લાળુદાયી, ભ્રાન્ત મૃગ જેવો, ઊંઘવા વગેરેમાં સુખ માનનારા ભિક્ષુઓમાંનો એક લોભી ભિક્ષુ હતો.

# ૩૩

## બક્કુલ[1]

" નિરોગી ભિક્ષુશ્રાવકોમાં બક્કુલ પહેલો છે."

આનો જન્મ કૌશાંબીના એક શ્રેષ્ઠિકુળમાં થયો હતો. ભગવાન કરતાં એ ઉમરે મોટો હતો. જન્મ્યા પછી પાંચમે દિવસે[2] એને ન્હાવા માટે યમુના પર લઈ ગયા હતા; તે વખતે એ દાઇના હાથમાંથી સરી જઇ નદીમા પડયો, અને એને એક મોટું માછલું ગળી ગયું.* એ માછલું એકદમ નદીના પ્રવાહમા નીચે તણાઈ વારાણસી આગળ માછીની જાળમાં સપડાયું. એ માછીએ એક શ્રીમંતને ઘેર જઈ એ વેચ્યું. ઉત્તમ માછલું જોઈ શેઠાણી જાતે જ એ કાપવા બેઠા, અને એ કાપતાં એમાથી આ છોકરો જડયો. શેઠાણીને બિલકુલ સંતાન ન હતું. તેથી આ પુત્રલાભથી એને અતિ આનંદ થાય એ સ્વાભાવિક હતું. એણે એનું સારી રીતે લાલનપાલન કર્યું. પરંતુ છોકરો માછલાના પેટમાંથી નીકળ્યો હતો એ વાત ચારે તરફ ફેલાઈ. ત્યારે પેલા કૌશાબીના શાહુકારનાં માણસો વારાણસી આવીને છોકરાને પાછો માગવા લાગ્યાં; અને તેથી ટંટો ઉપસ્થિત થયો. છેવટે ફરિયાદ રાજા પાસે ગઇ. રાજાએ કહ્યું, " આ માએ એને નવ માસ સુધી પેટમાં રાખ્યો; તેથી એ એની મા નથી એમ કહી શકાય નહિ. પણ બીજીએ એને માછલાના પેટમાથી સહીસલામત બહાર કાઢયો

---

૧. બાકુલ એવો પાઠ પણ મળી આવે છે.

૨. આ મજ્ઝિમનિકાયના બક્કુલસુત્તની અટ્ઠકથાનું કથન છે, અને એ વધારે ગ્રાહ્ય લાગવાથી એનો સ્વીકાર કર્યો છે. મનોરથપૂરણીમાં 'એ જન્મ્યો તે દિવસે જ એને યમુના પર લઇ જવામાં આવ્યો ' એવું છે.

* Now the Lord had prepared a great fish to swallow up Jō-nah. And Jō-nah was in the belly of the fish three days and three nights ( Jon. 1–17 ). અહીં બાઇબલમાંની આ જોનાહની વાતનું સ્મરણ થાય છે.

અને એનું લાલનપાલન કર્યું, તેથી એની પણ યોગ્યતા માના જેટલી જ છે. હવે તમે એમ કરો કે, આ છોકરાને બંને કુટુંબોનો વારસ ગણો."

રાજાના ચૂકાદા પ્રમાણે બંને કુટુંબોમા એનુ પાલન પોષણ થવા લાગ્યું. એ કોઇવાર કૌશાંબીમા તો કોઇવાર વારાણસીમાં રહેતો; અને તેથી જ એનું નામ બાકુલ ( દ્વિકુલ ) પડયુ.

કૌશાંબીમાં ભગવાનનો ધર્મ શ્રવણ કરી એ ભિક્ષુ થયો, એવું મનોરથપૂરણીનું કહેવું છે; પરંતુ બાકુલસુત્તની અટ્ઠકથામા એવું લખ્યું છે કે, એ વારાણસીમા ભિક્ષુ થયો.[1]

ભિક્ષુ થયા પછી એણે પોતાનું જીવન કેવી રીતે ગુજાર્યું, તેનુ વર્ણન બાકુલસુત્તમા જ છે. એનો સારાંશ નીચે પ્રમાણેઃ—

આયુષ્માન્ બાકુલ રાજગૃહમા વેળુવનમા રહેતો હતો. તે વખતે બાકુલનો જૂનો મિત્ર અચેલ ( નગ્ન ) કાશ્યપ એની પાસે આવ્યો, અને એને કહ્યું, "આયુષ્મન્ બાકુલ, તને ભિક્ષુ થયે કેટલા વરસ થયાં ?"

બા૦:—એંશી વરસ.÷

કા૦:—આ એંશી વરસમા તેં કેટલીવાર સ્ત્રીસમાગમ કર્યો ?

બા૦:—આયુષ્મન્ કાશ્યપ, તેં ભળતો જ પ્રશ્ન પૂછયો ! એમ ન પૂછતા, તું એવું પૂછ કે, આ એંશી વરસમાં તારા મનમાં કેટલી વાર કામવિકાર ઉત્પન્ન થયો ?

---

૧. મજ્ઝિમભાણકાના પહેલા અને આ ફરકની મનોરથપૂરણીના કર્તાને ખબર હતી, એમ જણાય છે. "पंचमदिवसे...पेसेसीति मज्झिमभाणका ।" એ જ પ્રમાણે આ જગ્યાએ, "वाराणसिं ति मज्झिमभाणका।"

÷ બાકુલે પ્રવ્રજ્યા લીધી, તે વખતે એની ઉમર એંશી વરસની હતી, એવું બંને અટ્ઠકથાઓનું કહેવું છે. એ હિસાબે મરણ વખતે એની ઉમર ૧૬૦ વરસની હોવી જોઇએ. વખતે અટ્ઠકથાઓની આ અતિશયોક્તિ હોવાનો પણ સંભવ છે.

**કા૦**:—ઠીક, ત્યારે કેટલી વાર કામવિકાર ઉત્પન્ન થયો તે કહે.

**બ૦**:—આયુષ્મન્ કાશ્યપ, આ એંશી વરસમા મારા મનમાં એક વખત પણ કામવિકાર ઉત્પન્ન થયો હોય એવું મને યાદ નથી. એટલું જ નહિ, પણ દ્વેષબુદ્ધિ કે બીજાને અને પોતાની જાતને ત્રાસ આપવાની બુદ્ધિ પણ મારામાં કદી ઉત્પન્ન થઇ નથી. મેં ગૃહસ્થે આપેલું ચીવર કદી પણ ગ્રહણ કર્યું નથી. કદી બીજા પાસેથી ચીવર શીવડાવી લીધું નથી. કદી ગામમા બેઠો નથી કે જમ્યો નથી. ભિક્ષુણી–ઉપાશ્રયમા કદી ગયો નથી...કદી મને રોગ થયો નથી અને ઓસડ દાખલ મેં કદી એક હરડે પણ ખાધી નથી. કદી તકીયે અઢેલીને બેઠો નથી, અને કદી ગામમા ચોમાસું પસાર કર્યું નથી. પ્રવ્રજ્યા પછી હું સાત જ દિવસ પૃથગ્જન[1] હતો; સાત જ દિવસ દેવાદાર થઇ મેં રાષ્ટ્રપિંડનું ભક્ષણ કર્યું. પણ આઠમે દિવસે અર્હત્પદ મેળવ્યું.

**બ**કકુલનું આ ભાષણ સાંભળી **અ**ચેલ કાશ્યપ પ્રસન્ન થયો અને એનો શિષ્ય થયો. ત્યાર પછી આજે હું પરિનિર્વાણ પામનાર છું, એમ કહી **બ**કકુલે બધા વિહારમાં જઇ ભિક્ષુઓને બોલાવી આણ્યા અને ભિક્ષુસંઘમાં બેઠો બેઠો પરિનિર્વાણ પામ્યો.

## ૩૪

## સોભિત

" પૂર્વજન્મ યાદ હોય એવા ભિક્ષુશ્રાવકોમા સોભિત શ્રેષ્ઠ છે."

એનો જન્મ એક બ્રાહ્મણકુળમાં થયો હતો હતો. એનું નામ **સો**ભિત. આગળ જતાં મોટો થયા પછી એ ભિક્ષુ થયો, અને ધ્યાનસમાધિની ભાવના કરી પૂર્વજન્મસ્મૃતિજ્ઞાનમા પ્રવીણ થયો.

---

૧. પૃથગ્જન એટલે સામાન્ય મનુષ્ય, જેણે આર્યમાર્ગ ગ્રહણ કર્યો નથી તે. આવો માણસ ભિક્ષા પર નિર્વાહ કરે તો એ દેશનો કરજદાર બને છે. પરંતુ અર્હત્ અનૃણ (દેવામાંથી મુક્ત) થઇ રાષ્ટ્રીય અન્ન ખાય છે.

વિનયગ્રંથમાં ચોથી પારાજિકાની ટીકામા માત્ર એનો ઉલ્લેખ મળી આવે છે. અન્ય સ્થળે એની માહિતી મળી આવતી નથી.

## ૩૫

## ઉપાલિ

"વિનયધર ભિક્ષુશ્રાવકોમા ઉપાલિ શ્રેષ્ઠ છે."

એ જાતનો હજામ હતો. એની વાત અનુરુદ્ધની વાતમા (પ્ર ૫) આવી ગઇ છે. પહેલી સંગીતિમા મહાકાશ્યપે એને જ પૂછીને વિનયનો સંગ્રહ કર્યો, એવું વિનય-અટ્ઠકથામા કહ્યું છે. એ ઉપરથી વિનયધર-પરંપરાનો આ પહેલો આચાર્ય હતો, એમ જણાય છે.

## ૩૬

## નંદક

"ભિક્ષુણીઓને ઉપદેશ કરનારા ભિક્ષુશ્રાવકોમા નંદક શ્રેષ્ઠ છે."

આ શ્રાવસ્તીમા એક સારા કુટુંબમા જન્મ્યો હતો, અને મોટો થયા પછી ભિક્ષુ થયો. એ ભિક્ષુણીઓને અત્યંત નિઃસ્પૃહતાથી ઉપદેશ કરતો. એ વિશે નંદકોવાદ નામનું એક સુત્ત મજ્ઝિમનિકાયમા છે જ. એ ઉપરાંત, ભગવાન એના ઉપદેશને કેટલું મહત્ત્વ આપતા, એનો એક દાખલો અંગુત્તરનિકાયના નવક નિપાતમા મળી આવે છેઃ—

એક વખત નંદક શ્રાવસ્તીમાં અનાથપિંડિકના આરામમા આવેલી ઉપસ્થાનશાળામાં ભિક્ષુઓને ઉપદેશ કરતો બેઠો હતો. ભગવાન ત્યા આવ્યા, અને એનો ઉપદેશ પૂરો થતા સુધી દરવાજાની બહાર ઉભા રહ્યા. ત્યાર પછી એમણે ધીમે રહીને બારણું ખખડાવ્યું. ભિક્ષુઓએ બારણું ઉઘાડયું એટલે ઉપસ્થાનશાળામા જઈ ભગવાન ત્યાં ગોઠવેલા આસન પર બેઠા અને બોલ્યા, "નંદક, તેં ભિક્ષુઓને ઘણો લાંબો ઉપદેશ કર્યો. દરવાજા બહાર ઉભા રહી મારી પીઠ દુખવા લાગી."

નંદક બોલ્યો, "ભદંત, આપ બહાર ઉભા હતા એની જો

મને ખબર પડી હોત તો આટલો વખત ઉપદેશ કરવાનું મને સૂઝયુ જ ન હોત."

**નંદ**કને ઓશિયાળા જેવો થએલો જોઇ **ભ**ગવાને કહ્યું "**નંદ**ક, તેં સારા માણસને શોભે એવું જ આચરણ કર્યું છે. તારા જેવા સારા ભિક્ષુઓને ભેગા મળ્યા હો ત્યારે આ બે જ વાતો શોભે છે—કાં તો ધાર્મિક સંભાષણ કે બીજું, આર્યમૌન."

## ૩૭

## નંદ

"ઇંદ્રિયોનું રક્ષણ કરનારા ભિક્ષુશ્રાવકોમાં **નંદ** શ્રેષ્ઠ છે."

આ **મ**હાપ્રજાપતી **ગો**તમીનો છોકરો; **ભ**ગવાનનો સાવકો અને મશીયાઇ ભાઇ. **ત્રિ**પિટકમા જ એને વિશે ઘણી માહિતી મળી આવે છે. ઉદાનવગ્ગમાં એને વિશે જે માહિતી છે તેનો સારાંશ આ પ્રમાણે છે:—

"આ ભિક્ષુ થયો હતો તો પણ પોતાની સ્ત્રીનું સ્મરણ કરી અત્યંત દુઃખ પામતો હતો. તેથી **ભ**ગવાને એને ઋદ્ધિના બળથી દેવલોકમાં લઈ જઇ અપ્સરાઓ બતાવી. મરી ગયા પછી આપણને અપ્સરાઓનો લાભ થશે, એ વિચારથી એ સ્ત્રીની લત છોડી દઇ, સારી રીતે બ્રહ્મચર્યનું પાલન કરવા લાગ્યો. પણ આ વાત ભિક્ષુઓએ જાણી; એટલે તેઓ કહેવા લાગ્યા કે, **નંદ** માત્ર નોકર છે; વેતન (પગાર) મળે એ હેતુથી બ્રહ્મચર્ય આચરે છે. આથી એને વૈરાગ્ય થયું, અને એ નિર્વાણપદને પામ્યો."

**નિ**દાનવગ્ગના **ભિ**ક્ખુસંયુત્તમા આ સંબંધી જે હકીકત છે તેનો સારાશ આ પ્રમાણે છે:—

**ભ**ગવાન **બુદ્ધ શ્રા**વસ્તીમા રહેતા હતા. તે વખતે આયુષ્માન્ **નંદ**—**ભ**ગવાનનો મશીયાઈ ભાઇ—સારી ઇસ્તરી કરેલા ચીવર પહેરી, **આંખમાં અંજન** ઘાલી તથા સ્વચ્છ પાત્ર હાથમા લઇ **ભ**ગવાન પાસે

ગયો. ભગવાને એને કહ્યું, “ નંદ, તારા જેવા શ્રદ્ધાપૂર્વક ઘર છોડી પ્રવ્રજ્યા લીધેલા કુલપુત્રને માટે આવી રીતે વર્તવું યોગ્ય નથી. આરણ્યક, પિંડપાતિક અને પાંસુકૂલિક થઇ, કામોપભોગમા નિસ્પૃહ થવું, એ જ તારે માટે યોગ્ય છે.”

ત્યાર બાદ નંદ કેવી રીતે વર્તવા લાગ્યો, તેનો ઉલ્લેખ અંગુત્તરનિકાયના અટ્ઠકનિપાતમાં મળી આવે છે. ભગવાન કહે છે, “ભિક્ષુઓ, જો કોઇને કુલપુત્ર કહી શકાય તેમ હોય, તો તે નંદને જ કહી શકાય તેમ છે. કોઇને બલવાન્ કહેવો હોય, દેખાવડો કહેવો હોય, તીવ્રકામી કહેવો હોય, તો નંદને જ તેમ કહી શકાશે. નંદ ઇંદ્રિયોનું રક્ષણ કરવામા દક્ષ, ભોજનમાં પ્રમાણ સાચવનારો, અલ્પનિદ્રા લેનારો તથા સ્મૃતિસંપ્રજન્યથી યુક્ત (સાવધાન) જો ન હોત, તો બીજા શાને લીધે એ પરિપૂર્ણ અને પરિશુદ્ધ બ્રહ્મચર્ય આચરી શક્યો હોત?

“ ભિક્ષુઓ, નંદ જે જે દિશાઓ તરફ જુએ છે તે તે દિશા તરફ, પોતાના મનમાના લોભ, દૌર્મનસ્ય વગેરે પાપ વિચાર ઉત્પન્ન ન થાય, એવા નિશ્ચયથી જ જુવે છે. એવી રીતે એ પોતાની ઇંદ્રિયોનું રક્ષણ કરે છે.

“ એ વિચાર કરીને પિંડપાત ગ્રહણ કરે છે. ક્રીડા માટે, મદ માટે, શણગાર માટે કે અલંકાર માટે એ આહાર ગ્રહણ કરતો નથી. માત્ર આ શરીરનું પાલન થાય, ત્રાસ દૂર થાય, બ્રહ્મચર્યને મદદ થાય, એટલા માટે જ એ આહાર ગ્રહણ કરે છે. આ આહારથી ભૂખની વેદનાઓ નષ્ટ કરી, હું ( વધારે જમીને ) નવી વેદનાઓ ઉત્પન્ન કરીશ નહિ, આ અન્નથી મારી શરીરયાત્રા સુખાવહ થશે, મને દોષ લાગશે નહિ અને મારા મનને સુખ પ્રાપ્ત થશે, એવો વિચાર કરી એ પિંડપાત ગ્રહણ કરે છે. આ પ્રમાણે એ પોતાના ભોજનમા પ્રમાણ જાણે છે.

“ ભિક્ષુઓ, નંદ આખો દિવસ ચંક્રમણ કરી કે બેસી રહી પોતાના ચિત્તનું આળસ દૂર કરે છે. એ જ રીતે રાતના પ્રથમ યામમાં

પણ વર્તી પછી મધ્યમયામમમા જમણે પડખે, પગ પર પગ રાખી ઘણી સાવધાનતાથી સિંહની માફક સૂઈ જાય છે.[૧] પાછો રાતના છેલ્લા યામમાં ઊઠીને ચંક્રમણ કરી કે બેસીને મનમાંથી આળસ દૂર કરે છે. એવી રીતે એ અલ્પનિદ્રા લે છે.

"નંદને જે જે વેદનાઓ ઉત્પન્ન થાય છે તેની તેને જાણ હોય છે. એવી રીતે એ સ્મૃતિસંપ્રજન્યયુક્ત રહે છે."

## ૩૮

## મહાકપ્પિન

"ભિક્ષુઓને ઉપદેશ કરનારા ભિક્ષુશ્રાવકોમાં મહાકપ્પિન શ્રેષ્ઠ છે."

એ સરહદ ઉપરની કુક્કુટવતી નામની નગરીમાં રાજકુળમા જન્મ્યો હતો, અને પિતાના મરણ પછી રાજા થયો. શ્રાવસ્તીથી આવેલા વેપારીઓ પાસેથી ભગવાનની કીર્તિ સાભળી, એ ભિક્ષુ થવા ઉત્સુક થયો, અને બાગમાંથી બારોબાર પોતાના અમાત્યો સાથે શ્રાવસ્તી જવા નીકળ્યો. એની પટરાણી અનોજા દેવી આ વર્તમાન સાભળી એની પાછળ પોતાના પરિવાર સાથે શ્રાવસ્તી જવા નીકળી. ભગવાનનો અને આ બધાનો મેળાપ ચંદ્રભાગા નદીને તીરે થયો. કપ્પિન અને એના અમાત્યોને ભગવાને ભિક્ષુ બનાવ્યા; અને ઉપ્પલવણ્ણા ભિક્ષુણી દ્વારા અનોજા દેવી તથા એના સ્ત્રીપરિવારને ભિક્ષુણીઓ બનાવી.

આ મનોરથપૂરણીની વાતનો સારાશ છે, અને એ સંયુત્ત-અટ્ઠકથાની વાત સાથે મળતો આવે છે. સંયુત્તના મૂળસુત્તમાં * કપ્પિન વિશે જે હકીકત છે તેનો સારાશ આ પ્રમાણે છે:—

---

૧. આવા શયનને સિંહ-શય્યા કહે છે.

* નિદાનવગ્ગ, ભિક્ખુસંયુત્ત,સુત્ત ૧૧. બીજે ઠેકાણે ઘણુંખરૂં મનોરથ-પૂરણી અને સંયુત્ત-અટ્ઠકથાની હકીકત મળતી આવતી નથી. પરંતુ આ ઠેકાણે બંન્નેની હકીકત લગભગ મળતી આવે છે.

ભગવાન શ્રાવસ્તીમાં રહેતા હતા. એમણે આયુષ્માન્ મહાકપ્પિનને દૂરથી આવતો જોયો અને ભિક્ષુઓને કહ્યું, "ભિક્ષુઓ, આ આ તરફ આવનારા ગોરા, પાતળા, ઉચા નાકવાળા ભિક્ષુને તમે જોઇ શકો છો કે? એને દરેક જાતની સમાધિ પ્રાપ્ત થઇ છે; અને જેને માટે કુલપુત્ર ઘરનો ત્યાગ કરે છે, તે બ્રહ્મચર્યપર્યવસાનનો (નિર્વાણનો) એણે સાક્ષાત્કાર કરી લીધો છે."

આ ઉતારા ઉપરથી મહાકપ્પિન રાજા હતો કે નહી એ જો કે કહી શકાય તેમ નથી, તો પણ એના વર્ણન ઉપરથી, એ સરહદ ઊપરના રાજકુળમા જન્મ્યો હોવો જોઇએ, એવો ભાસ થાય છે.

## ૩૯

## સાગત

"તેજોધાતુકુશલ[1] ભિક્ષુશ્રાવકોમા સાગત શ્રેષ્ઠ છે."

આનો જન્મ શ્રાવસ્તીમાં એક બ્રાહ્મણકુળમા થયો હતો; અને મોટો થયા પછી એ ભિક્ષુ થયો. અર્હત્ થતા પહેલા જ એને યોગસિદ્ધિ પ્રાપ્ત થઇ હતી, અને એનાથી એણે ભદ્દવતિકા ગામમાં એક ભયંકર નાગનું તેજ હરણ કર્યાની વાત બીજા ભાગમા (કલમ ૧૦૦) આવેલી જ છે.

## ૪૦

## રાધ

"વક્તા ભિક્ષુશ્રાવકોમા રાધ શ્રેષ્ઠ છે."

આનો જન્મ રાજગૃહમા એક બ્રાહ્મણકુળમા થયો હતો. રાધ એ એનું નામ. ઘડપણમા સ્ત્રી તથા છોકરાઓ તરફથી અવગણના થવા લાગી તેથી એણે ભિક્ષુ થવાનો વિચાર કર્યો. પણ એને, ઘરડો

૧. સમાધિ સિદ્ધ કર્યા પછી પોતાના તેજથી બીજાને આંજી નાંખવાનું અથવા બીજાનું તેજ હરણ કરવાનું સામર્થ્ય હોય તેને 'તેજોધાતુકુશલ' કહે છે.

હોવાથી, પ્રવ્રજ્યા આપવા કોઇ તૈયાર થાય નહિ. છેવટે **સારિપુત્ત** સ્થવિર દ્વારા **ભગવાને એને** પ્રવ્રજ્યા અપાવી. **મજ્ઝિમ** અને **સંયુત્ત-** નિકાયમાં, **ભગવાને એને** ઉપદેશેલાં ઘણાં સુત્તો છે. **સંયુત્તોમાં** તો રાધસંયુત્ત નામનું એક પ્રકરણ જ છે. તેમાં એક જગ્યાએ **ભગવાન** કહે છે, "નાના છોકરા અને છોકરીઓ માટીના ઘર બનાવીને રમે છે; અને જ્યાં સુધી એ ઘર પર એમની આસક્તિ હોય છે ત્યાં સુધી તેઓ એ ઘર પર પ્રેમ રાખે છે. પણ જ્યારે એમને એ ઘરોનો કંટાળો આવે છે ત્યારે હાથ તથા પગથી એમને ભાંગી નાંખી માટી જ્યાં ત્યાં ઉડાડી મૂકે છે. તે જ રીતે; હે **રાધ**, તું રૂપવેદના વગેરે સ્કંધોનો નાશ કર ( એમના પર આસક્તિ ન રાખ )."

## ૪૧

## મોઘરાજ

"રૂક્ષ ચીવર ધારણ કરનારા ભિક્ષુશ્રાવકોમા **મોઘરાજ** શ્રેષ્ઠ છે."

**બાવરી** નામનો એક પ્રસિદ્ધ બ્રાહ્મણ **શ્રાવસ્તીથી દક્ષિણદેશમાં ગોદાવરીના** કાંઠે જઈ રહ્યો, અને ત્યાં એણે એક મહાયજ્ઞ કર્યો.[1] એ યજ્ઞ પૂરો થયો ત્યારે એક બ્રાહ્મણે આવી **બાવરી** પાસે પાચસો મહોરો માગી. પણ **બાવરીએ** કહ્યું, "મારી પાસે જે કંઈ હતુ તે મેં યજ્ઞમા વાપરી નાંખ્યું. મારી પાસે હવે કંઈ પણ રહ્યું નથી." ત્યારે તે બ્રાહ્મણે ક્રોધાયમાન થઇ, 'સાતમે દિવસે તારા માથાના સાત ફકડા થાઓ' એવો શાપ આપ્યો. તેથી **બાવરી** ઘણો ગભરાઇ ગયો. એની હિતેચ્છુ દેવતા ત્યા પ્રગટ થઇ અને એણે એને કહ્યું, "માથું કયું અને એ ફૂટે છે કેવી રીતે તેની એ ઢોંગી, લોભી બ્રાહ્મણને ખબર નથી!"

**બા૦:**—હે દેવતા, ત્યારે તુ એ અમને કહીશ કે ?

**દેવતા:**—મને પણ એની ખબર નથી. પણ કપિલવસ્તુમાંથી

1. આ વાત **સુત્તનિપાતમાંના પારાયણવગ્ગની** શરૂઆતમાં છે.

બહાર નીકળેલો અને ઇક્ષ્વાકુ રાજાના વંશમા પેદા થએલો સર્વજ્ઞ બુદ્ધ તને એ કહી શકશે.

બુદ્ધ એ નામ સાંભળતાંની સાથે જ બાવરીને ઘણો આનંદ થયો. પણ ઘડપણને લીધે એ જાતે શ્રાવસ્તી જઇ શકે તેમ નહોતું. તેથી એણે પોતાના સોળ શિષ્યોને ત્યાં મોકલ્યા. એ બધા બુદ્ધના શિષ્ય થયા. તેમાંથી મોઘરાજા એ એક હતો. એ તદ્દન સાદું ચીવર ધારણ કરતો, તેથી સાદું ચીવર ધારણ કરનારા ભિક્ષુઓમા એને અગ્રસ્થાન મળ્યું.

---

# ભિક્ષુણીઓ

## ૪૨

## મહાપ્રજાપતી ગોતમી

" ચિરપ્રવ્રજિત ભિક્ષુણીશ્રાવિકાઓમા મહાપ્રજાપતી ગોતમી પહેલી છે."

એનો જન્મ દેવદહ નગરમાં મહાસુપ્પબુદ્ધ શાક્યને ઘેર થયો હતો. માયાદેવીની આ નાની બહેન. આ બંને પરણવા લાયક થઇ ત્યારે શુદ્ધોદન શાક્યે એમની સાથે લગ્ન કર્યું. બોધિસત્ત્વના જન્મ પછી, કેટલાક વખત પછી આને નંદ નામે એક છોકરો થયો. માયાદેવી, પ્રસૂતિ પછી સાતમે દિવસે મરણ પામી, અને ત્યારથી બોધિસત્ત્વનું લાલન પાલન કરવાનો બધો ભાર એને માથે પડયો. ગોતમીએ પોતાના પુત્રથીએ વધારે પ્રેમથી બોધિસત્ત્વનું પાલન કર્યું. એ ભિક્ષુણી કેવી રીતે થઇ, તેની સર્વ હકીકત ચુલ્લવગ્ગમાં અને અંગુત્તરનિકાયના અટ્ઠકનિપાતમા આપેલી છે. એનો સારાંશ પહેલા ભાગમા ( કલમ ૮૭ ) જોઇ લેવો. અર્હત્પદ પ્રાપ્ત કર્યા પછી એણે કહેલી ગણાતી એવી ૭ ગાથાઓ થેરીગાથામા આપેલી છે. તેમાંની છેલ્લી ગાથા આ પ્રમાણે છે:—

**बहूनं वत अत्थाय माया जनयि गोतमं ।**
**व्याधिमरणतुन्नानं दुक्खक्खन्धं व्यपानुदि ॥**

અર્થ:—ખરેખર, બહુજનના કલ્યાણ માટે **માયાએ ગોતમને** જન્મ આપ્યો. વ્યાધિ અને મરણથી પીડાએલા લોકોનો દુ:ખપુંજ એણે ( ગોતમે ) નષ્ટ કર્યો.

## ૪૩

## ખેમા ( ક્ષેમા )

" મહાપ્રજ્ઞ ભિક્ષુણીશ્રાવિકાઓમાં **ખે**મા શ્રેષ્ઠ છે. "

એનો જન્મ **મદ્ર**રાષ્ટ્રમાં **સાગલ** નામના નગરમાં રાજકુળમા થયો હતો. એ અત્યત દેખાવડી હતી, અને એનું લગ્ન **મગધ** દેશના **બિંબિસાર** રાજા સાથે થયું હતું. **ભ**ગવાન **રાજગૃહ** પાસે **વેળુ**-વનમા રહેતા હતા ત્યારે **બિંબિસાર** રાજા વારંવાર એમના દર્શન માટે જતો હતો. પરંતુ ' રૂપ અનિત્ય છે, રૂપ પર આસક્તિ રાખશો નહિ,' એવો વૈરાગ્ય ઉપજાવે તેવો ઉપદેશ **ભ**ગવાન કરે છે, એવું **ખે**માના સાંભળવામા આવ્યું હતું; તેથી એ **વેળુ**વનમા જવા ઇચ્છતી નહોતી. તે ત્યા જાય એ હેતુથી રાજાએ પોતાના કવિ પાસે **વેળુ**-વનની વનશ્રી પર કાવ્ય બનાવડાવી એ એની આગળ ગવડાવ્યું ઉદ્યાનશ્રીના એ રસમય વર્ણન સાભળી **ખે**માને ત્યા જવાની ઉત્કટ ઇચ્છા થઇ, અને એણે રાજાની પરવાનગી માગી. રાજાએ કહ્યું, " વેળુવનમાં જઈ **ભ**ગવાનનું દર્શન કર્યા વગર આવીશ નહિ." એ કંઇ પણ બોલી નહિ. પણ રાજાએ એની સાથેના નોકરોને કહ્યું કે, જો **ખે**મા **ભ**ગવાનનુ દર્શન કર્યા વગર પાછી ફરે તો મારી આજ્ઞા એને યાદ દેવડાવજો.

**ખે**મા **વેળુ**વનની શોભાનું અવલોકન કરી, **ભ**ગવાનનું દર્શન કર્યા વગર પાછી ફરવા લાગી ત્યારે નોકરોએ એને રાજાજ્ઞાનું સ્મરણ કરાવ્યું. તેથી કમને એને **ભ**ગવાનના દર્શને જવાની ફરજ પડી. **ભ**ગવાનની પાસે આવીને જુએ છે, તો તેમની પાછળ એક

અત્યંત લાવણ્યવતી સ્ત્રી પવન નાખતી ઉભી છે. એને જોઇ ખેમાએ પોતાના મનમા કહ્યું, "આવી દિવ્ય સ્ત્રીઓ જે મહર્ષિની સેવા માટે તત્પર હોય છે, તેના દર્શન માટે જતાં મને શરમ આવે છે? ધિક્કાર છે મને અને મારી મોટાઈને! આ અપ્સરાની દાસી તરીકે પણ હું શોભું નહિ!"

ખેમાના મનમા આ વિચારપરંપરા ચાલુ હતી એટલામાં જ એ સુંદર સ્ત્રીમા ધીમે ધીમે ફેરફાર થવા લાગ્યો. થોડીવારમા એ પ્રૌઢ, ઘરડી અને મરી ગએલી દેખાઈ. એ જોઇ ખેમાનું પોતાના રૂપનું અભિમાન નષ્ટ થયું. ત્યારે ભગવાન બોલ્યા, "કરોળીયાની જાળની માફક પોતાની આસપાસ જાળ ગૂંથી કામાસક્ત મનુષ્યો એમા બદ્ધ થાય છે. પરંતુ એને પણ તોડી નાંખી અને કામસુખનો ત્યાગ કરી (સત્પુરુષો) નિરપેક્ષતાથી પરિવ્રાજક થાય છે.[૧]"

આ ઉપદેશ કાને પડતાની સાથે જ ખેમા ત્યા ને ત્યાં જ અર્હત્પદને પામી. પછીથી બિંબિસાર રાજાની પરવાનગીથી એ ભિક્ષુણી થઈ.

અવ્યાકતસંયુત્તના પહેલા સુત્તમાં ખેમા અને પસેનદિ કોસલ રાજાનો સંવાદ છે; તેનો સારાંશ આ પ્રમાણે છે:—

ભગવાન શ્રાવસ્તીમાં જેતવનમા અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. તે વખતે ખેમા ભિક્ષુણી કોસલ દેશમા પ્રવાસ કરતાં શ્રાવસ્તી અને સાકેતની વચમા આવેલા તોરણવત્થુ ગામમાં વર્ષાવાસ માટે રહી હતી. પસેનદિ કોસલ રાજાએ સાકેતથી શ્રાવસ્તી આવતા એક રાત તોરણવત્થુ પાસે મુકામ કર્યો. એ રાત્રે કોઈ બ્રાહ્મણ કે શ્રમણનો ઉપદેશ સાભળવાની એને ઇચ્છા થઈ; અને ગામમા તપાસ કરવા માટે એણે માણસ મોકલ્યો. પણ ખેમા વગર બીજો કોઈ વિદ્વાન્ શ્રમણ કે બ્રાહ્મણ ત્યા આગળ નહોતો. એ

૧. મૂળ ગાથા ધમ્મપદમાં છે. આ એનું ભાષાન્તર નથી; પણ સાર માત્ર છે.

માણસે જ્યારે ખેમાના પાંડિત્યનું વર્ણન કર્યું, ત્યારે રાજાએ એની જ મુલાકાત લેવાનો નિશ્ચય કર્યો; અને એ હતી ત્યાં જઇ, એને નમસ્કાર કરી એ એક બાજુએ બેઠો અને બોલ્યો, "આર્યે, તથાગત મરણ પછી હોય છે કે નહિ?"

ખેમાઃ—મહારાજ, ભગવાને આ કહ્યું નથી.

રાજાઃ—એનું શું કારણ વારૂ?

ખેમાઃ—મહારાજ, આ ઠેકાણે હું તમને એવો પ્રશ્ન પૂછું છું કે, તમારી પાસે એવો કોઇ ગણક છે કે જે આ ગંગામાની રેતીની ગણના કરી શકે, અથવા જે મહાસાગરનું પાણી માપી શકે?

રાજાઃ—આર્યે, આમ શી રીતે કરી શકાય? મહાસાગર તો ગંભીર હોઇ અમાપ છે.

ખેમાઃ—મહારાજ, તેવી જ રીતે, જે રૂપથી તથાગતનું માપ કાઢી શકાય તે તથાગતનું રૂપ નાશ પામ્યું છે. જે વેદનાઓથી... જે સંજ્ઞાથી...જે સંસ્કારોથી...જે વિજ્ઞાનથી તથાગતનું વિજ્ઞાન માપી શકાય તે નષ્ટ થયું છે. તેથી મરણ પછી તથાગત હોય છે કે નહિ, વગેરે પ્રશ્નોના સીધા જવાબ આપી શકાય તેમ નથી.

પસેનાદિ રાજા ખેમાનું અભિનંદન કરી શ્રાવસ્તી આવ્યો, અને ત્યાં એણે ભગવાનને એ જ પ્રશ્ન પૂછ્યા. ભગવાને પણ ખેમાની માફક જ એના જવાબ આપ્યા. ત્યારે તે બોલ્યો, "આ ઘણી નવાઇની વાત છે. ખેમા ભિક્ષુણીએ પણ આ પ્રશ્નોના આવી રીતે જ જવાબ આપ્યા."

આ ઉપરથી ખેમાને પ્રજ્ઞાવતી ભિક્ષુણીઓમાં અગ્રસ્થાન કેમ પ્રાપ્ત થયું હતું, તે સ્હેજે ધ્યાનમાં આવે તેમ છે.

## ૪૪

## ઉપ્પલવણ્ણા

"ઋદ્ધિમતી ભિક્ષુણીશ્રાવિકાઓમાં ઉપ્પલવણ્ણા શ્રેષ્ઠ છે."

એ શ્રાવસ્તીમાં એક શ્રેષ્ઠિકુળમાં જન્મી હતી. એની કાંતિ

કમળના જેવી હતી તેથી એનું નામ ઉપ્પલવણ્ણા (ઉત્પલવર્ણા) પાડવામાં આવ્યું. એ ઉમર લાયક થઇ ત્યારે એના સૌદર્યની કીર્તિ સાંભળી ઘણા રાજપુત્રો અને શ્રેષ્ઠિકુમારોએ એની માગણી કરી. એના બાપ પર આ એક મોટું સંકટ આવી પડ્યું. છોકરી જો પ્રવ્રજ્યા લે તો આપણે આમાથી મુક્ત થઈ શકીએ, એવું વિચારી એણે છોકરીને કહ્યું, "તું ભિક્ષુણી થઇ શકીશ કે?" આ સાભળી છોકરીને અત્યંત આનંદ થયો અને એ ભિક્ષુણી થવા માટે તરત જ તૈયાર થઇ. એ રીતે એને ભિક્ષુણી બનાવવામા આવી.

ભિક્ખુણીસંયુત્તમા એનો માર સાથે થએલો સંવાદ છે. એનો સારાંશ આ પ્રમાણે:—

ઉપ્પલવણ્ણા સવારના પહોરમાં એક પ્રફુલ્લિત શાલવૃક્ષ નીચે ઉભી હતી. તે વખતે પાપી માર ઉપ્પલવણ્ણામા બીક તથા લોમહર્ષ (કમકમાટી) ઉત્પન્ન કરવાના અને એને સમાધિમાથી ભ્રષ્ટ કરવાના હેતુથી ત્યા આવ્યો અને બોલ્યો, "આ સુપુષ્પિત શાલવૃક્ષ નીચે તું એકલી ઉભી છે. તારા જેવી બીજી સુંદર સ્ત્રી મળવી મુશ્કેલ છે. ગાડી છોકરી, તને ધૂર્ત લોકોની બીક નથી લાગતી?"

ઉપ્પલવણ્ણા બોલી, "આ ઠેકાણે સેંકડો કે હજારો ધૂર્તો આવે તો પણ મારો એક વાળ પણ તેઓ વાંકો કરી શકે તેમ નથી. હે માર, હું જો કે એકલી છું, છતા તારાથી બ્હીતી નથી... મારૂં મન મારા કાબુમાં છે. ઋદ્ધિપાદ[1] હું પૂર્ણ રીતે જાણું છું; અને હું સર્વ બંધનમાથી મુક્ત થઇ છું. હે માર, હું તારાથી ગભરાતી નથી."

## ૪૫

## પટાચારા

"વિનયધર ભિક્ષુણીશ્રાવિકાઓમા પટાચારા શ્રેષ્ઠ છે."

---

૧. છંદ, વીર્ય, ચિત્ત અને મીમાંસા એ ચાર ઋદ્ધિપાદ છે. એમનાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

એ **શ્રાવસ્તી**મા એક શ્રીમંત માણસના કુટુંબમાં જન્મી હતી. એ ઉંમર લાયક થઇ ત્યારે એનું મન પોતાના બાપના એક નોકર પર ચોંટયું. આ વાત ઘરમા, સ્વાભાવિક રીતે જ, કોઇ પણ જાણતું નહોતું. આગળ જતા સ્વજ્ઞાતિના એક યુવક સાથે એનું લગ્ન નક્કી થયું, એટલે એ નોકરને સાથે લઇ, અને સાથે લઇ જઈ શકાય તેવા ઘરેણાં વગેરે લઇ એ ઘરમાથી નાસી ગઇ. એ બે **શ્રાવસ્તી**થી ત્રણ ચાર યોજન દૂર એક ગામડામા જઇ રહ્યાં. કેટલાક વખત પછી એને ગર્ભ રહ્યો, અને નવ મહિના પૂરા થતા એ પોતાના બાપને ત્યા જવા માટે તૈયાર થઈ. પતિને આ વાત ગમતી નહોતી, તેથી તે આજે જવાશે, કાલે જવાશે, એમ કર્યા કરતો હતો. છેવટ તે, એકલી જ જવા નીકળી. ધણીએ પાછળ જઇ એને પકડી પાડી. વાટમા જ એને છોકરો જન્મ્યો. તેથી **શ્રાવસ્તી** જવાનો વિચાર માંડી વાળી એ પોતાને રહેવાને ગામ પાછાં આવ્યા. કેટલાક વરસ પછી એને ફરીથી ગર્ભ રહ્યો, અને નવ માસ પૂરા થતા, પતિ હા ના કર્યા કરતો હતો તેથી એ એકલી જ **શ્રાવસ્તી** જવા માટે નીકળી.[1]

માર્ગમાં એક નિર્જન પ્રદેશમાં પતિએ એને પકડી પાડી. ત્યાં જ એને પ્રસવવેદના થવા લાગી. એટલામાં અકાળે વાદળ ચઢી આવ્યાં અને વરસાદ પડી જ્યા ત્યાં પાણી જ પાણી થઈ રહ્યું. આવી સ્થિતિમાં મારી ઉપર કંઇ પણ આચ્છાદન હોવું જોઇએ, એવું એણે પતિને કહ્યું. પતિએ થાંભલા વગેરે ખોડી એક ઝુંપડી બનાવવા માંડી. એનું છાપરૂં ઢાંકવા માટે એક રાફડાની પાસેનું ઘાસ ઉપાડતાં, ત્યાં રહેતો એક ભયંકર કૃષ્ણસર્પ એને પગે કરડયો, અને એ ત્યાં ને ત્યાં જ મરણ પામી નીચે પડયો. આ તરફ એની સ્ત્રી પ્રસૂત થઇ અને પુત્રને જન્મ આપ્યો. આખી રાત બંને છોકરાને છાતીએ રાખી એણે મહા દુઃખમાં પસાર કરી. એને વારંવાર વિચાર થયા

---

૧. અહીં સુધીની આ વાત **ચૂળપંથક અને મહાપંથક**ની માતાની વાત જેવી જ છે.

કરે કે 'મને અનાથ જોઇને મારા પતિ મને ત્યજી દઇને તો ચાલ્યા ગયા નહી હોય ને!'

પણ બીજે દિવસે આમતેમ ફરતા એને એની શી ગતિ થઈ હતી તેની ખબર પડી. તેથી છોકરાઓને લઈ કોઈ પણ ઠેકાણે ગામની નજીક જવાની ઇચ્છાથી એ એમ જ આગળ ચાલી. એણે નાના છોકરાને ખોળામા અને મોટા છોકરાને હાથમા ઝાલ્યો હતો.' વાટમાં વરસાદને લીધે એક વહેળામા ઘણું પાણી આવ્યું હતું. તેથી. મોટા છોકરાને આ તીરે મૂકી તથા નાનાને પેલે તીર લઈ જઈ, એને ચીંથરાની પથારીમા સુવાડી એ મોટા છોકરાને લેવા માટે પાછી આવતી હતી. એ વહેળાના મધ્યભાગમા આવી પહોંચી એટલામાં એણે એક સીચાણાને નાના છોકરાને પકડવા માટે આવતો દીઠો. જોરથી હાથ હલાવી એ એ સીચાણાને નસાડવાનો પ્રયત્ન કરવા લાગી. પણ એથી મા મને બોલાવે છે એમ ધારી મોટા છોકરાએ વહેળામા પડતું મૂકયુ અને એ તણાઇ ગયો!

આ તરફ નાના છોકરાને બચાવવા માટે એ દોડવા લાગી એટલામાં સીચાણો એને ઉપાડી નાસી ગયો તેથી અત્યંત શોકાતુર થઇ,

પુત્ર બે મરી ગયા, પતિ–મરણ રે થયું;

એમ બોલતી બોલતી એ શ્રાવસ્તી આવી. ત્યાં પોતાના માબાપ તથા ભાઇઓ, ઘરને આગ લાગવાથી સાથે જ બળી મૂવાની હકીકત એણે સાભળી! તેથી તો એ તદ્દન ગાડીતૂર થઇ, બોલવા લાગી કે,—

પુત્ર બે મરી ગયા, પતિ મરણ રે! થયું;
બાપ મા બળી મુવાં, ભાઈ સાથ હે હરિ[1]!!

---

૧. મૂળ ગાથા થેરી—અપદાનમાં છે:—

उभो पुत्ता कालयता पन्थे मय्हं पति मतो ।
माता पिता च भाता च एकचितकस्मिं डय्हरे ॥

બંને પુત્ર મરી ગયા. રસ્તામાં મારો પતિ મરી ગયો. માબાપ તથા ભાઇ એક જ ચિતા પર બળી ગયા.

આવી સ્થિતિમાં એ નાગી નાગી ભટક્યાં કરતી, અને કોઇ લૂગડું આપે તો ફાડી ફાડીને એના કકડા કરી નાખતી; તેથી એનું 'પટાચારા' એવું નામ પડ્યું. એક દિવસ ભગવાન બુદ્ધ જેતવનમાં ઘણા લોકો આગળ ધર્મોપદેશ કરી રહ્યા હતા; એટલામા એ ત્યા આવી અને એક બાજુએ ઉભી રહી. ત્યારે ભગવાને મૈત્રીભાવનાથી એના તરફ જોયું અને કહ્યું, "બહેન ઠેકાણે આવ, બહેન ઠેકાણે આવ." આ શબ્દો કાને પડતાં જ એના મનમાં અત્યંત લજ્જા ઉત્પન્ન થઇ, અને એ એકદમ નીચે બેસી ગઇ. પાસે ઉભેલા એક માણસે પોતાનું ઉપવસ્ત્ર એના શરીર પર ફેંક્યું. એ પહેરી એ ધર્મશ્રવણ કરવા લાગી. ત્યારે ભગવાન બોલ્યા, "પુત્ર, પિતા અથવા ભાઇભાંડુઓ આપણું રક્ષણ કરી શકતા નથી. જેના પર કાળનો પંજો આવી પડ્યો હોય, તેનું સગાંવહાલા રક્ષણ કરી શકતાં નથી. એ જાણીને શીલસંવૃત થઈ ડાહ્યા માણસે એકદમ નિર્વાણગામી માર્ગને શરણ જવું.[1]"

ત્યાર પછી એ ભિક્ષુણીસંઘમાં દાખલ થઈ અને ક્રમે ક્રમે અર્હત્પદ પ્રાપ્ત કર્યું. ભિક્ષુસંઘમાં જેવી રીતે ઉપાલિ સ્થવિર વિનય-નિયમોમાં પ્રવીણ હતો, તેવી રીતે ભિક્ષુણીસંઘમાં આ હતી. તેથી વિનયધર ભિક્ષુણીઓમાં એને અગ્રસ્થાન મળ્યું.

## ૪૬

## ધમ્મદિન્ના

" ધર્મોપદેશક ભિક્ષુણીશ્રાવિકાઓમા ધમ્મદિન્ના શ્રેષ્ઠ છે. "

---

૧. મૂળ આ ગાથાઓ ધમ્મપદમાં છે:—

न सन्ति पुत्ता ताणाय, न पिता न पि बन्धवा।
अन्तकेनाधिपन्नस्स नत्थि ञातीसु ताणता ॥
एतमत्थवसं ञत्वा पण्डितो सीलसंवुतो ।
निब्बानगमनं मग्गं खिप्पमेव विसोधये ॥

રાજગૃહમાં વિશાખ નામનો એક શ્રેષ્ઠી બિંબિસાર રાજાનો મિત્ર હતો. રાજાની સોબતથી જ એ ભગવાનના ઉપદેશ તરફ વળ્યો અને ધીમે ધીમે અનાગામી થયો. ધમ્મદિન્ના એ એની સ્ત્રી હતી. પણ જે દિવસે એને અનાગામિફળ મળ્યું, તે દિવસે રોજની માફક એનુ સ્વાગત કરવા માટે ધમ્મદિન્નાએ લંબાવેલ હાથનો એણે સ્વીકાર કર્યો નહિ. જમતી વખતે પણ એણે બોલ્યા ચાલ્યા વગર જમી લીધું. તેથી પોતાને હાથે કંઈ અપરાધ થયો હશે એમ ધારી ધમ્મદિન્નાએ એને પ્રશ્ન કર્યો. એણે બનેલી હકીકત કહી સંભળાવી અને એ બોલ્યો, “આજથી મારી પાસે બેસવું કે જમવું તારે માટે યોગ્ય નથી. આ ઘરમા છે તે બધી સંપત્તિ લઈ એનો ફાવે તે ઉપયોગ કર. ફાવે તો અહીં રહે, ફાવે તો તારી માને ઘેર જા.” ધમ્મદિન્નાને આ વાત ગમી નહિ, અને ધણીની પરવાનગી લઇ એ ભિક્ષુણી થઇ. કેટલોક કાળ ગામડામાં એકાંતવાસમા નિર્ગમન કરી એણે અર્હત્પદ મેળવ્યું અને એ પાછી રાજગૃહ આવી. વિશાખ શેઠને એના આગમનની ખબર મળી, ત્યારે એની પરીક્ષા લેવા માટે, એ હતી ત્યા જઈ એણે એને ધર્મ સંબંધી અનેક પ્રશ્નો પૂછ્યા. એના ધમ્મદિન્નાએ યોગ્ય જવાબ આપ્યા, ત્યારે વિશાખે એ સર્વ વાત ભગવાનને નિવેદન કરી. ત્યારે ભગવાને કહ્યું, “હે વિશાખ, ધમ્મદિન્ના ભિક્ષુણી પંડિતા છે, મહાપ્રજ્ઞાવતી છે. જો તેં મને આ પ્રશ્નો પૂછ્યા હોત, તો મેં પણ તને આવા જ જવાબ આપ્યા હોત.[૧]”

### ૪૭

### નંદા

“ધ્યાનરત ભિક્ષુણીશ્રાવિકાઓમા નંદા શ્રેષ્ઠ છે.”

આ મહાપ્રજાપતી ગોતમીની છોકરી. ઉંમરે ભગવાન કરતાં

૧. વિશાખ તથા ધમ્મદિન્નાનો સંવાદ તથા ભગવાનનું આ કથન મજ્ઝિમનિકાયના ચૂળવેદલ્લ સુત્તમાં છે.

એ જરા મોટી હતી. એના સૌંદર્ય ઉપરથી એને રૂપનંદા એમ પણ કહેતા. એ પરણી હતી કે નહિ, અને પરણી હોય તો એના પતિનું નામ શું, એ વિશે કંઇ પણ માહિતી મળી આવતી નથી મહાપ્રજાપતીએ પ્રવ્રજ્યા લીધી ત્યાર બાદ એ પણ ભિક્ષુણી થઇ. પરંતુ સૌંદર્યના ગર્વને લીધે એ ભગવાનના દર્શને જતી નહિ. પણ એક દિવસ આપોઆપ ભિક્ષુણી તરીકે એને બુદ્ધદર્શન માટે જવું પડયુ, અને ભગવાને ખેમાની માફક એને પણ દરેક ક્ષણે જેની કાંતિ બદલાતી જતી હતી એવી સ્ત્રી બતાવી એના રૂપગર્વનું હરણ કર્યું.

થેરીગાથામા એક દુકનિપાતમાં અને બીજી પંચકનિપાતમાં એમ બે નંદા છે. એમની ગાથાઓની અટ્ઠકથામાં થેરી–અપદાનને અનુસરી પહેલીનું અભિરૂપ નંદા અને બીજીનું સુંદરી નંદા એવા નામ આપેલા છે. પહેલી ખેમક શાકયની છોકરી અને બીજી શુદ્ધોદન તથા મહાપ્રજાપતી ગોતમીની છોકરી. બંનેને પોતાના સૌંદર્યનો ગર્વ હતો, અને ખેમાની માફક જ ભગવાને એ હરી લીધો; એવુ અપદાન ઉપરથી માલુમ પડે છે. મનોરથપૂરણીકારે સુંદરી નંદાને રૂપનંદા કહી છે એમ જણાય છે. આ બંનેને ભગવાને ઉપદેશેલી જે ગાથાઓ થેરીગાથામા મળી આવે છે, તેમાંની પહેલી બંને ઠેકાણે એક જ છે. તે આ પ્રમાણેઃ—

**आतुरं असुचिं पूतिं पस्स नन्दे समुस्सयं ।**
**असुभाय चित्तं भावेहि एकग्गं सुसमाहितं ॥**

અર્થઃ—હે નંદા, આ દેહ પીડિત, અશુચિ અને ગંદો છે, એમ જાણ; અને એકાગ્રતાથી એના ગંદાપણાની ભાવના કર.

## ૪૮

## સોણા

"ઉત્સાહી ભિક્ષુણીશ્રાવિકાઓમાં સોણા શ્રેષ્ઠ છે."

આનો જન્મ શ્રાવસ્તીના એક કુટુંબમાં થયો હતો. આગળ જતાં મોટી થઇ લગ્ન થયા પછી એને ઘણાં છોકરાં થયાં. મોટાં

થયા પછી એ પણ પોતપોતાના સંસારમાં રચ્યાં પચ્યાં રહેવા લાગ્યા. પણ આ ડોશીની કોઈ ખબર લેતું નહિ. તેથી વૈરાગ્ય ઉત્પન્ન થવાથી, **સોણા** ભિક્ષુણી થઈ. એને ઘણાં છોકરા હતાં તેથી એને **બહુપુત્રિકા સોણા** એમ પણ કહેતા. વૃદ્ધાવસ્થામાં ભિક્ષુણી થવા છતા પણ એણે અતિ ઉત્સાહથી બુદ્ધોપદેશનું પાલન કરી અર્હત્પદ પ્રાપ્ત કર્યું. **થેરીગાથામા** એની ગાથાઓ છે. તેમાથી બે નીચે આપી છે:—

**दस पुत्ते विजायित्वा अस्मि रूपसमुस्सये ।**
**ततोहं दुब्बला जिण्णा भिक्खुनिं उपसंकमिं ॥**
**सा मे धम्ममदेसेसि खन्धायतनधातुयो ।**
**तस्सा धम्मं सुणित्वान केसे छेत्वान पब्बजिं ॥**

અર્થ:—આ જન્મમા દસ છોકરાને જન્મ આપી, ઘરડી થઈ ત્યારે હુ એક ભિક્ષુણી પાસે આવી. એણે મને ધર્મોપદેશ કર્યો; સ્કન્ધ, આયતન અને ધાતુ શું છે, તે કહ્યું. એનો ધર્મ સાભળી કેશવપન કરાવી હું ભિક્ષુણી થઈ.

## ૪૯

## સકુલા

"દિવ્યચક્ષુ પ્રાપ્ત થએલી ભિક્ષુણીશ્રાવિકાઓમા **સકુલા** શ્રેષ્ઠ છે."

એની વિશેષ હકીકત મળી આવતી નથી. **શ્રાવસ્તીના** એક કુટુંબમા એનો જન્મ થયો હતો અને મોટી થયા પછી ભિક્ષુણી થઈ ધ્યાનસમાધિથી એણે દિવ્યદૃષ્ટિ સંપાદન કરી, એટલી જ હકીકત **મનોરથપૂરણીમાં** છે. પરંતુ **થેરીગાથાની** અટ્ઠકથામાં એ બ્રાહ્મણકુળમાં જન્મી હતી એવો ઉલ્લેખ[1] છે. ખુદ **થેરીગામાં** પોતાના સંબંધમાં એની આ પ્રમાણે બે ગાથાઓ છે:—

---

૧. **થેરી–અપદાનમાં પણ** 'पच्छिमे च भवे दानि । जाता विप्पकुले अहं ॥' **એવું સકુલાનું કહેવું છે.**

**अगारस्मिं वसन्तीहं धम्मं सुत्वान भिक्खुनो ।**
**अद्दसं विरजं धम्मं निब्बानं पदमच्चुतं ॥**
**साहं पुत्तधीतरञ्च धनधञ्ञञ्च छड्डिय ।**
**केसे छेदापयित्वान पब्बजिं अनगारियं ॥**

અર્થ:—હું ગૃહસ્થાશ્રમમાં હતી ત્યારે મેં એક ભિક્ષુ પાસેથી ધર્મ શ્રવણ કરી, વિશુદ્ધ અચ્યુતસ્થાન નિર્વાણ જાણ્યું; અને છોકરા, છોકરીઓ તથા ધનધાન્યનો ત્યાગ કરી, કેશવપન કરાવી ભિક્ષુણી થઇ.

## ૫૦

## ભદ્દા કુણ્ડલકેસા

"તરત જ બોધ થએલી ભિક્ષુણીશ્રાવિકાઓમા **ભદ્દા** કુણ્ડલકેસા શ્રેષ્ઠ છે."

એનો જન્મ **રાજગૃહમા** એક શ્રેષ્ઠિકુળમાં થયો હતો. **ભદ્દા** એનું નામ. એ જન્મી તે જ દિવસે રાજપુરોહિતને એક છોકરો થયો. એના જન્મ વખતે શહેરના આયુધો પ્રજ્વલિત થયા. તેથી રાજા ગભરાઇ ગયો અને બીજે દિવસે પુરોહિતને કહ્યું, "રાત્રે આયુધો પ્રજ્વલિત થવાથી મારા લોકોને બીક લાગી." પુરોહિત બોલ્યો, "આપના જ મહેલમા આમ બન્યુ એમ નથી; આખા શહેરમાં આવી જ બીના બની છે. મારા ઘરમાં જે છોકરો જન્મ્યો છે તે બધાનો શત્રુ થશે, એનું આ પૂર્વચિન્હ છે. પણ એથી તમારા જીવને કંઇ પણ જોખમ નથી. તમારી જો ઇચ્છા હોય, તો એ છોકરાને હું અહીથી બહાર મોકલી દઉં."

પોતાને કોઈ પણ જાનનું નુકસાન નથી, એમ જોઇ રાજાએ એ છોકરાને પુરોહિતને ત્યા જ રહેવા દીધો. પુરોહિતે એનું નામ '**શત્રુક**' જ પાડ્યું. તે આમતેમ દોડવા કૂદવા **સમર્થ** થયો કે તરત જ ચોરીઓ કરવા લાગ્યો. બાપે એને કબજામાં રાખવાનો બને તેટલો પ્રયત્ન કર્યો. પણ એનો કોઇ પણ ઉપાય ચાલ્યો નહિ.

એટલે ઉમર લાયક થતાં જ કાળા વસ્ત્ર પહેરવા આપી તથા ચોરીમાં કામ લાગે એવા હથિયારો સ્વાધીન કરી બાપે એને ઘરમાથી કાઢી મૂકયો. એ દિવસથી એ ચોરી પર પોતાનો નિર્વાહ કરવા લાગ્યો.

રાજા શહેરમાં ફરવા નીકળ્યો ત્યારે પુષ્કળ ઘરની ભીતમાં બાકોરાં પડેલા જોઇ, એણે સારથિને પૂછ્યું, "ભીતમાં બાકોરાં શા માટે પાડવામાં આવ્યા હશે?" સારથિએ કહ્યું, "મહારાજ, શત્રુક નામનો એક ચોર આવી રીતે બાકોરાં પાડી ચોરીઓ કરે છે." આ સાભળી રાજાએ કોતવાલને બોલાવી એને કહ્યું, "આપણા શહેરમા જે ચોર ચોરીઓ કરી જાય છે તેને તું પકડતો કેમ નથી?"

કો૦:—મહારાજ, એ ચોરી કરતાં નજરે પડતો નથી. તેથી અમે તેને પકડી શકતા નથી.

રાજા:—જો આજ ને આજ તું એને પકડી લાવીશ, તો જ જીવી શકીશ; નહિ તો તને યોગ્ય શિક્ષા કરવામા આવશે.

રાજાનો આ પ્રયોગ લાગુ પડયો. એ જ રાત્રે કોતવાલે જ્યા ત્યા છૂપી પોલિસ મૂકી દીધી, અને ચોરીના માલ સાથે શત્રુકને પકડી, બીજે દિવસે રાજા આગળ ખડો કર્યો. રાજાએ હૂકમ કર્યો કે દક્ષિણ તરફના દરવાજામાથી શહેર બહાર લઇ જઇ એનો શિરચ્છેદ કરવો. શહેરના દરેક ચોકમાં મારઝૂડ કરી ફેરવતા ફેરવતા એને લઇ જતા હતા, એટલામા ભદ્રાની એના પર નજર પડી, અને એ એના પર એટલી બધી આશક થઈ કે, જો શત્રુક પતિ ન મળે તો આપઘાત કરીશ, એવું એણે પોતાના માબાપને સ્પષ્ટ રીતે કહી દીધું એકની એક છોકરી! ઘણુંએ સમજાવ્યું પણ કેમે કરી માને નહિ! એટલે બાપ દોડતો દોડતો કોતવાલ પાસે ગયો અને એક હજાર કાર્ષાપણ લાચ આપી બોલ્યો, "ફાવે તેમ કરો, પણ આ ચોર મને સોપી દો." કોતવાલે સાંજ પડતાં સુધી શત્રુકને આમતેમ ફેરવ્યો, અને સાજ પડી એટલે ફાસીની શિક્ષા થએલા બીજા જ એક ચોરને એને બદલે ઠાર મારી, શત્રુકને શ્રેષ્ઠીના

નોકરોને હવાલે કર્યો. તેઓ એને ઘેર લઇ ગયા. શેઠે એને ચંદનોદકથી ન્હવાડી અને સર્વ આભૂષણોથી શણગારી ભદ્દાના મહેલમા મોકલ્યો. એણે અત્યંત આનંદિત થઇ એની આગતાસ્વાગતા કરી.

પણ શત્રુકનું મન ત્યા ચોટે નહિ. કંઇ પણ યુક્તિ કરી ભદ્દાનાં ઘરેણા લઇ નાસી જવાની એને ઘણી ઇચ્છા થઇ, અને એણે ભદ્દાને કહ્યું, "મારે તને કંઇ કહેવું છે." ભદ્દાને એના આ એક જ શબ્દથી, જાણે કે પોતાને હજાર કાર્ષાપણ મળી ગયા હોય ને, એટલો બધો આનંદ થયો. એ બોલી, "આર્ય, તમારે જે કહેવું હોય તે કહો."

શ૦:—તને લાગે છે કે હું તારે લીધે બચી ગયો. પરંતુ એ સત્ય નથી. જે વખતે મને પકડવામા આવ્યો તે જ વખતે ચોરોની ડુંગરપર રહેનારી દેવતાની મેં બાધા રાખી હતી, તેથી હું છૂટયો. તેથી ચાલ, આપણે એ બાધા ઉતારીએ.

ભદ્દાએ એના કહેવા પ્રમાણે બાધા ઉતારવાની બધી તૈયારી કરી, અને સર્વ અલંકાર તથા વસ્ત્રઆભૂષણો પહેરી એ એની સાથે એ ડુગરપર ગઇ. ત્યાં પહોચ્યા પછી એણે એને કહ્યું, "હવે તારો સાલ્લો કાઢી એમા આ બધાં ઘરેણાઓનું પોટલું બાધ."

ભદ્દા:—પણ આર્ય, મારો અપરાધ શો?

શ૦:—હું બાધા ઉતારવા માટે આવ્યો છું એ તને ખરૂં શી રીતે લાગ્યું? હુ તો આ દેવતાનું કાળજું સુદ્ધા ફાડી ખાઉં. તારા ઘરેણા લઇને નાસી જવું, એટલા જ ઉદ્દેશથી હુ તને અહી લઈ આવ્યો.

ભદ્દા:—પણ આર્ય, આ ઘરેણાં તેમ જ હું શું તમારી નથી?

શ૦:—અમે આ પ્રેમભાષા સમજતા નથી. તારાં ઘરેણા તે તારાં, અને મારા તે મારા!

ભદ્દા:—ત્યારે જો એમ જ કરવું હોય તો છેવટે મને આટલું તો કરવા જ દો કે, આમ અલંકૃત શરીરે જ તમને આગળથી ને પાછળથી ભેટી લેવા દો.

**શ૦:**—ઠીક ત્યારે ! એમ કર.

એ એને આગળથી ભેટી, અને પાછળથી ભેટતી વખતે એકદમ જોરથી ધક્કો મારી એને એ ડુંગર ઉપરથી નીચે ખીણમાં હડસેલી મૂક્યો. નીચે પડતાં પડતાં જ **શત્રુક**ના ભૂકેભૂકા ઉડી ગયા. એટલે ત્યાંની વનદેવતા બોલી, "બધે જ ઠેકાણે પુરુષનું ડહાપણ ચાલે છે એમ નથી. પ્રસંગ આવી પડતાં ચાણાક્ષ સ્ત્રી પણ પોતાનુ ડહાપણ બતાવી આપે છે."[1]

આવી સ્થિતિમા ઘેર જવું યોગ્ય નથી, એમ લાગલાથી **ભદ્રા** એક [2]**નિર્ગ્રંથો**ના આશ્રમમાં ગઇ, અને ત્યા પ્રવ્રજ્યાની યાચના કરી. એમણે તાડફળના ગોટલાથી એના વાળ ખેંચી કાઢી એને પ્રવ્રજ્યા આપી. ફરીથી વાળ વધવા લાગ્યા ત્યારે એ કુંડલાકાર થયા. તેથી લોકો એને 'કુંડલકેસા' કહેવા લાગ્યા.

**નિર્ગ્રંથો**ના પંથમાં નિષ્ણાત થઇ એ વાદવિવાદ કરતી ફરવા લાગી. કોઇ પણ ગામની પાસે આવી પહોચે એટલે ત્યા એક રેતીનો ઢગલો કરી એના પર એ જાંબુડીની ડાળી રોપતી; અને કહેતી કે, જે કોઇ શ્રમણ કે બ્રાહ્મણ મારી સાથે વાદવિવાદ કરવા માટે તૈયાર હોય તે આ ડાળીપર પગ મૂકીને પસાર થાય. **શ્રાવસ્તી**મા આવી રીતે ડાળી રોપીને એ શહેરમા ગઇ હતી એટલામા **સારિપુત્તે** છોકરાઓ પાસે એ ડાળી પગ તળે છુંદાવી નાખી, અને **ભદ્રા**નાં આહ્વાનનો સ્વીકાર કરી બધા લોકોના દેખતાં વાદવિવાદ કરી એને હરાવી. તેથી **નિર્ગંથો**ના પંથનો ત્યાગ કરી **ભદ્રા** ભિક્ષુણી થઇ

ઉપરની વાત **મનોરથપૂરણી**મા અને **થેરીગાથા**ની અટ્ઠકથામા

---

૧. नसो सब्बेसु ठानेसु पुरिसो होति पण्डितो ।
इत्थी पि पण्डिता होति, तत्थ तत्थ विचक्खणा ॥
આ ગાથા **થેરી-અપદાન**માં છે, અને **મનોરથપૂરણી**માં પણ એ લીધેલી છે.

૨ જૈનસંપ્રદાયને પૂર્વે **નિર્ગ્રંથસંપ્રદાય** કહેતા હતા.

પણ મળી આવે છે. પરંતુ ખુદ્દ થેરીગાથામાં એની પાચ ગાથાઓ છે. તેમાંથી પહેલી ચાર નીચે પ્રમાણે છે:—

लूनकेसी पङ्कधरी एकसाटी पुरे चरिं।
अवज्जे वज्जमतिनी वज्जे चावज्जदस्सिनी ॥१॥

दिवाविहारा निक्खम्म गिज्झकूटम्हि पब्बते।
अद्दसं विरजं बुद्धं भिक्खुसङ्घपुरक्खतं ॥ २ ॥

निहच्च जानुं वन्दित्वा सम्मुखा पञ्जलिं अहं।
एहि भद्दे ति अवच सा मे आसूपसम्पदा ॥ ३ ॥

चिण्णा अङ्गा च मगधा वज्जी कासी च कोसला।
अनणा पञ्ञास वस्सानि रट्ठपिण्डं अभुञ्जिहं ॥ ४ ॥

(૧) જેના વાળ ખેંચી કાઢવામા આવ્યા હતા, જેના દાંતપર મેલ બાઝી ગયો હતો અને જેણે એક જ વસ્ત્ર ધારણ કર્યું હતું, એવી હું (**નિર્ગ્રંથ ભિક્ષુણી**) હતી. જે અયોગ્ય હોય તેને હું યોગ્ય માનતી, અને જે યોગ્ય હોય તેને હું અયોગ્ય માનતી.

(૨) દિવસે ગૃધ્રકૂટ પર્વત પર ગએલી ત્યારે ભિક્ષુસંઘે પુરસ્કૃત કરેલા વિમલ બુદ્ધને મેં જોયા.

(૩) ઘુંટણીએ પડી, હાથ જોડી, હું સામી ઉભી રહી; '**ભદ્દા** આ॰ ધર્મમા આવ,' એમ **ભ**ગવાન બોલ્યા, અને એ જ મારી ઉપસંપદા થઈ.

(૪) **અં**ગ, મગધ, વજ્જી, કાશી અને **કો**સલ—એ દેશોમા મેં (ઉપદેશ કરતા કરતા) પ્રવાસ કર્યો છે. આજ પચાસ વરસ થયાં હું ઋણમુક્ત થઇ રાષ્ટ્રપિંડ ખાઉં છું.[1]

**૧. આ ગાથાઓ અને અપદાનમાં આપેલી ભદ્દાની વાત મળતી આવે છે. પરંતુ સારિપુત્તે એને ભિક્ષુણી બનાવી એ વાત અપદાનમાં મળી આવતી નથી.**

## ૫૧

## ભદ્દા કાપિલાની[1]

"પૂર્વ જન્મને યાદ કરનારી ભિક્ષુણીશ્રાવિકાઓમાં ભદ્દા કાપિલાની શ્રેષ્ઠ છે."

આની હકીકત મહાકાશ્યપની વાતમા (પ્ર. ૪) આવી જ ગઇ છે મહાકાશ્યપને જમણે રસ્તે મોકલી ભદ્દા ડાબે રસ્તે ઠેઠ ભિક્ષુણી-ઉપાશ્રયમા ગઇ, અને ભિક્ષુણી થઈ. થેરી–ગાથામા મળી આવતી એની ચાર ગાથાઓમાથી છેલ્લી ગાથા આ પ્રમાણે છે:—

**दिस्वा आदीनवं लोके उभो पब्बजिता मयं।**
**त्यम्ह खीणासवा दन्ता सीतिभूतम्ह निब्बुता ॥**

અર્થ:—આ સંસારમા દોષ માલમ પડવાથી અમે બંનેએ પ્રવ્રજ્યા લીધી. હવે અમારી વાસનાઓનો ક્ષય થયો છે, અમે દાન્ત થયા છીએ, શાન્ત થયા છીએ, અમે નિર્વાણને પ્રાપ્ત થયાં છીએ.

## ૫૨

## ભદ્દા કચ્ચાના

"અભિજ્ઞાલાભિની[2] ભિક્ષુણીશ્રાવિકાઓમા ભદ્દા કચ્ચાના શ્રેષ્ઠ છે."

આ આપણા બોધિસત્ત્વની પત્ની, અને રાહુલની માતા. મહાપ્રજાપતી ગૌતમીની સાથે એણે પણ પ્રવ્રજ્યા લીધી. થેરીગાથામા એની ગાથાઓ મળી આવતી નથી; પણ થેરી-અપદાનમા યશોધરાનું એક મોટું અપદાન છે. ૮ ઉપરથી યશોધરા આ જ હોવી જોઇએ, એમ લાગે છે. એ આખું અપદાન અહી આપી શકાય તેમ નથી.

---

૧. 'કપિલાની' એવો પાઠ પણ મળી આવે છે.

૨. જૂદી જૂદી જાતની સિદ્ધિઓ બતાવવી, દિવ્ય શ્રોત્ર, બીજાના મનમાં શું છે તે જાણવું, પૂર્વજન્મ યાદ હોવો, દિવ્ય ચક્ષુ તથા આર્યસત્યોનુ જ્ઞાન એવી છ અભિજ્ઞાઓ છે.

એના ચરિત્ર સાથે મળતાં આવતા કેટલાક વાક્યોનો સારાંશ માત્ર આપ્યો છે:—

પુષ્કળ ભિક્ષુણીઓને સાથે લઇ એ ઋદ્ધિમતી (**યશોધરા**) **સંબુદ્ધની પાસે** આવી, અને એને નમસ્કાર કરી બોલી, "હવે મારી ઉમર ૭૮ વરસની થઇ છે. હવે જીંદગી થોડી બાકી રહી છે. તમને છોડીને હું જનાર છું, મારો મોક્ષ મેં મેળવી લીધો છે. આ સંસારમા જો મારે હાથે તમારો કંઈ અપરાધ થયો હોય તો મને ક્ષમા કરો... 'ઉપકાર કરનારી, સુખદુઃખમા સમાન રહેનારી, સદર્થ બતાવનારી અને અનુકંપા રાખનારી એવી જે સ્ત્રી હોય તે જ ખરી છે,' એવી રીતે તમે જેની સ્તુતિ કરી છે, તે હું તમારી પૂર્વાશ્રમની પત્ની છું."

• કાળુદાયીની વાતમાં (પ્ર. ૩૨) રાહુલમાતા અને **બો**ધિસત્વ એક જ દિવસે જન્મ્યા હતાં એવું કહ્યું છે. એને સત્ય માનીએ, તો **ભ**ગવાનના પરિનિર્વાણ પહેલાં બે વરસ પૂર્વે જ એણે આ અપદાન કહેલું હોવું જોઈએ, એમ કહેવું જોઇએ. એ જ વરસે એ પરિનિર્વાણ પામી.

## ૫૩

## કિસા ગોતમી

"રૂક્ષ ચીવર ધારણ કરનારી ભિક્ષુણીશ્રાવિકાઓમા કિસા **ગો**તમી શ્રેષ્ઠ છે."

એનો જન્મ **શ્રા**વસ્તીમા એક ગરીબ કુટુંબમા થયો હતો. ઉંમર લાયક થતા એનું લગ્ન થયું, પણ ગરીબ કુળની હોવાથી સાસરીયામા એની અવહેલના થવા લાગી. કેટલોક વખત વીત્યા બાદ એને એક છોકરો થયો, અને એથી એનું માન વધવા લાગ્યું. છોકરો મોટો થઈ આમતેમ નાચવા કૂદવા લાગ્યો, એટલામા જ કોઇ રોગથી એ મરણ પામ્યો. ત્યારે એ અત્યંત શોકાતુર થઈ, 'આને કંઇ ઓસડ આપો; આને કંઇ દવા આપો,' એમ બૂમો

પાડતી આમથી તેમ ફરવા લાગી; અને 'મરેલાનું ઓસડ શું?' એમ કહી લોકો એની મશ્કરીઓ કરવા લાગ્યા. પણ એથી એનું ભેજું ઠેકાણે ન આવતા વધારે ને વધારે ચસકવા લાગ્યું. ત્યારે એક ડાહ્યા માણસે એને કહ્યું, "આ સામેના વિહારમાં ભગવાન બુદ્ધ રહે છે. એમની પાસે જઇ તું તારા છોકરા માટે ઓસડ માગ." એને એ ખરૂ લાગ્યું અને એ ભગવાન પાસે જઇ ઓસડ માગવા લાગી.

ભગવાન બોલ્યા, "ઓસડ માટે તુ મારી પાસે આવી એ તેં ઠીક કર્યું. હવે તું એમ કર. શહેરમા જા. અને જે ઘરમા જેનું કોઈ પણ આપ્તેષ્ટ મરણ ન પામ્યું હોય તેની પાસેથી ચપટી રાઇના દાણા લઇ આવ." એ સંતોષ પામી શહેરમા ગઈ, અને જે મળે તેની પાસે રાઇના દાણા માગવા લાગી. લોકોએ એને રાઈના દાણા આપવા માંડયા. પણ એણે કહ્યું, "તમારા ઘરના કોઇ મનુષ્યનું કોઈ સગુસંબંધી મરણ નથી પામ્યુ ને?"

લોકો કહેતા, "અલિ ગોતમી, તુ આ શું બોલે છે? અહી તો જીવતા કરતા મરેલા માણસોની સંખ્યા જ વધારે." એટલે તે રાઇ ન લેતા બીજે ઘેર જતી. આ પ્રમાણે ઘણા ઘર ફરી આવી; ત્યારે તેને જ્ઞાન થયુ કે આ જ જગતનો નિયમ છે. એમ જાણી છોકરાનુ પ્રેત સ્મશાનમા ફેંકી દઇ એ મનમા જ બોલી, 'અનિત્યતા (મરણ) એ એક ગામ, શહેર કે કુટુંબનો જ સ્વભાવ નથી, દેવલોક સાથે અખિલ વિશ્વનો આ જ ધર્મ છે.[1]'

---

૧. મૂળ ગાથા અપદાનમાં છે અને મનોરથપૂરણીમાં પણ એને ગ્રથિત કરી છે:—

न गामधम्मो नो निगमस्स धम्मो
न चापय एककुलस्स धम्मो।
सब्बस्स लोकस्स सदेवकस्स
एसो व धम्मो यदिदं अनिच्चता॥

ત્યાર પછી એ ભગવાન પાસે પાછી આવી. ભગવાને એને ધર્મોપદેશ કર્યો, અને એ ભિક્ષુણી થઈ.

**ભિક્ખુનીસંયુત્તમા** એના **માર** સાથે થએલા સંવાદની હકીકત છે. એનો સારાંશ આ પ્રમાણે છેઃ—

સવારના પહોરમા **કિસા ગોતમી શ્રાવસ્તીમા** ભિક્ષાટન કરી જમી રહ્યા પછી વિશ્રાંતિ લેવા માટે **અંધવનમા** જઇ એક ઝાડ નીચે બેઠી. એને ભય તથા લોમહર્ષ ઉત્પન્ન કરવાના અને સમાધિમાંથી ચ્યુત કરવાના ઉદ્દેશથી **માર** ત્યાં આવ્યો અને બોલ્યો, "કેમ અલિ, મરી ગએલા છોકરાની મા જેવી દેખાય છે તો. તારૂં મોઢું રોતલ દેખાય છે. અહીં જંગલમા એકલી શા માટે બેઠી છે? કોઇ પુરુષને કેમ શોધી કાઢતી નથી?"

**કિસા ગોતમી** બોલી, "મારો છોકરો જરૂર મરણ પામ્યો છે. બધા માણસોની છેવટે એ જ ગતિ થવાની છે. તેથી હું શોક પણ કરતી નથી અને રડતી પણ નથી; અને હે **માર**, તારાથી ગભરાતી પણ નથી. સર્વ ઠેકાણે, મારી તૃષ્ણાનો નાશ થયો છે, અંધકારરાશિનો વિધ્વંસ થયો છે; મૃત્યુની સેના પર જીત મેળવી મેં અર્હત્પદ મેળવ્યું છે."

પોતાને **કિસા ગોતમી** કળી ગઈ, એમ જાણી દુઃખી અંતઃકરણે **માર** ત્યાં જ અંતર્ધાન થયો.

## ૫૪

## સિગાલમાતા

"શ્રદ્ધાળુ ભિક્ષુણીશ્રાવિકાઓમાં **સિગાલમાતા** શ્રેષ્ઠ છે."

એનો જન્મ **રાજગૃહ** નગરમાં એક શ્રેષ્ઠિકુળમા થયો હતો. મોટી થતાં એક સમાનજાતિ યુવાન સાથે એનું લગ્ન થયુ. એને જે છોકરો થયો તેનું નામ '**સિગાલ**' પાડવામાં આવ્યું; અને તેથી એને **સિગાલમાતા** કહેતા. **થેરીગાથામાં** એની ગાથાઓ મળી આવતી

નથી. પરંતુ થેરી–અપદાનમાં એનું એક અપદાન છે. એના પરથી એવુ જણાય છે કે, દિશાઓની પૂજા[1] કરતા જે સિગાલને ભગવાને ઉપદેશ કરી સન્માર્ગે દોર્યો, તેની જ આ મા હતી. એ કહે છે—

**पच्छिमे च भवे दानि गिरिब्बजपुरुत्तमे ।**
**जाता सेट्ठिकुले फीते महारतनसचये ॥ १ ॥**
**पुत्तो सिगालिको नाम ममासि विपथे रतो ।**
**दिट्ठिगहनपक्खन्दो दिसापूजनतप्परो ॥ २ ॥**
**नानादिसा नमस्सन्तं पिण्डाय नगरं वजं ।**
**तं दिस्वा ओवदी बुद्धो मग्गे ठत्वा विनायको ॥ ३ ॥**

અર્થ:—(૧) આ છેલ્લા જન્મમા હુ ગિરિવ્રજ (રાજગૃહ) નામના શ્રેષ્ઠ નગરમા અત્યંત શ્રીમત અને સમૃદ્ધ શ્રેષ્ઠિકુળમા જન્મી. (૨) ખોટે માર્ગે ચડેલો, મિથ્યાદષ્ટિના જંગલમા પ્રવિષ્ટ થએલો, દિશાઓની પૂજામાં તત્પર એવો સિગાલક નામનો મારો પુત્ર હતો. (૩) એ દિશાઓની પૂજા કરતો હતો તે વખતે શહેરમા પિણ્ડપાત માટે જતી વખતે, વિનાયક બુદ્ધે એને જોયો, અને રસ્તામાં થોભી એને ઉપદેશ કર્યો.

---

# ઉપાસકો

## ૫૫ અને ૫૬

## તપુસ્સ અને ભલ્લિક

"પ્રથમ શરણ ગએલા ઉપાસકોમા તપુસ્સ અને ભલ્લિક એ પહેલા છે."

એમનો જન્મ ઉત્કલ દેશના એક કુટુંબમા થયો હતો. તપુસ્સ એ મોટો ભાઈ, અને ભલ્લિક નાનો ભાઈ. તેઓ મોટા થયા એટલે મધ્યદેશમા વેપાર કરી પોતાનું ગુજરાન ચલાવવા લાગ્યા.

---

1. બુદ્ધલીલાસારસંગ્રહ. ભાગ ૩ પ્ર૦ ૧ લું જુઓ.

સંબોધિજ્ઞાન થયા પછી ત્રીજે અઠવાડિયે **બોધિવૃક્ષથી થોડે** દૂર રાજાયતન વૃક્ષ નીચે **ભ**ગવાનન બેઠા હતા. એ બંને ભાઇ વેપાર માટે એ માર્ગે થઈ જતા હતા. ત્યા તેમને એક દેવતાએ **ભ**ગવાનને દાન આપવાનો ઉપદેશ કર્યો. એ પ્રમાણે **ભ**ગવાન પાસે જઈ એમણે એમને સાદો સત્તુ, તથા મધુશર્કરાદિ મિશ્રિત સત્તુ આપ્યો; અને તેઓ **ભ**ગવાનના ઉપાસક થયા. તે વખતે સંઘની સ્થાપના થઇ નહોતી; તેથી '**ભ**ગવાનને શરણ જઉં છું, **ધર્મ**ને શરણ જઉં છું,' એ બે વચનથી જ તેઓ શરણ ગયા. તેથી તેમને 'દ્વિવાચિક' ઉપાસક કહે છે. આટલે સુધીની વાત **મ**હાવગ્ગની શરૂઆતમા મળી આવે છે.

પછીથી **ભ**ગવાને એ બેને પોતાના માથાના આઠ વાળ આપ્યા. પોતાને દેશ જઈ એમણે એ વાળ પર મોટો ચૈત્ય બાંધ્યો. એમાથી ઉપોસથને દિવસે આસમાની રંગના કિરણ નીકળતાં, એવી દંતકથા **મ**નોરથપૂરણીમા મળી આવે છે એમાંથી એક વાળ **અ**શોકના વખતમાં **મો**ગ્ગલિપુત્તતિસ્સ મહાસ્થવિરે સુવર્ણભૂમિ મોકલેલા **સો**ણ અને ઉત્તર એ બે સ્થવિરો **બ્ર**હ્મદેશ લઇ ગયા; અને એના ઉપર જ અત્યારનો રંગુનનો અત્યંત ભવ્ય સુવર્ણ ચૈત્ય (**स्वे–डगून फया**) બાધવામા આવ્યો છે, એવી બ્રહ્મી લોકોની માન્યતા છે.

## ૫૭

## અનાથપિંડિક

"દાયક ઉપાસકોમાં ગૃહપતિ સુદત્ત **અ**નાથપિંડિક શ્રેષ્ઠ છે."

એનો જન્મ શ્રાવસ્તીમાં સુમનશ્રેષ્ઠીના કુટુંબમાં થયો હતો. સુદત્ત એ એનું નામ. એ ગરીબ લોકોને પિંડ (ભિક્ષા) આપતો, તેથી એને **અ**નાથપિંડિક કહેતા, અને એ જ નામથી આગળ જતાં એ પ્રસિદ્ધ થયો. રાજગૃહમા એ **ભ**ગવાનને કેવી રીતે મળ્યો, અને પછીથી શ્રાવસ્તી જઇ જેતવનવિહાર કેવી રીતે બંધાવ્યો, એ બધી હકીગત ચુલ્લવગ્ગમાં આપેલી છે. એનો સારાંશ **બુદ્ધલીલાસાર-સંગ્રહ**ના બીજા ભાગમાં (પ્ર. ૯) આપેલો હોવાથી અત્રે આપવામાં

આવતો નથી. **ભ**ગવાને ઉપદેશ કરવાની શરૂઆત કાશીમાં કરી હોય તો પણ એમની પ્રસિદ્ધિ **બિં**બિસાર રાજાની હયાતીમાં **રા**જગૃહમાં વિશેષ થઇ; અને ત્યાંથી જ **અ**નાથપિંડિક આમંત્રણ કરી એમને **શ્રા**વસ્તી લઇ ગયો.

**અ**જાતશત્રુએ **બિં**બિસાર રાજાને મારી નાખી બળાત્કારે રાજગાદી ઝુંટાવી લીધી,અને એ **દે**વદત્તની પાછળ પડયો ત્યારથી **ભ**ગવાન **બુ**દ્ધ વર્ષાવાસ માટે ઘણું ખરૂ **શ્રા**વસ્તી જ રહેતા. ત્યા **જે**તવનના જેવો જ **વિ**શાખાએ બંધાવેલો એક પ્રાસાદ હતો આ બંને ઠેકાણે **ભ**ગવાન વારાફરતી રહેતા. **પ**સેનદિ **કો**સલ રાજાએ **ભ**ગવાન માટે જાદો વિહાર બાંધ્યો ન હતો; તો પણ **ભ**ગવાન પર એનો ઘણો પ્રેમ હતો, અને એ વારંવાર **જે**તવનમા જઇ **ભ**ગવાનની મુલાકાત લેતો. તેથી **ભ**ગવાનને ઘણું ખરૂં **શ્રા**વસ્તીમા કોઇના તરફથી પણ દખલ થતી નહોતી, અને પાછલી જીંદગીમા, ચાતુર્માસ માટે ત્યા જ રહેવું એમને ઠીક લાગતું હોવું જાઇએ. તેથી સ્વાભાવિક રીતે જ, **અ**નાથપિંડિકના આરામમાં રહીને **ભ**ગવાને કરેલા ઉપદેશની સંખ્યા ઘણીજ મોટી છે.

**અ**નાથપિંડિકોવાદ નામનું **મ**જ્ઝિમનિકાયમા એક સુત્ત છે. તે ઉપરથી તથા **સં**યુત્તનિકાયમાના **સો**તાપત્તિ–સંયુત્તમામાનાં કેટલાક સુત્તો ઉપરથી એમ જણાય છે કે, અંતકાળે **સા**રિપુત્તે **અ**નાથપિંડિકને ઉપદેશ કર્યો, જેથી અત્યંત વેદનાઓ થતી હોવા છતાં પણ એ શાંતિથી મરણ પામ્યો. એટલે **અ**નાથપિંડિક **બુ**દ્ધ **ભ**ગવાનના પરિનિર્વાણ પહેલા ઘણા વર્ષો ઉપર ગુજરી ગયો હોવો જોઇએ. કારણ કે **ભ**ગવાનના પરિનિર્વાણને વખતે **સા**રિપુત્ત હયાત નહોતો. **અ**નાથપિંડિક મોટો પંડિત નહોતો; કેવળ દાતા હતો. તો પણ **બૌ**દ્ધ સાહિત્યમા એનું નામ અજરામર થઇ ગયું છે.

## ૫૮

## ચિત્ર (ચિત્ત) ગૃહપતિ

" ધર્મોપદેશ કરનારા ઉપાસકશ્રાવકોમા **ચિ**ત્ર ગૃહપતિ શ્રેષ્ઠ છે."

આ **મગધ** દેશમા **મક્ષિકાશંડ** નગરમાં એક શ્રેષ્ઠિકુળમાં જન્મ્યો હતો, અને બાપના મરણ પછી પોતે નગરશેઠ થયો. **પંચવર્ગીય** ભિક્ષુઓમાંથી **મહાનામ** સ્થવિર **મક્ષિકાશંડ**માં આવેલા, ત્યારે એનો ઉપદેશ સાભળી **ચિત્ર** પ્રસન્ન થયો; અને એ સ્થવિર માટે એણે **અંબાટકારામ** નામના ઉદ્યાનમા વિહાર બંધાવી આપ્યો. એ ઉદ્યાનની પાસે જ **ચિત્રનું મિગપથક** નામનું એક ગામડું હતું. એ ત્યા વારંવાર જતો અને જતાં આવતાં આ વિહારમાં વાસો રહેલા ભિક્ષુઓની પણ મુલાકાત લેતો. એ બીજા ભિક્ષુઓને **સુધર્મ** નામના ભિક્ષુ દ્વારા નોતરૂં મોકલતો; પરંતુ **સારિપુત્ત મોગ્ગલ્લાન** જેવા પ્રસિદ્ધ ભિક્ષુઓને એણે જાતે આમંત્રણ કર્યાની હકીકત પહેલા ભાગમા (કલમ ૭૫) આવી ગઈ છે. એ ઉપાસક થયો હતો તો પણ ઘણા કાળ સુધી એને **બુદ્ધદર્શન**નો લાભ મળ્યો નહિ. પછીથી ખાસ **રાજગૃહ**માં જઈ એ **ભગવાન**ને મળ્યો, એવું **મનોરથપૂરણી**માં કહેલું છે.

**સંયુત્તનિકાય**માં **ચિત્તસંયુત્ત** નામનું એને વિશે એક પ્રકરણ છે. એમા દસ સુત્તો છે. એમાંથી કેટલાક સુત્તોમાં **ચિત્રે** ભિક્ષુઓને પૂછેલા પ્રશ્નો છે, અને કેટલાકમાં **ભગવાન**ના ઉપદેશનું એણે જાતે જ વિવેચન કરેલું છે. છેલ્લાં ત્રણ સુત્તોનો એના ચરિત્ર સાથે વિશેષ સંબંધ હોય એમ લાગે છે; તેથી એમનો સારાંશ નીચે આપ્યો છે:–

(૧) તે વખતે **નિગણ્ઠ નાથપુત્ત**[૧] મોટા નિગણ્ઠસમુદાય સાથે **મક્ષિકાશંડ** આવ્યા હતા. કેટલાક ઉપાસકોને સાથે લઇ **ચિત્ર** ગૃહપતિ એમની પાસે ગયો, અને ખબર અંતર પૂછી એક બાજુએ બેઠો. ત્યારે **નાથપુત્તે** એને કહ્યું, “હે ગૃહપતિ, અવિતર્ક અવિચાર સમાધિ છે, એ શ્રમણ **ગોતમ**ના કહેવા પર તારી શ્રદ્ધા છે?”

**૧. જૈન તીર્થંકર મહાવીર સ્વામીને નિગણ્ઠ નાથપુત્ત (નિર્ગ્રન્થ જ્ઞાતપુત્ર) કહેતા. આ વાત જેવી રીતે બૌદ્ધ ગ્રંથોમાં મળી આવે છે તેવી આપી છે. આમાં સાંપ્રદાયિક દ્વેષથી અતિશયોક્તિ હોવાનો સંભવ છે. જૈનવાચક આ પ્રસંગ વાંચી ઉદ્વિગ્ન ન થાય એમ વિનંતિ છે.**

**ચિત્ર**:—ભદંત, એ બાબતમાં **ભગ**વાન પર શ્રદ્ધા રાખવાનું કારણ નથી જણાતુ.

**ચિત્ર**નું આ કથન સાભળી **નાથ**પુત્તે પોતાના સમુદાય તરફ જોઈ કહ્યું, "આ **ચિત્ર** ગૃહપતિ કેટલો બધો સાદો અને સીધો આદમી છે, જુઓ! વિતર્ક વિચારોનો નિરોધ કરનાર માણસ પવનને જાળમા કેદ કરનાર, કે ગંગાના પ્રવાહને પોતાની મૂઠીથી અટકાવવાનો પ્રયત્ન કરનાર હોવો જોઈએ."

**ચિત્ર** બોલ્યો, ભદંત, આપ અનુભવ-જ્ઞાનને મહત્ત્વ આપો છો કે શ્રદ્ધાને?

**નાથ૦**:—હે ગૃહપતિ, શ્રદ્ધા કરતા અનુભવ જ્ઞાન જ શ્રેષ્ઠ છે.

**ચિત્ર**:—ભદંત, જ્યારે જ્યારે ઇચ્છા થાય, ત્યારે ત્યારે હું સવિતર્ક સવિચાર એકાંતથી પ્રાપ્ત થએલું પ્રીતિસુખ જેમા છે, એવા પ્રથમ ધ્યાનમાં મગ્ન થાઉં છુ. જ્યારે ઇચ્છા થાય, ત્યારે વિતર્ક-વિચાર શાત કરી વિતર્કવિચારવિરહિત દ્વિતીય ધ્યાનમા મગ્ન થાઉ છુ...તૃતીય...ચતુર્થ ધ્યાનમાં મગ્ન થાઉં છુ. એટલે સ્વાભાવિક રીતે જ, અવિતર્ક અવિચાર સમાધિ છે, એ જાણવા માટે કોઇ પણ શ્રમણ પર કે બ્રાહ્મણ પર શ્રદ્ધા રાખવાની મારે જરૂર નથી.

એ સાભળી **નાથ**પુત્ત ફરીથી પોતાના શિષ્યસમુદાય તરફ ફરીને બોલ્યા, "આ **ચિત્ર** ગૃહપતિ કેવો ઉદ્ધત અને શઠ છે, જુઓ!"

**ચિત્ર**:—ભદંત, હમણાં જ તમે મને સાદો અને સીધો કહેતા હતા, અને આટલી વારમા જ પાછો ઉદ્ધત અને શઠ કહો છો! કાં તો તમારૂ પ્રથમ ભાષણ અસત્ય હોવું જોઇએ કે કાં તો અંતિમ ભાષણ અસત્ય હોવું જોઇએ.

ત્યાર પછી **નાથ**પુત્તને બીજા દસ પ્રશ્નો[1] પૂછી એમના ઉત્તરોની રાહ ન જોતા **ચિત્ર** ગૃહપતિ ત્યાથી ચાલ્યો ગયો.

---

૧. આ પ્રશ્નોનો ચિત્રના ચરિત્રની સાથે કોઇ જાતનો સંબંધ ન હોવાથી, એ પ્રશ્નો અત્રે આપ્યા નથી.

(૨) એક વખત ચિત્રનો પહેલાનો મિત્ર અચેલ (નગ્ન) કાશ્યપ મક્ષિકાશંડ આવ્યો હતો. ચિત્ર ગૃહપતિ, એ હતો ત્યાં જઈ ખબર અંતર પૂછી એક બાજુએ બેઠો, અને બોલ્યો, "ભદંત કાશ્યપ, પરિવ્રાજક થયે તને કેટલા વર્ષ થયા ?"

કા૦:—હે ગૃહપતિ, પરિવ્રાજક થયે મને ત્રીશ વર્ષ થયા.

ચિત્રઃ—પણ ભદંત, આ ત્રીશ વર્ષોમાં તમે સામાન્ય લોકો કરતા કંઇ વિશેષ જ્ઞાન મેળવ્યુ છે કે નહિ ?

કા૦:—શરીરની નગ્નતા, શિરોમુડન અને વાળની ચમરી એ વગર બીજું કંઇ પ્રાપ્ત થયુ નથી

ચિત્રઃ—વાહ વાહ રે વાહ વાહ ! આ તમારા પંથને ઘણો જ સારો કહેવો જોઇએ ! જેમાં ત્રીશ વરસ સુધી રહી નગ્નતા, શિરોમુંડન અને ચમરી એ વગર બીજું કશું પ્રાપ્ત થતુ નથી !

કા૦:—પણ ગૃહપતિ, કહે જોઇએ કે તને બુદ્ધોપાસક થયે કેટલા વર્ષ થયાં ?

ચિત્રઃ—મને પણ ઉપાસક થયાને ત્રીશ વરસ થયાં.

કા૦:—વારૂ, આ ત્રીશ વરસમા તેં પણ કંઈ મેળવ્યું છે કે ?

ચિત્રઃ—એમા શી શંકા ? હું ફાવે ત્યારે ચારે ધ્યાન મેળવી શકું છું. ( આ ઠેકાણે ચિત્રે ચાર ધ્યાન કેવી રીતે મેળવી શકાય છે તે કહ્યું.)

ચિત્ર ગૃહપતિનું કહેવું સાભળી અચેલ કાશ્યપ પ્રસન્ન થયો; અને બુદ્ધધર્મમાં પ્રવ્રજ્યા માગવા લાગ્યો. ચિત્રે એને સ્થવિર ભિક્ષુઓ પાસે લઇ જઇ ઉપસંપદા અપાવી. કેટલાક વખત પછી કાશ્યપ અર્હત્પદ પામ્યો.

(૩) ચિત્ર ગૃહપતિ અસંત માંદો હતો. ત્યારે ઘણી દેવતાઓએ ભેગી થઈ એને કહ્યું, "ગૃહપતિ, આવતે જન્મે ચક્રવર્તી રાજા થઇશ, એવી ઇચ્છા કર."

ચિત્રે એમને કહ્યું, "એ (ચક્રવર્તિપદ) પણ અનિત્ય છે. એનો પણ ત્યાગ કરીને જવું પડે છે."

એ બબડે છે, એમ ધારી ચિત્રના સગાંસંબંધીઓએ કહ્યું, "આર્યપુત્ર, ઠેકાણે આવ, બબડાટ કરીશ નહિ."

ચિત્રઃ—તમે એમ કેમ કહો છો ?

તેઓ.—તું કહે છે કે 'એ પણ અનિત્ય છે. એનો પણ ત્યાગ કરીને જવું પડે છે.'

જ્યારે ચિત્રે પોતાના સગાસંબંધીઓને દેવતાઓ સાથે પોતાના થએલા સંભાષણની સમજણ પાડી, ત્યારે પોતાને પણ ઉપદેશ કરવાની એમણે ચિત્રને વિનંતી કરી. બુદ્ધ, ધર્મ અને સંઘ પર શ્રદ્ધા રાખવા માટે અને યથાશક્તિ સત્પુરુષોને દાન આપવા માટે બધાંને ઉપદેશ કરી ચિત્રગૃહપતિએ પ્રાણ છોડ્યો.

## ૫૯

## હત્થક આળવક

"ચાર સંગ્રહોથી લોકસંગ્રહ કરનારા ઉપાસકોમાં હત્થક આળવક શ્રેષ્ઠ છે."

આની વિચિત્ર વાત છેઃ—આળવક રાજા એક વખત શિકાર કરવા ગયો હતો. ત્યાંથી હરણને મારી ધનુષ્ય સાથે બાંધી એ પાછો આવતો હતો. રસ્તામાં થાક લાગવાથી એ એક વડના ઝાડ નીચે બેઠો. થાક ઉતર્યા પછી એ પાછો, જવાનો વિચાર કરતો હતો એટલામા ત્યા રહેનારા યક્ષે એને પકડ્યો. એના હાથમાથી છૂટવાનો બીજો રસ્તો ન હોવાથી રાજા, રોજનો એક માણસ અને દેગડો ભરી અન્ન આપવાનું કબૂલ કરી ત્યાંથી નાસી છૂટયો. તે દિવસથી યક્ષને દરરોજ એક માણસ અને દેગડો ભરીને અન્ન મળતુ. કેટલાક દિવસ પછી કેદખાનામાંથી કેદીઓ ખલાસ થયા, એટલે હવે આગળ શુ કરવું, એવો પ્રશ્ન ઉપસ્થિત થયો. મોટી ઉંમરના નાગરિકોને

પકડી યક્ષને ત્યાં મોકલી આપીશ તો દેશમાં ખળભળાટ થશે એમ ધારી રાજાએ તરતનાં જ જન્મેલા બાળકોને યક્ષને ત્યા મોકલવાની શરૂઆત કરી. તેથી નવ મહિના ભરાતાં પહેલાં ગર્ભવતી સ્ત્રીઓ બીજા દેશમાં જતી અને પ્રસુત થયા પછી કેટલાક મહિના ત્યાં જ રહેતી. એક દિવસ બીજો કોઈ છોકરો ન મળવાથી રાજાએ એ જ દિવસે જન્મેલો પોતાનો પુત્ર યક્ષને ત્યા મોકલ્યો.

એની આગલી રાતે **ભ**ગવાન **બુદ્ધ આ**ળવક યક્ષના નિવાસ-સ્થાનમાં આવીને રહ્યા હતા. યક્ષે એમને કહ્યું, "હે શ્રમણ, અહીંથી બહાર નીકળ." 'ઠીક છે,' એમ કહી **ભ**ગવાન ત્યાંથી બહાર નીકળ્યા. યક્ષે કહ્યું, "શ્રમણ, અંદર આવ.' 'સારૂં ત્યારે,' એમ કહી **ભ**ગવાન અંદર ગયા. આવી રીતે ત્રણ વખત બન્યું. ચોથી વખત જ્યારે યક્ષે **ભ**ગવાનને બહાર જવા કહ્યું, ત્યારે **ભ**ગવાન બોલ્યા, "આયુષ્મન્, હું અહીંથી બહાર નીકળીશ નહિ. તારે જે કરવું હોય તે કર."

યક્ષઃ—હે શ્રમણ, તને હુ પ્રશ્ન પૂછું છું. જો તારા તરફથી એના ઉત્તરો ન મળે તો હું તને ગાડપણ વળગાડીશ, તારૂ કાળજું ચીરી નાખીશ અથવા પગ ઝાલી તને ગંગાની પાર ફેંકી દઇશ.

**ભ**૦:—આયુષ્મન્, મને ગાડપણ વળગાડે, મારૂ કાળજું ચીરી નાખે અથવા તો મને પગ ઝાલી ગંગાની પાર ફેંકી દે, એવો આખી દુનિયામા કોઇ નથી. તો પણ તારી ઇચ્છા હોય તો તુ ભલે પ્રશ્ન પૂછ.

ત્યાર પછી યક્ષે **ભ**ગવાનને અનેક પ્રશ્નો પૂછ્યા; અને એના યોગ્ય ઉત્તર મળ્યા, એટલે એ **ભ**ગવાનનો ઉપાસક થયો.[૧]

બીજે દિવસે રાજપુરુષો રાજાના છોકરાને લઇ **આ**ળવક યક્ષના નિવાસસ્થાનમા આવ્યા અને એ છોકરો એની આગળ મૂક્યો.

---

૧. 'આગલી રાતે' થી માંડીને 'ઉપાસક થયો.' સુધીની હકીકત સુત્તનિપાતમાંના આળવકસુત્તને આધારે આપી છે. મનોરથપૂરણીમાં એનો ટૂંકમાં ઉલ્લેખ કરી બાકીનું કામ આળવક સુત્તની અટ્ઠકથા પર સોંપી દીધુ છે.

પરંતુ આળવક લજ્જાયમાન થઈ, નીચું માથું ઘાલી ચૂપચાપ બેસી રહ્યો. ત્યારે ભગવાન બોલ્યા, “આળવક, શરમાઇશ નહિ. આ છોકરાને લઈ મારે સ્વાધીન કર.” એ પ્રમાણે આળવકે છોકરાને પોતાના હાથમા લઇ ભગવાનના હાથમાં આપ્યો. ભગવાને ફરીથી એને આળવકના હાથમા મૂક્યો, અને આળવકે એને રાજપુરુષોને હવાલે કર્યો. આ રીતે એકના હાથમાંથી બીજાના હાથમા જવાથી એનું નામ ‘ હત્થક ’ (હસ્તક) પાડવામા આવ્યું.*

એ ચાર સંગ્રહોથી લોકસંગ્રહ કેવી રીતે કરતો હતો, તેની માહિતી અંગુત્તરનિકાયના અટ્ઠકનિપાતના ચોવીશમા સુત્તમા મળી આવે છે. એ સુત્તનો સારાશ આ પ્રમાણે છે.—

એક વખત ભગવાન આળવીમા અગ્ગાળવ ચેતિયમાં રહેતા હતા. તે વખતે હત્થક આળવક પાંચસો ઉપાસકોનો સમુદાય સાથે લઇ ભગવાન પાસે આવ્યો, અને ભગવાનને નમસ્કાર કરી એક બાજુએ બેઠો. ત્યારે ભગવાને કહ્યું, “હત્થક, આ તારો સમુદાય મોટો દેખાય છે. આ સમુદાયનો સંગ્રહ તુ કેવી રીતે કરે છે. ?”

હ૦:—ભદન્ત, આપે ચાર લોકસંગ્રહોનો+ ઉપદેશ કર્યો છે.

---

* ‘હસ્તક’ એ નામની વ્યુત્પત્તિ બેસાડવા માટે અટ્ઠકથાકારે આળવકની દંતકથાનો અહીં ઉપયોગ કર્યો છે, એ સ્પષ્ટ રીતે દેખાય છે. તો પણ આ દંતકથાનું મહત્ત્વ ઘણુ છે મહાભારતમાંના યક્ષપ્રશ્નોનો અને બકાસુરના આખ્યાનનો આની સાથે સંબંધ છે. બુદ્ધ ભગવાન આળવકના ભવનમાં ગયા, અને પોતાના યોગસામર્થ્યથી એને પોતાનો શિષ્ય બનાવ્યો એ વાત ઘણી પ્રાચીન હોવાની, બૌદ્ધસાહિત્ય અને કોતરકામ, સાક્ષી પૂરે છે. બકાસુરની તથા યક્ષપ્રશ્નોની વાત આ ઉપરથી જ રચાએલી હોવી જોઇએ; અને બકાસુરની વાત ઉપરથી હસ્તકની વાત રચાએલી હોવી જોઇએ.

+ દાન, પ્રિયવચન, અર્થચર્યા અને સમાનાત્મતા, એ ચાર લોકસંગ્રહનાં સાધનો છે. એમને પાલિ ભાષામાં ‘ संगहवत्थु ’ કહે છે. અહીં એનું ‘લોકસંગ્રહ’ એવું જ ભાષાન્તર કર્યું છે.

એ દ્વારા હું ઉપાસકસમૂહનો સંગ્રહ કરૂં છું. જેનો દાનથી સંગ્રહ કરવો યોગ્ય હોય તેનો દાનથી, જેનો પ્રિયવચનથી સંગ્રહ કરવો હોય તેનો પ્રિયવચનથી, જેનો સંગ્રહ અર્થચર્યાથી (એનું કામ કરી) કરવો યોગ્ય હોય તેનો અર્થચર્યાથી અને જેનો સમાનાત્મતાથી (એની તરફ પોતાના જેવું વર્તન રાખીને) કરવો યોગ્ય હોય તેનો સમાનાત્મતાથી સંગ્રહ કરૂં છું. મારે ત્યા સંપત્તિ છે; જો હું ભિખારી હોત, તો કદાચ હું આ ન કરી શકત.

**ભ૦**.—**હ**ત્થક, ઘણું સુંદર! ઘણું સુંદર! સમુદાયનો સંગ્રહ કરવાનો આ જ ઉપાય છે. ભૂતકાળમાં, ભવિષ્યકાળમાં કે હાલમા, જે લોકોએ લોકસંગ્રહ કર્યો હશે, કરશે કે કરતા હશે તે બધાઓએ આ જ ઉપાયથી લોકસંગ્રહ કર્યો હશે, ભવિષ્યમાં આ જ ઉપાયથી કરશે અને હાલમાં આ જ ઉપાયથી કરે છે.

આટલો સંવાદ થયા પછી **હ**ત્થક **ભ**ગવાનને નમસ્કાર તથા પ્રદક્ષિણા કરી ત્યાથી ચાલ્યો ગયો. એટલે **ભ**ગવાને ભિક્ષુઓને કહ્યું, “ભિક્ષુઓ, **હ**ત્થક **આ**ળવક શ્રદ્ધા, શીલ, હ્રી (લજ્જા), અવત્રપ્ય (લોકાપવાદભય), બહુશ્રુતતા, ત્યાગ, પ્રજ્ઞા અને અલ્પેચ્છતા, એ આઠ ગુણથી યુક્ત છે. આ આઠ ઉત્તમ ગુણો **હ**ત્થકમા વસે છે એમ જાણો.’

## ૬૦

## મહાનામ શાક્ય

“ઉત્તમ દાન આપનારા ઉપાસકોમા **મ**હાનામ **શા**ક્ય શ્રેષ્ઠ છે.”

આની હકીકત **અ**નુરુદ્ધની વાતમાં (પ્ર. ૫) આવી ગઇ છે. **ભ**ગવાન ભિક્ષુસંઘ સાથે કપિલવસ્તુ જતા, ત્યારે એમની તથા ભિક્ષુસંઘની વ્યવસ્થા રાખવામા એ જ આગળ પડતો ભાગ લેતો. એક ચોમાસામાં એણે ભિક્ષુસંઘને ઔષધિપદાર્થ પૂરા પાડવાની જવાબદારી પોતાને માથે રાખી હતી, એ હકીકત બીજા ભાગમા (કલમ ૯૬) આવી જ ગઈ છે. એને ઉદ્દેશીને **ભ**ગવાને ઉપદેશેલાં ઘણાં સૂત્રો

સુત્તપિટકમાં છે. ઉપદેશની દૃષ્ટિએ એમનું મહત્ત્વ ઘણું છે. પરંતુ એથી મહાનામના ચરિત્ર પર વધારે પ્રકાશ પડતો નથી.

## ૬૧

## ઉગ્ગગૃહપતિ વૈશાલિક

"વહાલી વસ્તુઓ આપનારા ઉપાસકોમાં ઉગ્ગગૃહપતિ વૈશાલિક શ્રેષ્ઠ છે."

એનો જન્મ વૈશાલીમા એક શ્રેષ્ઠિકુળમા થયો હતો. ગુણ તથા શરીરથી એ ઉદ્ગત (ઉંચો) હતો, તેથી એને ઉગ્ગ કહેતા. એની તથા ભગવાનની મુલાકાત કેવી રીતે થઈ, અને એ કેવી જાતનો ઉપાસક થયો, તેનું વર્ણન અંગુત્તરનિકાયના અટ્ઠકનિપાતના એકવીશમા સૂત્રમા મળી આવે છે. એનો સારાંશ આ પ્રમાણે છે:—

એક વખત ભગવાન બુદ્ધ વૈશાલીમાં મહાવનમા કૂટાગારશાલામાં રહેતા હતા. ત્યા તેમણે ભિક્ષુઓને ઉદ્દેશી કહ્યું, "ભિક્ષુઓ, ઉગ્ગગૃહપતિ વૈશાલિક આઠ ઉત્તમ ગુણોથી યુક્ત છે એમ જાણો." એમ બોલી તેઓ વિહારમા ગયા.

ત્યા હાજર રહેલો એક ભિક્ષુ સવારના પહોરમ. વૈશાલીમાં પિંડપાત માટે ગયો, ત્યારે ઉગ્ગગૃહપતિને ઘેર ગયો અને એને માટે પાથરેલા આસન પર બેઠો. એને નમસ્કાર કરી ઉગ્ગ એક બાજુએ બેઠો. એટલે એ ભિક્ષુએ એને પ્રશ્ન કર્યો કે, "તુ આઠ ગુણોથી યુક્ત છું એમ ભગવાન કહેતા હતા. એ આઠ ગુણો કયા વારૂ?"

ઉગ્ગ બોલ્યો, "ભદન્ત, એ આઠ ગુણો કયા તેની મને ખબર નથી. તો પણ મારામાં કયા ગુણો છે તે હુ તમને કહુ છું. (૧) જ્યારે મેં ભગવાનને પહેલા વહેલા જોયા, ત્યારે જ એમના પર મારી ભક્તિ થઈ. આ પહેલો ઉત્તમ ગુણ મારામા છે. (૨) ભગવાને મને ધર્મોપદેશ કર્યો, અને એમનું તત્ત્વ મેં જાણ્યું. હવે મને એમના ધર્મમા શંકા રહી નથી. બુદ્ધ, ધર્મ તથા સંઘને હું શરણ ગયો છું,

અને બ્રહ્મચર્ય સહિત પાંચ શિક્ષાપદોનો[1] મેં અંગીકાર કર્યો છે. આ બીજો ઉત્તમ ગુણ મારામાં છે. (૩) મારી ચાર કૌમારિક[2] સ્ત્રીઓ હતી. એમની પાસે જઇ મેં કહ્યું, 'બહેનો, મેં બ્રહ્મચર્ય સહિત પાંચ શિક્ષાપદોનો અંગીકાર કર્યો છે. તેથી તમારામાથી જેની ઇચ્છા હોય તેણે અહી રહી ધર્માચરણ કરવું; જેની ઇચ્છા હોય તે પિયર જાય; અને જેની પુનર્વિવાહ કરવાની ઇચ્છા હોય,* તે પોતાને કયો જાતિ ગમે છે, તે મને કહે.' ત્યારે જે મારી સૌથી મોટી ભાર્યા હતી તેણે કહ્યું, 'મને અમુક માણસ સાથે પરણાવો.' હું એ ગૃહસ્થને બોલાવી લાવ્યો, અને ડાબા હાથમાં સ્ત્રી તથા જમણા હાથમાં પાણીની ઝારી લઇ, સ્ત્રી એને સ્વાધીન કરી એના હાથ પર પાણી મૂકયું. આવે પ્રસંગે પણ મારા મનમાં જરાય વિકાર ઉત્પન્ન થયો નહિ. મારામાં આ ત્રીજો ઉત્તમ ગુણ છે. (૪) મારા ઘરમાં જે સંપત્તિ છે, તે માત્ર મારીજ નથી, પણ સાધુસંતોની પણ છે, એવું હુ માનુ છું. મારામા આ ચોથો ઉત્તમ ગુણ છે. (૫) જે જે ભિક્ષુની

૧. પ્રાણઘાત ન કરવો, ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો, ખોટું ન બોલવું અને માદક પદાર્થોનું સેવન ન કરવું, એ પાંચ નિયમો (શિક્ષાપદો) દરેક બૌદ્ધ ગૃહસ્થને પાળવા પડે છે. તેમાં ઉગ્ગ ગૃહપતિએ, વ્યભિચાર ન કરવો, એને બદલે પૂર્ણ બ્રહ્મચર્ય પાલન કરવું, એવો નિયમ લીધો હતો. તેથી 'બ્રહ્મચર્ય સહિત પાંચ શિક્ષાપદો' એમ કહ્યું છે 'ब्रह्मचारियपञ्चमानि च सिक्खापदानि समादियिं' એવું મૂળ વાક્ય છે. 'अहिंसासत्यास्तेय-ब्रह्मचर्यापरिग्रहा यमाः' આ પતંજલિએ કહેલા યમોમાં 'अपरिग्रह' નો અર્થ માદક પદાર્થોનું સેવન ન કરવું એવો જો કરીએ તો ઉગ્ગનાં શિક્ષાપદોમાં અને પતંજલિના યમોમાં બિલકુલ ફરક રહેતો નથી.

૨. કૌમારિક એટલે પ્રથમ લગ્નની; પુનર્વિવાહની નહિ.

* नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ ।
पञ्चस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥

આ પરાશરસ્મૃતિના શ્લોકનું અહીં સ્મરણ થાય છે.

હું ઉપાસના કરૂં છું, તેની તેની અતિ આદરથી ઉપાસના કરૂં છું. મારામાં આ પાચમો ઉત્તમ ગુણ છે. (૬) એ ભિક્ષુ જો મને ધર્મોપદેશ કરે તો તે હું આદરથી સાંભળું છું. જો એ ધર્મોપદેશ ન કરે, તો હું એને ધર્મોપદેશ કરૂં છું. મારામાં આ છઠ્ઠો ઉત્તમ ગુણ છે. (૭) ભગવાને ઉત્તમ રીતે ધર્મોપદેશ કર્યો છે, એવું દેવતાઓ મને કહે છે, એમાં કંઈ આશ્ચર્ય નથી. પણ હું તેમને કહું છું કે, તમે આમ કહો કે ન કહો, તો પણ ભગવાને ઉત્તમ રીતે ધર્મનો ઉપદેશ કર્યો છે એમાં મને તો શંકા નથી. દેવતાઓ સાથે મારો સંવાદ થાય છે, તેથી મારા મનમા કદી પણ ગર્વની બાધા થઇ નથી.[1] આ મારામાં સાતમો ઉત્તમ ગુણ છે. (૮) આ લોકમા ખેંચી આણનાર જે પાચ સંયોજનો[2] ભગવાને કહ્યાં છે, તેમનો મારા મનમા લેશ પણ રહ્યો નથી. આ મારામા આઠમો ઉત્તમ ગુણ છે."

ઉગ્ગ ગૃહપતિનું આ કથન સાભળી એ ભિક્ષુ ત્યાંથી નીકળ્યો. અને ભિક્ષાટન આટોપી ભગવાન પાસે આવ્યો. ભગવાનને એણે ઉગ્ગની વાત કહી સંભળાવી, ત્યારે ભગવાન બોલ્યા, "ઉગ્ગે જે કહ્યું તે યોગ્ય જ કહ્યું છે."

## ૬૨

## ઉગ્ગત ગૃહપતિ હસ્તિગ્રામક

"સંઘના ઉપસ્થાયક ઉપાસકોમા ઉગ્ગત ગૃહપતિ હસ્તિગ્રામક શ્રેષ્ઠ છે."

એનો જન્મ હસ્તિગ્રામના એક શ્રેષ્ઠિકુળમાં થયો હતો. ઉગ્ગત એનું નામ. એની અને વૈશાલિક ઉગ્ગ ગૃહપતિની વાતમાં ઘણો જ થોડો ફરક છે. આની વાત અટ્ઠકનિપાતના બાવીશમા સુત્તમા આવેલી છે. એ સુત્તનો સારાશ આ પ્રમાણે છે:—

---

૧ અહીં સૉક્રેટિસ માટે Oracle of Delphi એ આપેલો અભિપ્રાય અને એ સંબંધમાં સૉક્રેટિસનું વર્તન, એનું સ્મરણ થાય છે.

૨. 'બુદ્ધ, ધર્મ અને સંઘ' (મરાઠી) પરિશિષ્ટ ૨ જુવો.

**ભ**ગવાન **વ**જ્જીઓના દેશમા પ્રવાસ કરતા કરતા **હ**સ્તિગ્રામ આવી પહોંચ્યા. ત્યાં ભિક્ષુઓને ઉદ્દેશીને એમણે કહ્યું, “ભિક્ષુઓ, ઉગ્ગ[1]ગૃહપતિ **હ**સ્તિગ્રામક આઠ ઉત્તમ ગુણોથી યુક્ત છે.” એમ કહી **ભ**ગવાને વિહારમાં પ્રવેશ કર્યો. એક ભિક્ષુએ ઉગ્ગને ઘેર જઇ એને આ હકીકત કહી સંભળાવી અને એ કયા આઠ ગુણોથી યુક્ત છે તે પૂછ્યું. ઉગ્ગ બોલ્યો, “**ભ**ગવાને કયા ગુણોની વાત કરી હશે તે હું નથી જાણતો. તો પણ મારામાં જે આઠ સારા ગુણો છે તે હું તમને કહું છું. (૧) મેં જ્યારે **ભ**ગવાનને* **નાગવન**મા પહેલ વહેલા જોયા, ત્યારે એમના પર મારી એકદમ શ્રદ્ધા બેઠી અને મારો દારૂનો કેફ ઉતરી ગયો. મારામા આ પહેલો સારો ગુણ છે. (૨ થી ૫ સુધીના ગુણો ૬૧ મા પ્રકરણમાંના ગુણોના જેવા જ છે.) (૬) હું જ્યારે સંઘને નિમંત્રણ કરૂં છું, ત્યારે અમુક ભિક્ષુ સમાધિપ્રજ્ઞાપારંગત, અમુક પ્રજ્ઞાવિમુક્ત, અમુક સમાધિકુશલ, અમુક દૃષ્ટિપ્રાપ્ત, અમુક શ્રદ્ધાવિમુક્ત, અમુક ધર્માનુસારી, અમુક શ્રદ્ધાનુસારી, અમુક શીલવાન અને અમુક દુઃશીલ, પાપી છે,[1] એવું દેવતાઓ મને કહે છે. પણ સંઘને અન્નદાન આપતી વખતે હું તેઓમા ભેદ-ભાવ રાખતો નથી. બધાની સાથે સમાન વર્તન રાખું છું. મારામા આ છઠ્ઠો ઉત્તમ ગુણ છે. (૭ મો પહેલાંની માફક જ) (૮)

---

**૧.** અહીં ઉગ્ગતને જ ઉગ્ગ કહી સંબોધ્યો છે, એવું **મનોરથપૂરણી** ઉપરથી જણાય છે.

* આ ઉદ્યાન એની પોતાની માલિકીનું હતું, એમ અટ્ઠકથાકારનું કહેવું છે.

**૧.** અહીં નવ જાતના ભિક્ષુઓ વર્ણવ્યા છે. તેમાં શીલવાન અને દુઃશીલ (દુરાચારી) એ બેનો અર્થ સ્પષ્ટ જ છે. ‘શ્રદ્ધાનુસરી’ સુધીના પહેલા સાતની સવિસ્તર માહિતી **મજ્ઝિમનિકાયમાંના કીટાગિરિસુત્તમાં** મળી આવે છે. Call the labourers, and give them their hire, beginning from the last unto the first. (Mathew, 20. 8). આ **બાયબલ**ની વાતનું અહીં સ્મરણ થાય છે.

જો હુ ભગવાન કરતાં પહેલો મરી જાઉ, તો ‘ઉગ્ગ ગૃહપતિ હસ્તિગ્રામક ફરીથી આ લોકમાં આવશે નહિ,’ એવું ભગવાન કહે તો નવાઈ નથી. મારામાં આ આઠમો ઉત્તમ ગુણ છે.”

ત્યાર પછી એ ભિક્ષુ ભગવાન પાસે ગયો અને ઉગ્ગનું કહેવું ભગવાનને નિવેદન કર્યું. ત્યારે ભગવાન બોલ્યા, “ઉગ્ગ ગૃહપતિ જે બોલ્યો, તે યોગ્ય જ બોલ્યો છે.”

ઉગ્ગ વૈશાલિક અને ઉગ્ગ હસ્તિગ્રામક એ બે જૂદા જૂદા ગૃહસ્થો હતા, એમાં શંકા નથી. પરંતુ આ બે સુત્તોમાં એમના ગુણોનું આપેલું વર્ણન લગભગ સરખું જ છે. તેથી એ ગુણ એ બંનેમાં હતા કે માત્ર એમાથી એકમાં જ હતા, તે કહેવું મુશ્કેલ છે. કોઇએ આ ઉગ્ગ સંબંધી તો કોઇએ બીજા ઉગ્ગ સંબંધી થોડા ઘણા ફેરફાર સાથે આ વાત સાંભળી હોય, અને બંનેના કથનમાં ફરક હોવાથી પહેલાને પહેલી વાત અને બીજાને બીજી વાત લાગુ કરવામાં આવી હોય, એવો પણ સંભવ છે.

## ૬૩

## શૂર અંબટ્ઠ

“જ્ઞાનયુક્ત શ્રદ્ધા રાખનારા ઉપાસકોમા શૂર અંબટ્ઠ શ્રેષ્ઠ છે.”

એનો જન્મ શ્રાવસ્તીના એક શ્રેષ્ઠિકુળમા થયો હતો. મોટો થયા પછી એ બીજા પંથના શ્રમણની પાછળ પડ્યો હતો; પણ પછી ભગવાનના ધર્મનું શ્રવણ કરી એ બુદ્ધોપાસક થયો. એટલે આ પોતાના હાથમાથી છટકી જાય છે એમ ધારી બુદ્ધનું રૂપ લઇ માર ત્યા પ્રગટ થયો. બુદ્ધ ભગવાન પાછા આવ્યા એમ ધારી શૂરે એનો આદરસત્કાર કર્યો, અને આવવાનું કારણ પૂછ્યું. બુદ્ધ-રૂપી મારે કહ્યું, “મેં તને પંચસ્કંધ અનિત્ય છે એમ કહ્યું; પણ એ બરાબર નથી, એ મારા ધ્યાનમા આવવાથી હું પાછો અહીં આવ્યો. કેટલાક સ્કંધ અનિત્ય છે એ સાચું, પણ કેટલાક સ્કંધ નિત્ય પણ છે એ ભૂલવું જોઇએ નહિ.”

'બુદ્ધવચનમાં આમ ફેરફાર થવો શક્ય નથી,' એ જાણી શૂરે કહ્યું, "તું બુદ્ધ નથી; પણ માર છે."

આર્યશ્રાવકના આ શબ્દ કાન પર અથડાતાં જ મારને પોતાના પર જાણે કે પરશુપ્રહાર થયો હોય એમ લાગ્યું; અને ભયભીત થઈ બોલ્યો, "હા, હું માર છું."

શૂર:—રે માર, તારા જેવા સેંકડો ને હજારો માર આવે, તો પણ મારા મનમાં ચલબિચલ થઇ શકે તેમ નથી. તેથી તું અહીં ઉભો રહીશ નહિ.

એમ કહી અંગૂઠે ચપટી વગાડી અને માર સ્તબ્ધ થઈ ત્યાં જ અન્તર્ધાન થયો.

આ વાત મનોરથપૂરણીમાં મળી આવે છે. એ કાલ્પનિક હોય તો પણ આકર્ષક હોવાથી અહીં આપી છે.

## ૬૪
## જીવક કૌમારભૃત્ય

"વૈયક્તિક શ્રદ્ધા રાખનારા ઉપાસકોમાં જીવક કૌમારભૃત્ય શ્રેષ્ઠ છે."

એની સમગ્ર વાત પહેલા ભાગમાં (કલમ ૬૦–૬૨) આવી જ ગઈ છે. એણે રાજગૃહમાં બુદ્ધ ભગવાન અને ભિક્ષુસંઘને રહેવા માટે એક આમ્રવન આપ્યું હતું. પરિનિર્વાણ પહેલાં ભગવાન રાજગૃહમા આવ્યા હતા ત્યારે અજાતશત્રુ રાજાને એમની મુલાકાતે લાવવાનો પ્રયત્ન જીવકે જ કર્યો હતો એવું સામઞ્ઞફલસુત્ત ઉપરથી જણાય છે. પરંતુ જીવકની બધી શ્રદ્ધા વ્યક્તિગત હતી, એટલે કે ધર્મ અથવા સંઘ ઉપર એને અત્યંત પ્રેમ હતો નહિ. તેથી વૈયક્તિક શ્રદ્ધા રાખનારા ઉપાસકોમાં એને અગ્રસ્થાન આપવામાં આવ્યું.

## ૬૫
## નકુલપિતા ગૃહપતિ

"બીજાનું સમાધાન કરનારા ઉપાસકોમાં નકુલપિતા ગૃહપતિ શ્રેષ્ઠ છે."

એનો જન્મ **ભર્ગ** દેશમા **સુંસુમાર** નગરમા એક શ્રેષ્ઠીના કુળમાં થયો હતો. **ભગવાન** એ નગરમા ગયા ત્યારે **નકુલપિતા**ની અને એની સ્ત્રીની એમના પર અત્યંત શ્રદ્ધા બેઠી. એ બંને **ભગવાન**ને પોતાનો પુત્ર કહેતા અને એમના પર એવો જ પ્રેમ રાખતા. તો પણ **બુદ્ધ ભગવાને** શરૂઆતમાં એમને ધર્મોપદેશ કરી એમનો પ્રેમ નષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો નહિ. ધીમે ધીમે પોતાની મેળે જ વિચાર કરી એમને ઠેકાણે આવવા દીધા; અને પછીથી ધર્મોપદેશ કરી એમને સ્રોતઆપત્તિફળ પ્રાપ્ત કરવામાં મદદ કરી.

**નકુલપિતા** અને **નકુલમાતા** એ બંનેનો એક બીજા પર એટલો બધો પ્રેમ હતો કે એમના ચરિત્ર જૂદાં જૂદાં લખી શકાય તેમ જ નથી. એમનાં શરીર ભિન્ન હતા તો પણ સાંસારિક જીવન એક હતું, એમ કહેવું જોઇએ. **અંગુત્તરનિકાયના ચતુક્કનિપાતમાં** એમને વિશે એક સુત્ત (નં. ૫૫) છે. એનો સારાશ આ પ્રમાણે છેઃ–

એક વખત **ભગવાન ભર્ગ** દેશમાં **સુંસુમારગિરમાં ભેસકલા**-વનમા રહેતા હતા. એક દિવસ સવારે **ભગવાન નકુલપિતા**ને ઘેર જઈ એમના માટે પાથરેલા આસન પર બેઠા. **નકુલપિતા** અને **નકુલમાતા** બંને **ભગવાન**ને નમસ્કાર કરી એક બાજુએ બેઠાં. **નકુલપિતા**એ **ભગવાન**ને કહ્યું, “ભદંત, **નકુલમાતા**નું મારી સાથે અત્યંત જુવાન અવસ્થામાં લગ્ન થયું હતું; અને ત્યારથી મારૂં મન એને છોડી કદી પણ બીજે ગયું હોય એવું યાદ નથી. ત્યારે શારીરિક વ્યભિચારની તો વાત જ શી કરવી? હવે અમારી એવી ઇચ્છા છે કે આ જ જન્મમાં નહિ પણ આવતા જન્મમાં ય અમારો પ્રેમ આવો જ કાયમ રહે.”

**નકુલમાતા** બોલી, “ભદંત, **નકુલપિતા**ની સાથે મારૂં લગ્ન અત્યંત જુવાન અવસ્થામા થયું હતું; અને ત્યારથી મારૂં મન એને છોડી બીજે ગયું હોય એવું યાદ નથી. ત્યારે શારીરિક વ્યભિચારની તો વાત જ શી કરવી! હવે અમારી એવી ઇચ્છા છે કે આ જ જન્મમાં નહિ પણ આવતા જન્મમાં ય અમારો પ્રેમ આવો જ કાયમ રહે.”

ભગવાને કહ્યું, "જો તમારી એવી ઇચ્છા હોય, તો તમારે બંનેએ સમાનશ્રદ્ધ, સમાનશીલ, સમાનત્યાગ અને સમાનપ્રજ્ઞ થવાનો પ્રયત્ન કરવો જોઇએ. આમ કરવાથી આ લોકમાં અને પરલોકમાં તમારો પ્રેમ કાયમ રહેશે."

બીજે કોઇ સમયે બુદ્ધ ભગવાન સુંસુમારગિરમાં રહેતાં હતા; ત્યારે નકુલપિતા ઘણો માંદો થયો. ત્યારે નકુલમાતાએ એને કહ્યું, "પ્રિય ગૃહપતિ, તને જો મરણ આવવાનું હોય તો સંસારમાં આસક્ત થઇ આવવા દઇશ નહિ. આવી રીતે મરણ આવે એ નિંદ્ય છે, એવું ભગવાને કહ્યું છે. કદાચ તને એવી શંકા આવશે કે તારા મરણ પછી હું છૈયાંછોકરાંનું પોષણ નહિ કરી શકું, સંસારનું ગાડું નહિ ચલાવી શકું. પણ તું એમ માનીશ નહિ. મને સૂતર કાંતતાં અને ઊન તૈયાર કરતા આવડે છે. એનાથી હું આપણાં છોકરાંઓનું પાલન પોષણ કરી શકીશ. તેથી સંસારની ચિંતાથી દુ:ખી થઇ, મરણ આવવા દઇશ નહિ.

"બીજી તને એવી પણ શંકા આવે કે, તારી ગેરહાજરીમાં હુ પુનર્વિવાહ કરીશ. પરંતુ એ પણ યોગ્ય નથી. આજ સોળ વરસથી હું ગૃહસ્થબ્રહ્મચર્ય[૧] પાળું છું, એ તું જાણે છે જ. તેથી એ શંકાનો ત્યાગ કરી શાંતિથી મરણ આવવા દે.

"ત્રીજી તને એવી શંકા આવવાનો સંભવ છે કે, તારા મરણ પછી હું ભગવાન તથા ભિક્ષુસંઘનું દર્શન કરવા નહિ જાઉં. પણ તું એ ધ્યાનમાં રાખ કે તારા મરણ પછી તો હું ભગવાન અને ભિક્ષુસંઘને મળવા માટે વધારે તત્પર રહીશ. તેથી આ શંકા મનમાંથી દૂર કરી શાંતિથી મરણ આવવા દે.

"ચોથી તને એવી પણ શંકા આવશે કે, 'મારા મરણ પછી નકુલમાતા પૂર્ણ રીતે ચારિત્રનું રક્ષણ નહિ કરે.' પણ તું એ ધ્યાનમાં

---

૧. ગૃહસ્થબ્રહ્મચર્ય એટલે ઉપોસથને દિવસે બ્રહ્મચર્ય પાળી સર્વ નિયમોનું પાલન કરવું તે.

રાખ કે, **ભ**ગવાનની શ્વેતવસ્ત્ર ધારણ કરનારી તથા પૂર્ણ રીતે ચારિત્રનું રક્ષણ કરનારી જે ગૃહિણી–શ્રાવિકાઓ છે, તેમાંની જ હું પણ એક છું. તેથી આ શંકાનો પણ ત્યાગ કરી શાંતિથી તારું મરણ થવા દે.

"પાંચમી તને એવી શંકા આવશે કે, '**ન**કુલમાતાને હજી સમાધિ પ્રાપ્ત થઇ નથી.' પણ એમ નથી. **ભ**ગવાનની ગૃહિણી-શ્રાવિકાઓમા જેઓને ધ્યાનનો લાભ થએલો છે, તેઓમાની હું પણ એક છું. આ વિશે જે કોઇને શંકા હોય તે **ભ**ગવાનને પૂછી જુવે. તેથી આ શંકાનો પણ ત્યાગ કરી શાંતિથી મરણ આવવા દે.

"વળી તને એ પણ શંકા આવવાનો સંભવ છે કે, **ન**કુલ માતા **ભ**ગવાનના ધર્મવિનયમાં હજી સ્થિર થઇ નથી. એને આ ધર્મનું તત્ત્વ સમજાયું નથી. પરંતુ તું એ ધ્યાનમા રાખ કે, **ભ**ગ- વાનની જે તત્ત્વજ્ઞાની ગૃહિણી–શ્રાવિકાઓ છે, તેમાંની હું એક છું. એ વિશે કોઇને સંશય હોય તો એ **ભ**ગવાનને પૂછી જુવે. તેથી એ શંકા મૂકી દઇ સંસારની કાળજી વગર શાંતિથી મરણ આવવા દે."

**ન**કુલમાતાના આ ઉપદેશથી **ન**કુલપિતાની માંદગી ઓસડ વગર જ એકદમ દૂર થઇ. કેટલોક વખત વીત્યા બાદ એના શરીરમા થોડીક શક્તિ આવી એટલે એ **ભ**ગવાન રહેતા હતા ત્યાં–**ભે**સકલા- વનમાં આવ્યો; અને **ભ**ગવાનને નમન કરી એક બાજુએ બેઠો. ત્યારે **ભ**ગવાને એને કહ્યું, "હે ગૃહપતિ, તું મોટો ભાગ્યશાળી છે. **ન**કુલમાતા જેવી પ્રેમ રાખનારી, અનુકમ્પા રાખનારી અને ઉપદેશ કરનારી સ્ત્રી તને મળી છે. સફેદ વસ્ત્ર ધારણ કરનારી મારી ગૃહિણી- શ્રાવિકાઓમાં જેઓ શીલસંપન્ન, સમાધિસંપન્ન અને તત્ત્વજ્ઞાની શ્રાવિકાઓ છે, તેમાંની **ન**કુલમાતા એક છે. તને આવી સ્ત્રી મળી, એ તારૂં નશીબ છે."

**ન**કુલમાતા અને **ન**કુલપિતા એ નામ એમના પહેલા છોકરા ઉપરથી પડેલા હોવાં જોઇએ. આવે અણીને પ્રસંગે પતિનું સમાધાન

કરવામાં જયારે નકુલમાતાએ આટલું બધું કૌશલ્ય બતાવ્યું, ત્યારે એવો સમાનશીલ પતિ પણ એ કામમાં એટલો જ કુશળ હોવો જોઇએ. તેથી બીજાઓનું સમાધાન કરનારા ઉપાસકોમાં એને અગ્રસ્થાન મળ્યું, એમાં નવાઈ નથી.

---

# ઉપાસિકાઓ

## ૬૬

## સુજાતા સેનાનીદુહિતા

"પ્રથમ શરણ ગએલી ઉપાસિકાઓમાં સુજાતા સેનાની-દુહિતા પહેલી છે."

એનો જન્મ ઉરુવેલા–પ્રદેશમાં સેનાનીને ઘેર થયો હતો. યુવાવસ્થામાં, એક વડના ઝાડ પર રહેનારી દેવતાની એણે બાધા રાખી હતી કે, 'જો મને યોગ્ય વરદાન મળી પહેલો છોકરો થાય તો હું દર વરસે તને યોગ્ય ઉપહાર અર્પણ કરીશ.' એનો સંકલ્પ પૂર્ણ થયો. તેથી પોતાની બાધા ઉતારવા માટે એણે એકલા દૂધની ઉત્તમ ખીર તૈયાર કરી, અને એ વડ નીચે સાફસૂફ કરવા પોતાની દાસીને ત્યાં મોકલી. આપણો બોધિસત્ત્વ એ દિવસે સવારે એ ઝાડ નીચે બેઠો હતો. એને જોઇ દાસીને લાગ્યું કે સુજાતાની બાધા સ્વીકારવા માટે સાક્ષાત્ વૃક્ષદેવતા અવતરી હશે. એણે દોડતાં જઈ એ વાત પોતાની શેઠાણીને કહી. એ દાસી સાથે દૂધની ખીર લઇ ત્યાં આવી. ત્યાં આવી જુવે છે તો એને ખબર પડી કે, વૃક્ષ નીચે બેઠેલી વ્યક્તિ દેવતા નથી પણ પરમ તપસ્વી બોધિસત્ત્વ છે. તો પણ ઘણા ભક્તિભાવથી બોધિસત્ત્વને દૂધની ખીર અર્પણ કરી. એ ભિક્ષા ગ્રહણ કરી, બોધિસત્ત્વે એ જ રાત્રે બુદ્ધપદ પ્રાપ્ત કર્યું. તેથી બૌદ્ધ સાહિત્ય તથા ચિત્રકળામાં સુજાતાના દાનને અતિશય મહત્ત્વ પ્રાપ્ત થયું છે, અને એનું નામ અજરામર થઈ ગયું છે.

## ૬૭

## વિશાખા મિગારમાતા

"દાયિકા–ઉપાસિકાઓમાં **વિશાખા મિગારમાતા** શ્રેષ્ઠ છે."

આની સમગ્ર વાત **બુદ્ધલીલાસારસંગ્રહના** બીજા ભાગમાં (પ્ર. ૧૦) આવી ગઈ છે. ત્યાં એ **ધમ્મપદ–અટ્ઠકથાને** આધારે લખેલી છે. તો પણ **મનોરથપૂરણીની** વાતમાં અને એ વાતમાં ફરક નથી. **અનાથપિંડિક** જેવી રીતે દાયક–ઉપાસકોમાં શ્રેષ્ઠ હતો, તેવી રીતે આ દાયિકા–ઉપાસિકાઓમાં શ્રેષ્ઠ હતી. એનું એક ઉદાહરણ પહેલા ભાગમાં (કલમ ૬૪) આવી ગયું જ છે.

## ૬૮ અને ૬૯

## ખુજ્જુત્તરા અને સામાવતી

"બહુશ્રુત ઉપાસિકાઓમાં ખુજ્જુત્તરા શ્રેષ્ઠ છે."

"મૈત્રીધ્યાન કરનારી ઉપાસિકાઓમાં **સામાવતી** શ્રેષ્ઠ છે."

એમાંની પહેલી **ઘોસિત** શ્રેષ્ઠીની દાસીને પેટ જન્મી હતી. એનું નામ ઉત્તરા હતું. પરંતુ એ જરા કુબ્જા[1] હોવાથી એને ખુજ્જુત્તરા કહેતા. **સામાવતીનો**[2] જન્મ **ભદ્દિય** નગરમાં **ભદ્દવતિય** શ્રેષ્ઠીને ઘેર થયો હતો. એ બંને જણી એકત્ર કેવી રીતે આવી, તે નીચેની વાત ઉપરથી માલુમ પડશે.

એક વખત **ભદ્દિય** નગરની આસપાસ મોટો દુકાળ પડયો હતો. ભૂખમરાની બીકથી લોકો વ્યાકુળ થઈ આમતેમ નાસવા લાગ્યા. ત્યારે **ભદ્દવતિય** શ્રેષ્ઠીએ પોતાની સ્ત્રીને કહ્યું "હે ભદ્રે, આ દુકાળનો અંત આવે એમ લાગતું નથી. કૌશાંબીમાં **ઘોસિત** શ્રેષ્ઠી નામનો મારો એક મિત્ર રહે છે. ત્યાં આપણે જઈએ તો એ આપણને ભૂલી જશે નહિ."

---

૧. 'કુબ્જા' શબ્દનું પાલિ રૂપ 'ખુજ્જા' થાય છે.

૨. 'સામવતી' એવો પાઠ પણ મળી આવે છે.

ઘોસિત શ્રેષ્ઠી અને એની મુલાકાત થએલી નહોતી; એમ નહિ, તો પણ એક બીજાનો વ્યવહાર ચાલુ હોવાથી એમનામાં મિત્રતા બંધાઇ હતી. ભદ્દવતિય શ્રેષ્ઠી પોતાની સ્ત્રી અને એકની એક છોકરીને લઇ કૌશાંબી જવા નીકળ્યો. જ્યાં ત્યાં દુકાળ હોવાથી માર્ગમાં એને ઘણી તકલીફ પડી. મહા મહેનતે કૌશાંબી આવી પહોંચી એ બંને એક ધર્મશાળામાં ઉતર્યાં. 'આવા મલિન વેષે ઘોસિત શ્રેષ્ઠીને મળવું ઠીક નથી, એક બે દિવસ વિશ્રાંતિ લઇ પછી ત્યાં જવું,' એવા વિચારથી ભદ્દવતિય ત્યાં જ રહ્યો. પણ જમવાનું શું કરવું?

તે વખતે ઘોસિત શ્રેષ્ઠીએ દુષ્કાળપીડિત લોકો માટે અન્નચ્છત્ર ઉઘાડયું હતું. પોતાની સ્ત્રીને ત્યા ન મોકલતા ભદ્દવતિયે પિંડ લાવવા માટે છોકરીને ત્યાં મોકલી. એ એક પાત્ર લઈ, અન્નચ્છત્ર પાસે જઈ શરમથી એક બાજુએ ઉભી રહી. એને જોઈ છત્રના વ્યવસ્થાપકના મનમાં વિચાર આવ્યો કે, 'બીજાં સ્ત્રીપુરુષો માછલા પકડનાર મચ્છીમારોની માફક મોટેથી બૂમાબૂમ કરી આગળ આગળ ધસવાનો પ્રયત્ન કરે છે. પણ આ છોકરી નીચુ માથું ઘાલી મૌન રાખી ઉભી છે. આ કોઇ કુલીન છોકરી હોવી જોઇએ.' એણે એને કહ્યું, "છોકરી, તું આગળ કેમ નથી આવતી?" એ બોલી, "આવી ભીડમાં મારા જેવી છોકરી કેવી રીતે અંદર ઘુસે?"

"વારુ, છોકરી, તારા ઘરમાં માણસો કેટલાં છે?"

"અમે ત્રણ જણ છીએ."

વ્યવસ્થાપકે એને એકદમ ત્રણ પિંડ આપ્યા; અને એ લઈ એ ધર્મશાળામાં આવી. માર્ગમાં પડેલી મહેનતથી અને અપવાસથી ભદ્દવતિય અત્યંત અશક્ત થયો હતો. તેમા એણે આ અન્ન હદ ઉપરાંત ખાધું, અને તેથી તે એ જ રાત્રે મરણ પામ્યો. બીજે દિવસે સામાવતીએ અન્નચ્છત્રમાં આવી બે જ પિંડ માગી લીધા. પણ પતિશોકને લીધે તથા શરીરને અત્યંત ક્લેશ થવાથી એની મા પણ એ દિવસે મરણ પામી. તો પણ ભૂખ ન રોકાવાથી ત્રીજે દિવસે

અન્નચ્છત્રના વ્યવસ્થાપકને ત્યાં જઇ એણે એક જ પિંડ માગ્યો. ત્યારે એણે કહ્યું, "પહેલે દિવસે ત્રણ, કાલે બે, અને આજે એક જ પિંડ માગે છે એ શું?" ત્યારે એણે એને બધી હકીકત કહી સંભળાવી. ત્યારે વ્યવસ્થાપક બોલ્યો, "એમ હોય તો તું મારા શેઠની જ છોકરી છે, એમ હું માનીશ. મને પણ છોકરી નથી. ચાલ, તું મારી છોકરી થઇ રહે."

માબાપ વગરની સામાવતીને કોઈ પાલકની જરૂર હતી જ. તેથી એણે આ વાત એકદમ કબૂલ કરી, અને તે દિવસથી એ પોતાના દત્તકપિતાને ત્યા રહેવા લાગી. બીજે જ દિવસે એણે એને કહ્યું, "અન્નચ્છત્રની જગ્યાએ આટલી બધી ગડબડ અને બૂમાબૂમ થાય છે, તે તમે બંધ કરી શકો તેમ નથી શું?"

"અલિ છોકરી, આટલો મોટો જમાવ હોય છે, ત્યાં ગડબડ અને બૂમરાણ બંધ કેવી રીતે કરી શકાય?"

"હું તમને એક ઉપાય બતાવું. આ જગ્યાએ એક મોટી વાડ તૈયાર કરાવો, અને એમાં બે જ બારણાં રાખો. વચ્ચે અન્ન આપનારાઓએ અન્નના વાસણ ભરી રાખવા, અને ત્યાં ઉભા રહેવું. જેઓ લેવા માટે આવે તેમને એક બારણામાથી અંદર લેવા, અને પિંડ લઇ બીજા બારણામાંથી બહાર જવા કહેવું. આમ કરવાથી બૂમાબૂમ અને મારામારી ન થતાં સર્વ કામ થઇ રહેશે."

વ્યવસ્થાપકને એની કલ્પના ઘણી ગમી ગઈ, અને બીજે જ દિવસે એણે એનો અમલ કર્યો. ત્યારથી બૂમાબૂમ ને મારામારી બંધ થઇ. કેટલાક દિવસ બાદ ઘોસિત શ્રેષ્ઠીએ એ વ્યવસ્થાપકને બોલાવીને પૂછ્યું કે, "હાલમા અન્નચ્છત્ર ચાલુ છે કે નહિ?" એણે કહ્યું, "બધું પહેલાંની માફક જ ચાલુ છે."

ઘોસિત બોલ્યો, "ત્યારે પહેલાંની માફક બૂમાબૂમ ને ગડબડ સંભળાતી નથી તે?"

બ્ય૦:—આર્ય, મારી એક છોકરી છે. એણે મને આ યુક્તિ સૂઝાડી. એ પ્રમાણે વ્યવસ્થા કરવાથી આજે અન્નચ્છત્રની જગ્યાએ શાંતિ પ્રવર્તે છે.

ઘોસિતઃ—અરે, પણ તને છોકરી ક્યાંથી ?

શેઠની આગળ લપ્પનછપ્પન ચાલે તેમ ન હોવાથી, પોતાને છોકરી કેવી રીતે મળી, તે કહેવાની વ્યવસ્થાપકને ફરજ પડી. ત્યારે ઘોસિત બોલ્યો, " આ તારો મોટો ગુન્હો ગણવો જોઇએ. આટલા દિવસ તેં મારી છોકરીને પોતાને ઘેર રાખી લીધી, અને એ હકીકત મને કહી નહિ. તેથી જલદીથી જઇ એને અહીં લઇ આવ."

એને છોડવાની વ્યવસ્થાપકની ઇચ્છા નહોતી. પરંતુ શેઠની મરજી સાચવવા માટે સામાવતીને એ શેઠને ઘેર લઈ ગયો. ત્યારથી ઘોસિત શ્રેષ્ઠીએ એનું પોતાની એકની એક છોકરીની માફક પાલન કર્યું. શહેરમાની પાચસો કુમારિકાઓ એની સાથે ક્રીડા કરવા માટે આપવામા આવી હતી; અને એની એકાદ રાજકુમારી જેવી બરદાસ્ત રાખવામાં આવતી હતી.

કૌશાંબીના ઉદયન રાજાએ સામાવતીને સખીઓ સાથે ક્રીડા કરતાં જોઇ, અને ઘોસિત શ્રેષ્ઠી પાસે એની માગણી કરી. મારી છોકરીને સાપત્ન કુળમા પરણાવવાની મારી ઇચ્છા નથી, એમ કહી શ્રેષ્ઠીએ રાજાની માગણીનો અસ્વીકાર કર્યો. તેથી એક દિવસ સામાવતી પોતાની સખીઓ સાથે ઉદ્યાનમા ગઇ હતી, ત્યારે ઉદયન શ્રેષ્ઠીને ઘેર આવ્યો અને એની સ્ત્રીને તથા નોકરચાકરોને ઘરમાથી બહાર કાઢી બારણા બંધ કરી, એના પર સીલ ( રાજમુદ્રા ) કર્યું; અને ખડો પહેરો રાખી ત્યાથી પાછો ગયો. સામાવતી ઉદ્યાનક્રીડા કરી ઘેર આવી જુવે છે તો પોતાનાં માબાપ બહાર બેઠેલા ! એણે પૂછ્યું, " આ શું છે ? " એમણે બનેલી સર્વ હકીકત કહી સંભળાવી. ત્યારે તે બોલી, " તમે એમ કેમ કર્યું ? જો રાજા મને મારા પરિવાર

સાથે રાણી બનાવવા તૈયાર હોય તો મને કંઈ વાંધો નથી, એમ તમારે કહેવું હતું ને?"

"દીકરી, તને રાણી થવાનું ગમશે એની અમને શી ખબર?"

પછીથી શ્રેષ્ઠીએ રાજાને એવો સંદેશો કહેવડાવી મોકલ્યો. એણે સામાવતી માટે મોન મહેલ બંધાવી, એમાં એને માટે સખીઓની પણ વ્યવસ્થા કરી; અને એને પટરાણી બનાવી.

ઘોસિત શ્રેષ્ઠીના કુક્કુટ શ્રેષ્ઠી અને પાવારિક શ્રેષ્ઠી નામના બે ધનિક મિત્રો કૌશાંબીમાં રહેતા હતા. બુદ્ધ ભગવાનની કીર્તિ સાભળી એ ત્રણ જણ એમના દર્શન માટે શ્રાવસ્તી ગયા; અને એમણે ભગવાનને પોતાને શહેર આવવા નિમંત્રણ કર્યું. ભગવાને એમને કહ્યું કે, તથાગત ગામમા રહેતા નથી. આ સૂચના એમને માટે બસ હતી. કૌશાંબી જઇ એમણે શહેર બહાર ઘણે દૂર નહિ તેમ બહુ પાસે નહિ, એવી રમ્ય જગ્યાએ ત્રણ આરામ (વિહાર) બંધાવ્યા. એ આરામનાં ઘોસિતારામ, કુક્કુટારામ અને પાવારિકારામ એવાં નામ હતાં.

'આપને તથા ભિક્ષુસંઘને રહેવા માટે આરામ તૈયાર થઇ ગયા છે,' એવો સંદેશો મોકલી શ્રેષ્ઠીઓએ ભગવાનને કૌશાંબી આવવા નિમંત્રણ કર્યું. પરંતુ ભગવાન એ વખતે, ઉપદેશ કરતા, કુરુ દેશમા ફરતા હતા. પ્રવાસ કરતા કરતા તેઓ કમ્માસદમ્મ (કલ્માષદમ્ય) શહેરમા આવી પહોચ્યા. ત્યાં માગંદિય બ્રાહ્મણે એમને જોયા; અને એમની લક્ષણસંપત્તિ જોઇ પોતાની અદ્વિતીય સુંદર કન્યા માટે આ જ વર યોગ્ય છે, એવી એની ખાતરી થઇ; અને એકદમ ઘેર જઇ એણે પોતાની સ્ત્રીને કહ્યું, "પ્રિયે, છોકરીને શણગારી તૈયાર કર. આજે એને માટે મેં યોગ્ય વર શોધી કાઢ્યો છે."

બ્રાહ્મણને ઘેર આ ગડબડ ચાલી રહી હતી. એટલામાં બુદ્ધ ભગવાન એ ઘર આગળ થઇ ગામમાં ભિક્ષા માટે ગયા. છોકરીને

શણગારીને જલદી તૈયાર ન કરી માટે બ્રાહ્મણ સ્ત્રી પર રીસ ચઢાવી બોલ્યો, "આ જો, એ આ રસ્તે થઇ હમણાં જ પસાર થયો." બ્રાહ્મણી જમીન પર પડેલાં બુદ્ધનાં પગલાં તરફ જોઇ હસતી હસતી બોલી, "તમે સાવ ગાંડા દેખાઓ છો! આ પગલાં કામી માણસનાં હોય એમ લાગતું નથી. આ અત્યંત વિરક્ત, સર્વજ્ઞ મનુષ્યનાં પગલાં છે. આવા માણસને છોકરી આપવાનો વિચાર કરો છો, એ નર્યું ગાંડપણ છે." એના બોલવા તરફ ધ્યાન ન આપતા બ્રાહ્મણ બોલ્યો, "તું પણ ઠીક બકબક કરે છે!"

આવી રીતે એ બેનો વાદવિવાદ ચાલી રહ્યો હતો, એટલામા બુદ્ધ ભગવાન ભિક્ષાટન કરી જમી રહ્યા પછી એ જ રસ્તે પાછા જતા હતા. એમને દૂરથી જોઇ બ્રાહ્મણ પોતાની છોકરીને લઇ એમની પાસે ગયો અને કહ્યું, "ભો પ્રવ્રજિત, સવારથી હું તારી શોધમાં છું. સર્વલક્ષણસંપન્ન એવો મારી છોકરીને માટે તું જ લાયક વર છે. તેથી આજથી તું એની સંભાળ રાખ."

**ભ૦**:—વ્હાલા બ્રાહ્મણ, તૃષ્ણા, અસંતોષ અને કામવિકારનો વિચાર કરતા સ્ત્રીઓની સોબતમાં મને સુખ લાગતું નથી. મને તો એમ જ લાગે છે કે, આ અમેધ્ય (અપવિત્ર) પદાર્થોથી ભરેલું શરીર પગથી પણ સ્પર્શ કરવાને લાયક નથી.

બુદ્ધનું આ કથન સાંભળી માગંદિયાને (માગંદિય બ્રાહ્મણની છોકરીને) અત્યંત તિરસ્કાર આવ્યો. એ મનમા જ બબડી ઉઠી, "એને જો મારી જરૂર ન હોય, તો જરૂર નથી એવું સીધી રીતે કહે. પણ 'અમેધ્ય પદાર્થોથી ભરેલું શરીર' એમ કહી મારૂં અપમાન શા માટે કર્યું?" ત્યારથી એણે બુદ્ધ ભગવાનનું વેર લેવાનો નિશ્ચય કર્યો. ભગવાનનો ઉપદેશ સાંભળી એની મા ભિક્ષુણી થઇ, અને એનો બાપ ભિક્ષુ થયો; અને એણે છોકરીને પોતાના નાના ભાઇને સ્વાધીન કરી.

માગંદિયાના સૌંદર્યની કીર્તિ સાંભળી ઉદયન રાજાએ એના કાકાનું સમાધાન કરી, એની સાથે લગ્ન કર્યું. સામાવતીની માફક જ એને પણ રાજાએ એક મહેલ બંધાવી આપ્યો હતો અને એના માનમરતબાની પણ એવી જ રીતે વ્યવસ્થા રાખવામા આવી હતી. બુદ્ધ ભગવાન કૌશાંબી આવ્યા, ત્યારે એમનું વેર લેવાની આ સારી તક છે, એમ ધારી માગંદિયાએ પોતાના કાકાને કહી ગામના લફંગા લોકોને ભેગા કર્યા અને એમની પાસે બુદ્ધને ગાળો દેવડાવી. ત્યારે આનંદે કહ્યું, "આ શહેરના લોકો આવા દુષ્ટ છે. તેથી આપણે અહીંથી બીજે ઠેકાણે જઇએ." ભગવાન બોલ્યા, "આવે પ્રસંગે તથાગત ગભરાઇ જતા નથી. આ લોકો એક અઠવાડિયા સુધી ગાળંગાળા કરશે; પછીથી શાંત થશે. એમની ગાળો એમની પાસે જ રહેશે. તું તારા જીવને નાહક દુઃખી કરીશ નહિ."

એટલે સ્વાભાવિક રીતે જ, માગંદિયાનો આ પ્રયોગ નિષ્ફળ ગયો. તેથી બીજે કયે રસ્તે બુદ્ધનું વૈર લઇ શકાશે તેનો એ વિચાર કરવા લાગી.

એક દિવસ ભગવાનને કૌશાંબી શહેરના મુખ્ય માળીને ઘેર આમંત્રણ હતું. સામાવતીના પરિજનમા ખુજ્જુત્તરા દાસી પણ હતી. એ દરરોજ એ માળીને ત્યાથી આઠ કાર્ષાપણનાં ફૂલ લઇ જતી. રોજના નિયમ પ્રમાણે એ ફૂલ માટે આવી, ત્યારે માળીએ એને કહ્યું, "અલિ ઉત્તરા, આજ તને ફૂલ આપવા માટે મને નવરાશ નથી. ભગવાનને અને ભિક્ષુસંઘને મારે પીરસવાનું છે. તું પણ પીરસવાના કામમાં જરા મદદ કર." એ પ્રમાણે ખુજ્જુત્તરાએ માળીને મદદ કરી. ભોજન થઇ રહ્યા પછી ભગવાને કરેલો ઉપદેશ એણે સાંભળ્યો, અને માળી પાસેથી ફૂલ લઇ એ સામાવતી પાસે ગઇ. ફૂલ જોઈ સામાવતીએ એને કહ્યું, "અલિ, આ ફૂલ તો બમણા દેખાય છે. રાજાએ પ્રસન્ન થઇ ફૂલના પૈસા બમણા તો નથી કર્યા ને?" ખુજ્જુતરા બોલી, "બાસાહેબ, ખરૂં કહું? હું રોજ

ચાર કાર્ષાપણનાં ફૂલ લાવતી હતી અને ચાર કાર્ષાપણ ગાઠે બાંધતી હતી. પણ આજે મેં આઠે કાર્ષાપણનાં ફૂલ આણ્યાં છે."

સા૦:—અલિ, પણ આજે જ એમ કેમ કર્યું?

ખુ૦:—બાસાહેબ, આજે મેં અમૃતપ્રાય ધર્મ જાણ્યો; અને હવેથી મારાથી અસત્ય કર્મ થવું અશક્ય છે.

સા૦:—અલિ ઉત્તરા, તેં જે અમૃતધર્મ જાણ્યો છે, તે અમને પણ આપને?

આમ કહી સામાવતીએ અને એની સખીઓએ હાથ આગળ કર્યા.

ખુજ્જુત્તરા બોલી, "બાસાહેબ, આ ધર્મ આપના હાથ પર મૂકી શકાય તેવો નથી. બુદ્ધ ગુરુએ કહ્યા પ્રમાણે હું તમને એનો ઉપદેશ કરીશ. પણ તમારા નશીબમા હશે, તો જ તમને એનો લાભ થશે."

ખુજ્જુત્તરાના કહેવા પ્રમાણે એને બેસવા માટે એક ઉત્તમ આસન આપવામાં આવ્યુ, અને સામાવતી તથા એની સખીઓ હલકા આસન પર બેસી એનો ઉપદેશ સાભળવા લાગી. એમને એ ઉપદેશ એટલો બધો ગમી ગયો કે, તે દિવસથી દરરોજ ખુજ્જુતરાને મોકલી એને બુદ્ધનો નવો નવો ઉપદેશ સાભળી આવવાનુ સોપવામા આવ્યુ; અને એની પાસેથી તેઓ પોતે એ બધુ સાભળતી. ખુજ્જુત્તરાને મહેલમાં એ વગર બીજું કંઇ પણ કામ સોપવામાં આવતુ નહિ.

સામાવતીની સખીઓ ભગવાનના ધર્મ પર અત્યંત પ્રસન્ન થઈ હતી ખરી; તો પણ રાજાની બીકને લીધે ભગવાનની પ્રત્યક્ષ મુલાકાત તેઓ લઇ શકે તેમ નહોતુ. પણ જ્યારે ભગવાન એ રસ્તે થઇને જતા હોય, ત્યારે એમને જોવા માટે મહેલની બારીઓમા એક સરખી ભીડ થઇ રહેતી. બારીઓ પૂરતી ન હોવાથી એમને તોડી પાડી મોટી કરવી પડી. એમની શ્રદ્ધા જોઈ માગ દિયાનો

મત્સર એથી પણ વધ્યો; અને મીઠું મરચું ભભરાવી એણે આ હકીકત રાજાને કહી. રાજાએ સામાવતીના મહેલની બારીઓ પૂરાવી નાખી, ઉપરની બાજુએ બારીઓ મૂકાવી, જેમાથી મહેલમાં પ્રકાશ આવતો, પણ રસ્તામાંની કોઇ ચીજ દેખાતી નહિ.

પણ માગંદિયાનું એટલાથી સમાધાન થયું નહિ. રાજા પોતાનું કહેલું માને છે, એમ જોઇ એણે બીજાં પણ તરકટ ઉભાં કરવાનું શરૂ કર્યું. રાજા એના મહેલમા ગયો હતો ત્યારે એણે એને કહ્યું, "મહારાજ, તમને લાગે છે કે સામાવતીનો તમારા પર પ્રેમ છે. પણ એ તદ્દન ખોટું છે! જો તમારે એનો અનુભવ લેવો હોય તો આ આઠ મરઘા એની પાસે મોકલી એમનું માસ તૈયાર કરી લાવવા કહો."

રાજાએ એ પ્રમાણે કર્યું. પણ સામાવતીએ કહ્યું, "ભગવાનનો ધર્મ જાણ્યાથી આ જીવતાં પ્રાણીઓને હુ મારી શકું તેમ નથી." અર્થાત્ એ માણસ મરઘા પાછા લઇ માગંદિયાના મહેલમા આવ્યો. એટલે માગંદિયાએ રાજાને કહ્યું, "જોયો ને સામાવતીનો આપના ઉપર પ્રેમ! હવે આ જ મરઘા મારી નાખી, એમનું માસ તૈયાર કરી ભિક્ષુસંઘને મોકલો, એવું હુ આપના તરફથી એને કહાવી મોકલું છું; અને મારી ખાતરી છે કે એ કામ એ તરત જ કરશે."

માગંદિયાએ રાજાને ખબર ન પડે તેમ પોતાના માણસ પાસે એ મરઘા મરાવ્યા, અને એમનું માસ તૈયાર કરી ભિક્ષુસંઘને આપજો, એવું સામાવતીને કહાવી મોકલ્યુ. સામાવતીએ એ પ્રમાણે કર્યું. માગંદિયાએ આ વાત મીઠું મરચું ભભરાવીને રાજાને કહી; તો પણ રાજાના મન ઉપર જોઇએ તેવું પરિણામ થયુ નહિ.

એક દિવસ સામાવતીના મહેલમાથી રાજા ઠેઠ માગંદિયાના મહેલમા ગયો. ઉદયન રાજા પોતાની પાસે એક નાની સરખી વીણા રાખતો આ વીણા એને હાથી પકડવાના કામમા ઘણી મદદ કરતી; અને એ લીધા વગર એ ક્યાએ જતો નહિ. લાગ જોઈ માગંદિયાએ

એક નાજુક શસ્ત્રથી વીણામા કાણું પાડ્યું, અને કેટલાક દિવસ ઉપર મહેલમાં લાવી વાસની નળીમા રાખી મૂકેલું કૃષ્ણસર્પનું બચ્ચું ધીમે રહી એ કાણામાં પેસાડી કાણું બંધ કરાવી નાખ્યુ. ત્યાર પછી રાજા પાસે આવી એણે કહ્યું, "મહારાજ, સામાવતી તમારો ક્યારે ઘાત કરશે એનો નિયમ નથી. તેથી તમે સાવધ રહેજો." રાજા પોતાની વીણા વગાડવાની તૈયારીમા હતો. માગંદિયા લાડથી એના હાથમાંથી એ લઇ પોતે વગાડવા લાગી; અને એકદમ એ કાણું ખુલ્લું કરી બોલી, "મહરાજ, આમા કંઇક ભયંકર ચીજ છે." અને વીણા નીચે મૂકી એ નાસવા માડી. એટલામાં એ સાપ એ કાણામાથી બહાર નીકળ્યો એને જોઇ રાજાનો ક્રોધ પ્રજ્વલિત થયો. એણે એકદમ સામાવતી તથા એની સખીઓને પોતાની પાસે લાવી ઉભી કરવાનો હુકમ કર્યો

રાજાના માણસો જ્યારે સામાવતીને લાવવા માટે ગયા ત્યારે સામાવતીએ તરત જ અનુમાન કર્યું કે રાજા અત્યંત ક્રોધાયમાન થયો છે, અને એણે સખીઓને કહ્યું, "આજે રાજા આપણને મારી નાંખવા ઇચ્છે છે તેથી એના પર નિસ્સીમ મૈત્રીભાવના કરવી એ આપણું કર્તવ્ય છે."

રાજપુરુષોએ એ બધાને લાવી રાજાની આગળ હારબંધ ઉભા કર્યા. રાજાએ ઝેરી બાણ ધનુષ્ય ઉપર ચટાવી કાન સુધી પણછ ખેંચી. પણ સામાવતી તથા એની સખીઓની મૈત્રીભાવનાનો પ્રભાવ એટલો બધો પડ્યો કે રાજાનો હાથ દોરી તથા બાણને ચોટી રહ્યો, શરીરમાથી પરસેવાના રેલા ચાલ્યા, શરીર કંપવા લાગ્યું, મોઢામાંથી લાળ પડવા લાગી, આંખો ભમવા લાગી. ત્યારે સામાવતીએ કહ્યું, "મહારાજ, શું આપને પીડા થાય છે?"

રાજા:—હા દેવી, હુ તદ્દન ભ્રમિત થઇ ગયો છું. મને મદદ કર.

સા૦:—મહારાજ, જો એમ હોય તો બાણ જમીન પર રાખો.

રાજાએ એમ કર્યું, એટલે બાણ એની મેળે નીચે પડયું. રાજા તરત જ સચેલ (વસ્ત્ર સાથે) સ્નાન કરી આવ્યો અને **સામાવતીને** પગે લાગ્યો, અને બોલ્યો, "દેવી, મારો અપરાધ માફ કર."

**સા૦:**—દેવ, મેં તમને માફી આપી છે.

રાજા:—દેવી, તું મને માફ કરે છે, એ ઘણું સારૂ છે. આજથી હું તમને બુદ્ધના દર્શન માટે જવાની છૂટ આપું છું.

આવું મોટું તરકટ ઉભું કરવા છતાં પણ કંઇ ફળ મળ્યું નહિં, એ જોઇ **માગંદિયા** અત્યંત ખિન્ન થઈ, અને એનો મત્સરાગ્નિ વધારે ભભૂકી ઉઠયો. એક દિવસ યુક્તિપૂર્વક રાજાને લઇ એ ઉદ્યાનક્રીડા માટે ગઇ; અને આ તરફ પોતાના કાકાને કહી **સામાવતીના** મહેલનાં સર્વ બારણા બંધ કરાવી એને આગ લગાડાવી. **સામાવતી** અને એની સખીઓ એ આગમા બળી મૂઈ. તપાસ કરતા **માગંદિયાના** કાકાના આ કૃત્યની રાજાને ખબર પડી, અને એમા **માગંદિયાનો** હાથ હોવો જોઇએ, એવી એની ખાતરી થઇ. પણ એને જરા પણ સંશય ન આવવા દેતા એણે કહ્યું, "આ ઠીક થયું ! એ મને મારી નાખવા માટે જ્યારે ને ત્યારે ખટપટ કરતી હતી ! અને એની સખીઓ બળી મૂઇ એ પણ ઉત્તમ થયુ !" **માગંદિયા** બોલી, "મહારાજ આ કામ મારા વગર થયુ નથી."

રાજાએ, 'હુ ખુશ થયો છું,' એમ કહી એના બધા સગાં-વહાલાને ભેગા કર્યા, અને એના દેખતા એ બધાનો વધ કરી, પછીથી એનો પણ વધ કરાવ્યો.

ઉદયન રાજાના અંતપુરને (જનાનખાનાને) આગ લાગવાથી **સામાવતી** અને એની પાચસો સખીઓ બળી મૂવાની હકીકત ઉદાનના સાતમા વર્ગના દસમા સુત્તમા આપેલી છે. 'એમની ગતિ શી થઇ ?' એવો પ્રશ્ન ભિક્ષુઓએ પૂછયો. ત્યારે **ભગવાને** કહ્યું, "એમનામાથી કેટલીક સ્રોતઆપન્ન, કેટલીક સકૃદાગામી અને કેટલીક અનાગામી હતી. એમનું મરણ નિષ્ફળ નહિ જાય" આ ઉપરથી

એમ જણાય છે કે પિંડોલ [1]ભારદ્વાજે ઉદયનને બુદ્ધોપાસક કર્યો ત્યાર પહેલા ઘણાં વરસ અંતઃપુરની સ્ત્રીઓમાં બૌદ્ધધર્મનો સારી રીતે પ્રચાર થયો હતો.

બુદ્ધે કન્યાદાન લેવાની ના પાડી, એવો ઉલ્લેખ સુત્તનિપાત-માના માગંદિયસુત્તમા મળી આવે છે. ઉદાનમાંનું સુત્ત તથા માગંદિય-સુત્તની અટ્ઠકથાઓને આધારે મનોરથપૂરણીકારે ઉપરની વાત રચેલી હોવી જોઈએ. એમા ઇતિહાસનો ઘણો અંશ હોવો જોઇએ. આ જ વાત ધમ્મપદ–અટ્ઠકથામા થોડી વધારે ખીલવીને લખેલી છે; પણ મનોરથપૂરણીની વાત એનાથી વધારે પ્રાચીન હોવી જોઇએ.

## ૭૦

## ઉત્તરા નંદમાતા

" ધ્યાનરત ઉપાસિકાઓમા ઉત્તરા નંદમાતા શ્રેષ્ઠ છે. "

રાજગૃહમા સુમનશ્રેષ્ઠી નામે એક શ્રીમંત વેપારી રહેતો હતો. એની પાસે એક પૂર્ણ નામે નોકર હતો. આ ઉત્તરા એની દીકરી હતી. એક દિવસ રાજગૃહમા ઓચ્છવ ચાલતો હતો તે વખતે સુમનશ્રેષ્ઠીએ પૂર્ણને કહ્યું, " પૂર્ણ, તું આજે ઓચ્છવમા મોજમઝા કરવાનો, કે સારા બળદ અને હળ લઈ ખેતરમા ખેડવા જવાનો ? " પૂર્ણ બોલ્યો, " આર્ય, હું મારી સ્ત્રીને પૂછીને કહું છું. " એણે પોતાની સ્ત્રીને પૂછયું, ત્યારે એ બોલી, " આ શું ! મને શું પૂછો છો ? શેઠની ઇચ્છા તમે ખેતર ખેડો એવી દેખાય છે. તેથી એ કામ છોડી ઓચ્છવમા જશો નહિ. " સ્ત્રીનું કહેવું સાંભળી પૂર્ણ ખેતીનાં ઓજારો લઈ ખેતર ખેડવા ગયો.

એ જ દિવસે સારિપુત્ત નિરોધસમાધિમાથી ઉઠી એ જ રસ્તે થઇને આવતો હતો. પૂર્ણને જોઈ, અહી પાણી કયાં મળશે, એવું એણે પૂછયું. પૂર્ણે એને દાતણ તથા મ્હોં ધોવા માટે પાણી આણી આપ્યું;

---

[1] આ ભાગનું પ્રકરણ ૮ જુવો.

અને એના મનમાં એવો વિચાર આવ્યો કે, આજે આવા સત્પુરુષને ભિક્ષા આપી શકાઇ હોત તો ઠીક થાત. પૂર્ણની સ્ત્રી પોતાના પતિ માટે એ ઓચ્છવને દિવસે મિષ્ટાન્ન તૈયાર કરી એ લઇ એ રસ્તે આવતી હતી. સારિપુત્તને જોઈ એણે મનમા વિચાર કર્યો કે આપણા જેવા ગરીબના ઘરમા આવા સત્પુરુષને આપવા માટે કયાથી ભિક્ષા હોય ? આજે આ અન્ન આમને અર્પણ કરી, ફરીથી ઘેર જઇ પતિ માટે બીજું લાવી શકાશે. આવો વિચાર કરી એ બધુ અન્ન સારિપુત્તના પાત્રમા નાખી એ બોલી. "ભદન્ત, આવા આ દારિદ્રયમાથી અમે મુકત થઇએ તેમ કરો." સારિપુત્તે, 'તારા મનોરથ પૂર્ણ થાઓ' એવો આશીર્વાદ આપ્યો, અને એ ત્યાથી જ વિહારમા ચાલ્યો ગયો.

પૂર્ણની સ્ત્રી પાછી ઘેર ગઇ; અને પતિ માટે ફરીથી મિષ્ટાન્ન તૈયાર કરી, પૂર્ણ જમીન ખેડતો હતો ત્યા લઈ ગઇ. પોતાને મોડું થવાથી પૂર્ણને રીસ ચઢી હશે એમ ધારી, એણે કહ્યું, "સ્વામિનાથ, આજ એક દિવસ મને ક્ષમા કરો. તમારે માટે તૈયાર કરેલુ મિષ્ટાન્ન મેં વાટમા સ્થવિરને આપી દીધું, અને આ ફરીથી બીજું તૈયાર કરી લઈ આવી છું. તેથી જ મને મોડું થયુ."

પૂર્ણઃ—હે ભદ્રે, તેં આ ઘણું સારૂં કર્યુ. આજે સવારે મેં સ્થવિરને દાતણ તથા મ્હો ધોવા માટે પાણી આપ્યુ હતું, અને એ જ વખતે મારા મનમા એને કંઇક ભિક્ષા આપવી, એવો વિચાર આવ્યો હતો. કેમ જાણે મારૂં મન જાણીને જ તેં આ કામ કર્યુ હોય ને !

સ્ત્રીએ આણેલુ મિષ્ટાન્ન ખાઇ, એના ખોળામા માથું મૂકી પૂર્ણ થોડી વાર સૂઇ ગયો; અને ઉઠીને જુએ છે તો ખેડેલી એક જગ્યાએ એને સોનાની જ માટી દેખાઇ. તે બોલ્યો, "ભદ્રે, આજ મેં ખેડેલી જગ્યાએ આ સોનું દેખાય છે, જોયું કે ?"

સ્ત્રી:—આર્ય, આજે તમને ઘણી મહેનત પડવાથી તમારી આંખો બગડી ગઈ હશે.

પૂ૦:—પ્રિયે, જો તને મારા પર વિશ્વાસ ન હોય, તો તું જાતે જ જઇને જો.

એ સોનું જ હતુ, એવી એની પણ ખાતરી થઇ. એટલે પૂર્ણે કહ્યુ, "આપણે આ ચોરી જઇએ તો અપરાધી ઠરીએ. તુ અહીં જ રહે. હુ રાજાને એની ખબર આપુ છું.

એક તાસકમા ત્યાંથી સોનાની માટી ભરી લઇ પૂર્ણ રાજમહેલમા ગયો, અને રાજાને બનેલી બધી બીના કહી સંભળાવી. રાજાએ એ બધું સોનું રાજમહેલમા આણ્યુ, અને પૂર્ણને ધનશ્રેષ્ઠી એવું નામ આપી શ્રેઠીપદ આપ્યુ.

ઉત્તરા દેખાવડી તો હતી જ; તેમા વળી એના બાપે મોટી યોગ્યતા સંપાદન કરી, એટલે ખુદ પૂર્ણના માલિકે–સુમનશ્રેઠીએ પોતાના છોકરા માટે એની માગણી કરી. પણ પૂર્ણે કહ્યું, "મારે તમારે ત્યા છોકરી આપવી નથી." એ સાભળી સુમનશ્રેઠીને ખોટું લાગ્યુ, અને એણે કહેવડાવી મોકલ્યુ કે, 'આટલા વરસ સુધી મારા હાથ તળે રહી, અધિકાર મળ્યો કે તરત જ મને ભૂલી ગયો કે શું?' ત્યારે પૂર્ણે જવાબ આપ્યો, "હું તમને ભૂલી ગયો નથી. તમારા કુળની તથા ગોત્રની મને પરવા નથી. પણ તમે રહ્યા બીજા પંથના; અને મારી છોકરી રહી બુદ્ધાનુયાયિની! તેથી એનું તમારા ઘરમાં બનશે શી રીતે?" એ પર સુમનશ્રેષ્ઠીએ લખ્યું કે, "આપણો જૂનો સંબંધ તોડી નાંખવો ઠીક નથી. હું અન્યપથી હોઉં, તો પણ મારી પુત્રવધૂના વહિવટમાં હું જરા પણ ઓછું રાખીશ નહિ. બુદ્ધનો સત્કાર વગેરે કરવા માટે[1] એને જે ખર્ચ થાય, તે એને આપવામાં આવશે."

ત્યાર પછી ઉત્તરાને સુમનશ્રેઠીના છોકરા વેરે પરણાવવામાં આવી. કેટલોક કાળ વીત્યા પછી એણે પોતાના પતિને કહ્યું, "હું

---

૧. એ બુદ્ધની પૂજા માટે એક કાર્ષાપણનાં ફૂલ મોકલતી હતી, એવું મનોરથપૂરણીમાં છે. પણ વિહારમાં રોજ ફુલ મોકલવાનો રીવાજ બુદ્ધના વખતનો નહોતો, પણ બુદ્ધઘોષના વખતનો હતો તેથી મૂળ વાક્યનું રૂપાંતર કરતી વખતે થોડો ફેરફાર કર્યો છે.

પિયરમાં હતી ત્યારે મહિનામા આઠ દિવસ ઉપોસથવ્રત પાળતી હતી. તેથી અહીં પણ તેમ કરવાની પરવાનગી આપો.” પણ એને આ વાત પસંદ પડી નહિ. ચોમાસું આવ્યું તો પણ ઉત્તરાને ઉપોસથ કરવા માટે પરવાનગી મળે નહિ. ચાતુર્માસનું છેલ્લું પખવાડિયું આવના પહેલા એણે પોતાના બાપને કાગળ લખ્યો કે, 'તમે મને અહી કેદમા પૂરી છે. આટલા દિવસમા હું એક દિવસ પણ ઉપોસથ પાળી શકી નથી. તેથી હવે મારે માટે એકદમ પંદર હજાર કાર્ષાપણ મોકલી આપશો.'

એના માબાપે પણ આ આટલા પૈસા કેમ માગે છે, તેની તપાસ કરવાની પંચાતમા ન પડતાં એકદમ પંદર હજાર કાર્ષાપણ મોકલી આપ્યા તે વખતે રાજગૃહમા સિરિમા નામની એક ગણિકા રહેતી હતી. એને બોલાવી લાવી ઉત્તરાએ કહ્યું, “સિરિમા, હું પંદર દિવસ ઉપોસથવ્રત પાળવા ઇચ્છું છું. તેથી આ પંદર હજાર કાર્ષાપણ લઇ આ પખવાડિયું મારે બદલે તું મારા ધણીની સેવા કર.”

સિરિમાએ આ વાત કબૂલ કરી. એની સાથે મોજ કરવા મળશે, એવું જોઇ ઉત્તરાના પતિએ ઉત્તરાને ઉપોસથ પાળવા માટે તરત જ રજા આપી. તે દિવસથી ઉત્તરા દાસીઓને સાથે લઈ, ખાવા પીવાના પદાર્થ તૈયાર કરાવી સંઘને દાન આપતી, અને બાકીનો વખત ધર્મચિંતનમાં ગાળતી. આ રીતે પખવાડિયું પૂરૂં થવા આવ્યું.

પંદરમે દિવસે સવારે ઉત્તરા રસોઇ કરવામા ગુંથાઇ હતી; અને એનો પતિ સિરિમા સાથે ગપ્પા મારતો અગાશી પર બેઠો હતો. ઉત્તરાએ બારીમાથી એના તરફ જોયું. 'આવી સંપત્તિનો ત્યાગ કરી રસોઇના ધૂમાડાથી પોતાનું મ્હો કાળું કરી લેનારી તથા દાસીઓ સાથે કામ કરનારી આ સ્ત્રી અતિ અભાગીયણ હોવી જોઇએ,' એવો વિચાર મનમા આવવાથી એનો પતિ જરાક હસ્યો. 'એ પોતાની સંપત્તિના મદથી ઉન્મત્ત થયો છે,' એવું જોઇ ઉત્તરા પણ હસી. એ જોઈ, 'આ ચેટિકા હું અહીં હાજર છું એવે વખતે

મારા પતિ સાથે હસે ખેલે શું ?' એમ બોલતી બોલતી ક્રોધથી ઝપાટાબંધ સિરિમા નીચે ઉતરી! એની એ ચાલ ઉપરથી જ ઉત્તરાએ જાણી લીધું કે, આ પખવાડિયામાં એને 'હું શેઠાણી જ છું,' એવું લાગવા માડ્યું હોવું જોઇએ! અને તે જ વખતે સિરિમા પર મૈત્રીનું ધ્યાન ધરી એ સામે ઉભી રહી.

દાસીઓના ટોળામા પેસી કડાઇમાંથી મોટી કડછી ભરી કકડતુ તેલ લઇ સિરિમાએ એ ઉત્તરાના માથા પર રેડ્યું! પરંતુ મૈત્રીના ધ્યાનના પ્રભાવથી ઉત્તરાને એથી ઇજા ન થતા કમળપત્ર પર પડેલા જલબિંદુની માફક એ ત્યાથી સરીને નીચે પડ્યું. ત્યારે પાસે ઉભેલી દાસીઓએ સિરિમાને કહ્યું, "વાહ રે વાહ! અમારી શેઠાણી પાસેથી પૈસા લઇ આ ઘરમા આવી, અને હવે પોતે જ શેઠાણી થવાનો વિચાર કરે છે કેમ?"

એમ કહી એક પછી એકે આવી સિરિમા પર એમણે યથેચ્છ પ્રહાર કરવા માડ્યો ત્યારે સિરિમાએ પોતાનો અધિકાર ઓળખ્યો; અને ઉત્તરાના પગ આગળ નમી પડી, પગે પડી, એની માફી માગી. ઉત્તરા બોલી, "સિરિમા, આ બાબતમાં હુ તને ક્ષમા કરીશ નહિ, હું કુલીન સ્ત્રી છુ, એ તું ધ્યાનમા રાખ. જો ભગવાન તને ક્ષમા કરે તો હું કરીશ."

એટલામા ભગવાન ભિક્ષુસંઘ સાથે ભિક્ષા માટે ત્યાં આવી પહોંચ્યા. એમને પગે લાગી સિરિમાએ બનેલી હકીકત એમને કહી સંભળાવી, અને એમની માફી માગી. ભગવાને માફી આપી, એટલે ઉત્તરાએ પણ એનો અપરાધ માફ કર્યો. એટલે ભગવાને કહ્યું, "ક્ષમાથી ક્રોધને જીતવો; દુર્જનને સાધુતાથી જીતવો; કૃપણને દાનથી જીતવો, અને જૂઠાને સત્યથી જીતવો."[૧]

---

૧. મૂળ ગાથા ધમ્મપદમાં છે:—

अक्कोधेन जिने कोधं, असाधुं साधुना जिने।
जिने कदरियं दानेन, सच्चेनालिकवादिनं॥

વેળુકંટક શહેરમા રહેનારી વેળુકંટકી નંદમાતા નામની બીજી એક **ઋદ્ધિમતી** ઉપાસિકા હતી, એવું **અંગુત્તરનિકાયમાનાં** કેટલાક સુત્તો ઉપરથી જણાય છે. એને તથા ખુજ્જુત્તરાને ઉપાસિકાવર્ગમા **ભગવાને** અગ્રસ્થાન આપ્યું છે. તેથી એ તથા **ઉત્તરા નંદમાતા** એ બન્ને એક જ હોવી જોઇએ, એવી પ્રબળ શંકા આવે છે. અટ્ઠકથાઓ રચાઈ તે વખતે મૂળ વાતમા ઘણો જ ફેરફાર થઇ, ઉપરની વાત રચવામા આવી હશે.

## ૭૧

## સુપ્પવાસા કોલિયદુહિતા

" ઉતમ અન્ન આપનારી ઉપાસિકાઓમાં સુપ્પવાસા કોલિયદુહિતા શ્રેષ્ઠ છે."

આ **સીવલિ** સ્થવિરની મા થાય. એની વાત આ ભાગના અઢારમા પ્રકરણમા આવી ગઇ છે. એટલે એ ત્યા જોઇ લેવી.

## ૭૨

## સુપ્પિયા ઉપાસિકા

" માંદાઓની માવજત કરનારી ઉપાસિકાઓમાં સુપ્પિયા શ્રેષ્ઠ છે."

એનો જન્મ **વારાણસીમા** થયો હતો, અને એનુ લગ્ન પણ એ જ શહેરના એક યુવાન સાથે થયું હતું. એક દિવસ ધર્મશ્રવણ માટે એ વિહારમાં ગઇ હતી, ત્યારે એણે ત્યા એક અત્યંત માદો પડેલો ભિક્ષુ જોયો; અને એને ઔષધ માટે શું જોઇએ છે, તેની તપાસ કરી. એના રોગ માટે માસનો ઉકાળો જોઇતો હતો. એણે માસ લાવવાનો પ્રયત્ન કર્યો. પણ એવી કવેળાએ માસ મળી શકે તેમ નહોતુ. એ **બુદ્ધોપાસિકા** હોવાથી જનાવરને મારીને માસ તૈયાર કરવું પણ એને પસંદ નહોતું. તેથી પોતાની ઓરડીમાં જઈ શસ્ત્રથી પોતાની જાંઘનું માસ કાપી. પોતાની દાસી પાસે એનો ઉકાળો

કરાવી એણે એ એ ભિક્ષુ પાસે મોકલ્યો; અને એથી એ માંદી પડી.

સુપ્પિયાના પતિનું નામ સુપ્પિય હતું. એ પણ અત્યંત શ્રદ્ધાળુ ઉપાસક હતો. ઘેર આવી તપાસ કરતા એની માંદગીનું કારણ જ્યારે એને સમજાયું, ત્યારે એને સાનંદ આશ્ચર્ય થયું. એણે પોતાના મનમા જ કહ્યું "માદા ભિક્ષુને દર્દ ઓછુ થાય તે માટે પોતાની જાંઘનું પણ માસ આપવા આ તૈયાર થઈ. એનું આ ઔદાર્ય ઘણું જ મોટુ છે.' તે દિવસે વિહારમા જઈ ભગવાનને એણે આમંત્રણ કર્યું. બીજે દિવસે નક્કી કરેલે વખતે ભગવાન ભિક્ષુ-સંઘ સાથે એને ઘેર ગયા અને ત્યા પાથરેલા આસનપર બેઠા. સુપ્પિય ભગવાનને નમસ્કાર કરી એક બાજુએ ઉભો રહ્યો. ત્યારે ભગવાને સુપ્પિયાની ખબર પૂછી. સુપ્પિયે, 'એ માંદી છે,' એવું કહ્યું. ભગવાને કહ્યું, "એને અહીં બોલાવો."

સુ૦:—પણ ભદન્ત, એ ઉઠી શકતી નથી.

ભ૦:—જો ઉઠાતું નહોય, તો એને ઉચકીને લઇ આવો.

એ પ્રમાણે એને ઉચકીને ભગવાનની સામે લાવીને બેસાડવામા આવી. ત્યારે એનો ઘા એની મેળે રૂઝાઇ ગયો. ભોજન થઈ રહ્યા પછી ભગવાને વિહારમાં જઇ, વગર વિચાર્યે માણસના માંસનો ઉકાળો લેવા માટે એ ભિક્ષુનો નિષેધ કર્યો; અને ત્યારથી ઔષધ સારૂ પણ માણસના માસનો ઉપયોગ કરવો નહિ, એવો નિયમ કર્યો.[1]

આ વાત ઉપરથી સુપ્પિયાને માંદા માણસ માટે કેટલી લાગણી હતી, તે સ્પષ્ટ રીતે દેખાઈ આવે છે.

## ૭૩

## કાતિયાની

"જ્ઞાનયુક્ત શ્રદ્ધા રાખનારી ઉપાસિકાઓમા કાતિયાની શ્રેષ્ઠ છે."

---

૧ મૂળ વાત મહાવગ્ગના છઠ્ઠા ભાગમાં છે, અને કેટલોક ફેરફાર કરી મનોરથપૂરણીકારે આ જ વાત લીધી છે.

એનો જન્મ **અવંતી** દેશમાં કુરરઘર શહેરમા થયો હતો, અને એ ત્યાં જ રહેતી હતી. એ મોટી થઇ ત્યારે એની અને **સોણ** કુટિકર્ણની મા કાળી ઉપાસિકાની દૃઢ મિત્રતા બંધાઈ. કુરરઘરથી **સોણ** **શ્રા**વસ્તી ગયો, અને ત્યાંથી ઉત્તમ રીતે **ભ**ગવાનનો ધર્મ શીખી પાછો આવ્યો, ત્યારે કાળીએ એને પોતાને ઘેર ઉપદેશ કરવા માટે બોલાવ્યો. એનો ઉપદેશ સાભળવા ઘણા લોકો આવ્યા હતા. તેમા કાતિયાની પણ હતી.

કાતિયાનીને ઘેર ખાતર પાડવા માટે શહેરના ગઢ બહારથી ચોરોએ ભોયરૂ ખોદવાનો આરંભ કર્યો હતો, અને એ ભોયરૂ એ જ રાતે પૂરૂં થયું. ચોરોના આગેવાને પડોશમા ચાલી રહેલો ધર્મોપદેશ સાભળ્યો, અને ત્યા જઇ એ કાતિયાનીની પાછળ ઉભો રહ્યો. એ જ વખતે દીવા માટે તેલ લાવવા સારૂ કાતિયાનીએ પોતાની દાસીને ઘેર મોકલી, એ દાસી તેલ ન લાવતા જ, ચોર આવ્યાની ખબર લઇ આવી. તે વખતે ચોરોના આગેવાને એવો વિચાર કર્યો કે, જો આ ગડબડને લીધે કાતિયાની અહીંથી ઉઠીને જવા લાગે, તો એના અહીં ને અહીંયાં જ બે કકડા કરી નાખીશ. પણ કાતિયાનીએ દાસીને કહ્યું, " અતિ, ગડબડ કરીશ નહિ. ચોરોને હાથ લાગે તે ચોરો લઇ જશે. પણ હું જે આજે ઉપદેશ સાંભળું છુ તે કોઇના પણ હાથમા આવે તેવો નથી. આવા કામમા તુ વિઘ્ન નાખીશ નહિ. "

એનું એ વચન સાભળી ચોરોનો આગેવાન અત્યંત શરમાયો, અને પોતાના મનમા જ બોલ્યો, "આવી બાઇના ઘરમા ખાતર પાડનારા અમને આ મહાપૃથ્વી બેભાગ થઇ પોતાના પેટમાં સમાવી દે, એ જ યોગ્ય છે. " એ એકદમ કાતિયાનીને ઘેર ગયો અને પોતાના સાથીઓને દરેક ચીજ એને ઠેકાણે મૂકી દેવરાવી એમને લઇ કાળીને ઘેર આવ્યો. એ બધા ચોરો ત્યાં ભેગા થએલા લોકોની પાછળ ઉભા રહ્યા હતા. જ્યારે ઉપદેશ પૂરો થયો, ત્યારે કાતિયાનીને

પગે લાગી એ આગેવાને પોતાને તથા પોતાના સાથીદારોને ક્ષમા કરવાની પ્રાર્થના કરી. ‘ એ ક્ષમા કેમ માગે છે, ’ એ કાતિયાની સમજી શકી નહિ. તે બોલી, “ તમે મારો શો અપરાધ કર્યો છે ? ” એણે બનેલી સર્વ હકીકત એને કહી સંભળાવી. ત્યારે એણે એમના સર્વ અપરાધ માફ કર્યા. પણ એટલાથી એમનું સમાધાન થયું નહિ. એની મારફતે જ પોતાને પ્રવ્રજ્યા આપવા માટે એમણે સોણને વિનંતી કરી, અને એ બધા ભિક્ષુ થયા.

## ૭૪

## નકુલમાતા ગૃહપત્ની

“ બીજાનું સમાધાન કરનારી ઉપાસિકાઓમાં નકુલમાતા ગૃહપત્ની શ્રેષ્ઠ છે.”

એની આખી વાત નકુલપિતાની વાતમા (પ્ર ૬૫) આવી ગઇ છે. એ ત્યાં જોઇ લેવી.

## ૭૫

## કાળી ઉપાસિકા કુરરઘરિકા

“ માત્ર સાભળીને જ (મળ્યા વગર) ભક્ત થએલી ઉપાસિકાઓમા કાળી શ્રેષ્ઠ છે. ”

એનો જન્મ રાજગૃહમા એક સારા કુટુબમા થયો હતો. એનું લગ્ન અવંતી દેશના કુરરઘર નામે શહેરના એક કુટુબમા થયુ હતુ. એ ગર્ભવતી હતી ત્યારે પિયર આવેલી; અને ત્યા જ એણે પહેલવહેલી ભગવાનની કીર્તિ સાંભળી; ત્યારથી એ ઉપાસિકા થઇ. એને જે છોકરો થયો તેનું નામ સોણ પાડવામા આવ્યુ. એની કથા આ ભાગના સત્તરમા પ્રકરણમાં આવી ગઇ છે. ભગવાનની કીર્તિ સાતાગિર અને હેમવત નામના બે યક્ષોના સંવાદ ઉપરથી એણે સાંભળી, એવું મનોરથપૂરણીમા કહ્યું છે. ફાવે તેમ થયું હોય, તો પણ ભગવાનનું દર્શન થયા વગર જ, બીજાઓ પાસેથી

એમની કીર્તિ તથા ધર્મોપદેશ સાભળી એ ઉપાસિકા થઇ, એટલી વાત તો સત્ય છે.

---

[ બુદ્ધના ભિક્ષુસંઘમા અંત્યજ જાતિના પણ ભિક્ષુઓ હતા. પણ એમનામાંથી કોઇનો પણ ઉપરની યાદીમા સમાવેશ થએલો નથી. તેથી નમુના દાખલ **સોપાક (श्वपाक)** તથા **સુનીત** એ બે અંત્યજ જાતિના સ્થવિરોનાં ચરિત્ર **થેરગાથા–અટ્ઠકથાને** આધારે અત્રે આપુ છું. ]

## ૭૬

## સોપાક (શ્વપાક).

એનો જન્મ **રાજગૃહમાં શ્વપાકકુળમા** થયો હતો અને એ જ નામથી એ આગળ જતા પ્રસિદ્ધ થયો. એ ચાર મહિનાનો હતો ત્યારે જ એનો બાપ મરણ પામ્યો. અને એના ભરણપોષણનો ભાર એના કાકા પર પડયો. એ સાત વરસનો થયો ત્યારે 'આ મારા છોકરા સાથે લટ્યા કરે છે,' એમ કહી એનો કાકો એને સ્મશાનમા લઇ ગયો, અને એના બંને હાથ પીઠ પાછળ બાંધી એ જ દોરીથી એને ત્યા પડેલા એક મડદા સાથે બાંધી દીધો; અને 'આને શિયાળવા ખાઇ જાઓ,' એમ કહી ત્યાથી ચાલ્યો ગયો. એટલે **સોપાક**, 'મારી અહીં શી ગતિ થશે, મારો અહીં કોણ વાલી. મને આ બીકમાથી કોણ તારશે?' એમ કહી મોટેથી આક્રોશ કરવા લાગ્યો. રાત્રે **સોપાકનો** આક્રોશ સાભળી **ભગવાન** ત્યા આવ્યા, અને બંધનમાથી મુકત કરી એને પોતાની સાથે લઈ ગયા. **સોપાકની** માએ દિયરને છોકરાની ખબર પૂછી; પણ એણે કંઈ પણ દાદ લાગવા દીધી નહિ. તેથી બીજે દિવસે એનો શોધ કરતી કરતી એ **ભગવાન** પાસે આવી પહોંચી, અને પોતાના છોકરાની ખબર પૂછી. **ભગવાને** એને ધર્મોપદેશ કર્યો. એ સાભળી એ સ્રોતઆપન્ન થઇ, અને છોકરાને વિહારમાં લઇ જવા માટે એને ખોટું ન લાગતાં

ઉલટો આનંદ જ થયો. પછીથી સોપાકને અર્હત્પદ પ્રાપ્ત થયું. થેરગાથામા એની જે સાત ગાથાઓ છે તે આ પ્રમાણે છેઃ—

दिस्वा पासादछायायं चंकमन्तं नरुत्तमं।
तत्थ न उपसंकम्म वन्दिस्सं पुरिसुत्तमं ॥१॥

एकंसं चीवरं कत्वा संहरित्वान पाणियो।
अनुचंकमिस्सं विरजं सब्बसत्तानमुत्तमं ॥२॥

ततो पञ्हे अपुच्छि मं पञ्हानं कोविदो विदु।
अच्छम्भी च अभीतो च ब्याकासिं सत्थुनो अहं ॥३॥

विस्सज्जितेसु पञ्हेसु अनुमोदि तथागतो।
भिक्खुसंघं विलोकेत्वा इममत्थं अभासथ ॥४॥

लाभा अंगानं मगधानं येसायं परिभुञ्जति।
चीवरं पिण्डपातञ्च पच्चयं सयनासनं।
पच्चुट्ठानञ्च सामीचिं, तेसं लाभा ति च ब्रवी ॥५॥

अज्जतग्गे मं सोपाक दस्सनायोपसंकम।
एसा चेव ते सोपाक भवतु उपसम्पदा ॥६॥

जातिया सत्तवस्सोहं लद्धान उपसम्पदं।
धारेमि अन्तिमं देहं अहो धम्मसुधम्मता ॥७॥

(૧) મહેલની છાયામાં ચંક્રમણ કરતા નરોત્તમને જોઇ હું ત્યા ગયો, અને એને નમન કર્યું. (૨) ચીવર એક ખભા પર કરી અને હાથ જોડી એ વિશુદ્ધ, સર્વસત્ત્વોત્તમની પાછળ પાછળ હું પણ ચંક્રમણ કરવા લાગ્યો. (૩) ત્યારે એ કુશલપ્રશ્ન પૂછનારાએ મને પ્રશ્ન પૂછ્યા અને ગભરાટ કે બીક વગર મેં એ ગુરુને જવાબ આપ્યા. (૪) પ્રશ્નોના ઉત્તરો આપવા માટે તથાગતે મારૂં અભિનંદન કર્યું અને ભિક્ષુસંઘ તરફ ફરી એણે કહ્યું, (૫) "જે અંગોના તથા મગધોના ચીવર, પિંડપાત, ભૈષજ્ય (ઔષધ) અને શયનાસન

આ સ્વીકારે છે, એ એમનો મોટો ફાયદો જ છે એમ સમજવું જોઇએ. જે એની માનમર્યાદા રાખે છે, તેમને પણ ફાયદો થાય છે. (૬) સોપાક, તું આજથી મને મળવા માટે આવતો જજે; અને આ જ તારી ઉપસંપદા થઇ એમ સમજ." (૭) હું સાત વરસનો હતો ત્યારે મને ઉપસંપદા મળી; અને હવે હું આ અંતિમ શરીર ધારણ કરૂં છું. ધન્ય છે ધર્મના સામર્થ્યને !

## ૭૭

## સુનીત

એનો જન્મ ભંગીકુળમાં થયો હતો. થેરગાથાના બારમા નિપાતમા એની ગાથાઓ છે. તેમા જ એનું ચરિત્ર આપેલું છે. એ ગાથાઓ આ પ્રમાણે છે:—

नीचे कुलम्हि जातोहं दलिद्दो अप्पभोजनो।
हीनं कम्मं ममं आसि अहोसिं पुप्फछड्डको ॥१॥
जिगुच्छितो मनुस्सानं परिभूतो च वम्भितो।
नीचं मनं करित्वान वन्दिस्सं बहुकं जनं ॥२॥
अथद्दसासिं सम्बुद्धं भिक्खुसंघपुरक्खतं।
पविसन्तं महावीरं मगधानं पुरुत्तमं ॥३॥
निक्खिपित्वान ब्याभंगिं वन्दितुं उपसकमिं।
ममेव अनुकम्पाय अट्ठासि पुरिसुत्तमो ॥४॥
वन्दित्वा सत्थुनो पादे एकमन्त ठितो तदा।
पब्बज्जं अहमायाचिं सब्बसत्तानमुत्तम ॥५॥
ततो कारुणिको सत्था सब्बलोकानुकम्पको।
एहि भिक्खूति मं आह सा मे आसूपसम्पदा ॥६॥
सो हं एको अरञ्ञास्मिं विहरन्तो अतन्दितो।
अकासिं सत्थु वचनं यथा मं ओवदी जिनो ॥७॥

रत्तिया पठमं यामं पुब्बजातिं अनुस्सरिं ।
रत्तिया मज्झिमं यामं दिब्बचक्खुं विसोधितं ।
रत्तिया पच्छिमे यामे तमोखन्धं पदालयिं ॥ ८ ॥

ततो रत्या विवसने सुरियस्सुग्गमनं पति ।
इन्दो ब्रह्मा च आगन्त्वा मं नमस्सिंसु पञ्जली ॥९॥

नमो ते पुरिसाजञ्ञ नमो ते पुरिसुत्तम ।
यस्स ते आसवा खीणा दक्खिणेय्योसि मारिस ॥१०॥

ततो दिस्वान मं सत्था देवसंघपुरक्खतं ।
सितं पातुकरित्वान इमं अत्थं अभासथ ॥११॥

तपेन ब्रह्मचरियेन संयमेन दमेन च ।
एतेन ब्राह्मणो होति एतं ब्राह्मणमुत्तमं ॥१२॥

(૧) હું નીચકુળમા જન્મ્યો હતો, અને ગરીબ હતો. ખાવા પીવાની મને તાણ પડતી. મારો ધંધો હલકો હતો, હુ ભંગી હતો. (૨) લોકો મારાથી કંટાળતા મારો તિરસ્કાર કરતા અને નિંદા કરતા. તો પણ હુ નમ્રભાવે કેટલાએ લોકોને નમન કરતો (૩) આવી સ્થિતિમા ભિક્ષુસંઘ સાથે મગધના શ્રેષ્ઠ શહેરમા પ્રવેશ કરતા મહાવીર સંબુદ્ધને મેં જોયા. (૪) મેં કાવડ[1] નીચે મૂકી, અને નમસ્કાર કરવા માટે આગળ ધસ્યો કેવળ મારી ઉપર દયાથી એ પુરુષશ્રેષ્ઠ ઉભો રહ્યો (૫)એ ગુરુને પગે લાગી, મેં એક બાજુએ ઉભા રહી એ સર્વસત્ત્વોત્તમ પાસે પ્રવ્રજ્યા માગી (૬) ત્યારે સર્વ લોકો પર દયાભાવ રાખનારા એ કારુણિક ગુરુએ મને, 'ભિક્ષુ, આમ આવ.' એમ કહ્યું. એ જ મારી ઉપસંપદા થઇ. (૭) એ હું એકાકી સાવધાનતાની અરણ્યમા રહ્યો. અને જેવી રીતે મને એ જિને ઉપદેશ કર્યો હતો. તેવી રીતે એ ગુરુના વચનને અનુસરી

---

૧ જુના વખતમાં ભંગી લોકો શહેરમાંનો કચરો કાવડોમા ભરીને લઇ જતા હતા આ રીવાજ નેપાળમાં ચાલુ છે. ચીના લોકો પણ મેલું ઉપાડી જવા કાવડનો ઉપયોગ કરે છે

વર્તવા લાગ્યો. (૮) રાતના પહેલા યામમાં હુ પૂર્વજન્મ યાદ લાવવા સમર્થ થયો, રાત્રિના મધ્યમ યામમાં મને દિવ્યદષ્ટિ પ્રાપ્ત થઇ. રાત્રિના પશ્ચિમયામમા મેં તમોરાશિનો (અવિદ્યાનો) નાશ કર્યો. (૯) ત્યાર-પછી રાત પૂરી થવા આવી અને સૂર્યોદયની તૈયારી થઈ ત્યારે ઇંદ્રિ અને બ્રહ્મા આવી મને નમસ્કાર કરી હાથ જોડી ઉભા રહ્યા. (૧૦) તેઓ બોલ્યા, "હે દાન્ત પુરુષ, તને નમસ્કાર હો. હે પુરુષોત્તમ, તને નમસ્કાર હો. જેના આશ્રવ (પાપ) ક્ષીણ થયા છે, તે તું, હે મિત્ર, દક્ષિણાર્હ છુ." (૧૧) પછીથી દેવસંઘે મારો સત્કાર કરેલો એ ગુરુએ જોયો, અને સ્મિત કરી તેમણે કહ્યું. (૧૨) "(માણસ) તપથી, બ્રહ્મચર્યથી સયમથી અને દમથી બ્રાહ્મણ થાય છે; આ જ બ્રાહ્મણ્ય ઉત્તમ છે"

